## શેઠ. હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો....




## ઉપોદ્ઘાત.

---

સુરતના વતની અને ધધાર્થે મુંબાઇ નિવાસી સ્વર્ગસ્થ શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ને રોજ વીલ કર્યુંછે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦માં રૂ. ૨૦૦૦) સોસાઇટીને મળ્યા, એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ. હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલકત, પુસ્તક પ્રચારને માટે સોસાઇટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪માં રૂ. ૧૮૦૦૦)ની સરકારી નોટો સોસાઇટીને મળીછે. આ રીતે કુલ રૂ ૨૦૦૦૦)ની નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળીછે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તક "શેઠ. હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છે—

૧. કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ.
૨. માને શીખામણ.
૩. નીતિ મંદિર.
૪. બાળલગ્નથી થતી હાનિ.
૫. પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી.
૬. ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર.

૭ ધાર્મિક પુરૂષો
૮ વિચાર તત્વ સિંધુ
૯ બેન્જામિન ફ્રાંકલિન (બીજી આવૃત્તિ છપાય છે)
૧૦ બોધક ચરિત્.
૧૧ સદ્વર્તન
૧૨ મધુરરસ
૧૩ જમશેદજી દાદાજી ચૌધરીનું ચરિત્ર
૧૪ ગુજરાતનો ઇતિહાસ, ભાગ ૧ લો ( પ્રાચીન ઇતિહાસ )
૧૫ ગુજરાતનો ઇતિહાસ, ભાગ ૨ જો (અર્વાચીન ઇતિહાસ).
૧૬ નીતિ સિદ્ધાંત.
૧૭ ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર
૧૮ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું ચરિત્ર.
૧૯ પરોપકાર.



# પ્રસ્તાવના.




પ્રસ્તુત ગ્રંથના વિષય
પ્રથમ વિચાર કરીએ. આ
ઉપર બંધાયેલી છે. ધર્મનો આશય, મનુષ્યનાં ઐહિક સુખ તરફ દુ-
ર્લક્ષ્ય કરીને તેના પારલૌકિક સુખ તરફ લક્ષ્ય રાખવાનો હોય છે.
મનુષ્યને ઐહિક સુખની પ્રાપ્તિ કરી આપવા સંબંધી જો કે ધ-
ર્મની આજ્ઞા હોય તોપણ તે પાળવા માટે પણ સ્વર્ગપ્રાપ્તિની
આશા બતાવેલી હોય છે. પ્રાચીન કાળમાં મનુષ્યોને પારમાર્થિક સુ-
ખનાં સાધનો સુલભ કરવાને મદદ કરવી એ પરોપકારનો મુખ્ય ઉ-
દ્દેશ ગણેલો હોવો જોઇએ, અને એજ ધોરણે પરોપકાર વિશેની રૂ-
ઢિ પડેલી હોવી જોઇએ. પરંતુ જે પ્રમાણે મનુષ્યના વ્યાવહારિક
વર્તનમાંની ઘણી બાબતોનો ધર્મમાં સમાવેશ થઇ ગયો છે, અને તે
સંબંધી રૂઢિને ધર્માજ્ઞાનું સ્વરૂપ આવેલું છે, તેમજ પરોપકાર સંબં-
ધી રૂઢિની પણ સ્થિતિ થયેલી છે. હાલમાં, કેટલીક ઠરાવેલી બાબતને
પરોપકાર કહેવો અને પરોપકાર કરવાથી પુણ્ય થાય છે અને પાપ
નાશ પામે છે માટે તે કરવો જોઇએ એજ લોકોની પરોપકાર વિ-
શેની સમજુતીનો ગૂઢ અર્થ છે. આ મુકરર કરેલી વાતો પૈકી કેટ-
લીકનો સબંધ માણસના પારલૌકિક સુખ તરફ છે એમ સ્પષ્ટ જ-
ણાય છે. બ્રાહ્મણોને દાન આપવું તથા તેમને જમાડવા એ સર્વથી શ્રેષ્ઠ
પરોપકાર સમજવામાં આવે છે. પોતાના શરીરની ભારોભાર સોના-
ની અથવા રૂપાની તુલા કરી તે બ્રાહ્મણોમા વહેંચી દેવી, અથવા
હજાર કે લાખ બ્રાહ્મણ જમાડવા એ મોટામાં મોટો વર્ણન ન થઇ
શકે એવો પરોપકાર માનવામાં આવે છે. લોકોને પારમાર્થિક સુખની
પ્રાપ્તિ મળવા માટે તેમનામાં ધર્મજ્ઞાનનો પ્રસાર થવો જોઇએ, અને
તે જ્ઞાન સદોદિત ચાલુ રહેવું જોઇએ. આ કાર્ય બ્રાહ્મણોને સોંપેલું

હોવાને લીધે તેમને પોતાના નિર્વાહનાં સાધન મેળવવા માટે શ્રમ કરવો ન પડે એમ ધારીને પરોપકારની આ યોજના તેમને માટે કરેલી હોય એમ જણાય છે. કોઇનુ ઘર મઝાવી આપવુ એ પણ મોટો પરોપકાર મનાય છે ઘણા પ્રાચીન કાળથી આપણા લોકો માનતા આવ્યા છે કે પુત્ર વગર માણસને સદ્‌ગતિ મળતી નથી. ( अपुत्रस्य गतिर्नास्ति ) અને અમુક માણસને લગ્ન કરાવી આપવાથી તેને પ્રજોત્પત્તિ થશે તો આપણને મોટુ પુણ્ય લાગશે એ માટે એ વાતને એટલુ બધુ મહત્વ મળેલુ છે. પચાસ સાઠ વર્ષનો એક ગરીબ માણસ પોતાના બાર ચૌદ વર્ષના છોકરાને લઇને તેના લગ્ન કરવા માટે ઘેરેઘર ફરી ભિક્ષા માગે છે એવા ઉદાહરણો અનેક મળે છે લોકો પણ તેના લગ્ન કરાવી આપીશુ તો આપણને પુણ્ય થશે એમ માની તેને કઇ પણ રકમ આપે છે આવા ઉદાહરણો જોવા જઇએ તો પુષ્કળ મળે તેમ છે. મરતા જનાર મનુષ્યને મદદ કરવી જોઇએ એવી લોક સમજુતી થતી નથી કારણ ખુ'લુ જ દેખાય છે અન્નસત્રો કરવા, સદાવ્રત બંધાવવા, દેવળ બંધાવવા, ધર્મશાળાઓ કરાવવી અને જળાશય ખોદાવવા વગેરે બાબતોનો પણ પરોપકારમા સમાવેશ થાય છે ગરીબ માણસો ગામમા ઘેરેઘેર ભિક્ષા માગવા જાય અને લોકો તેને મૂઠીમૂઠી લોટ અથવા દાણો આપે એ પરો પકારનો પ્રકાર તો નિત્યનો થઇ પડેલો છે. આવી મુખ્ય બાબતો શિવાય બીજી ઘણીક ધાર્મિક બાબતોનો પણ પરોપકારમા સમાવેશ થયેલો છે

પરોપકાર સબધી આપણા લોકોની સમજ કેવી છે તેનુ દિગ્દર્શન કર્યા પછી હવે સાંપ્રતકાળમા કેટલીક બાબતોમા ફેરફાર કરવા જરૂરના છે તેનો વિચાર કરીએ જે વખતે પરોપકાર સબધી આવી સમજ થઇ હતી, તે વખતમા અને આજના વખતમા જમીન આસમાન જેટલો તફાવત પડી ગયો છે તે વખતની વ્યવસ્થામા જે

પરોપકારની જરૂર હતી તે, પ્રસ્તુત કાળની રંગીકરણને ઉપયોગી થઇ પડે એમ નથી. બ્રાહ્મણોને દાન આપવાં અને ભોજન કરાવી તૃપ્ત કરવા એ જે સર્વોત્તમ ગણાયલો પરોપકાર છે, તે સબંધી વિચાર કરતા પહેલાં એટલું તો કહેવાની જરૂરજ છે કે, હાલના કહેવાતા શ્રદ્ધાળુ લોકોની મશ્કરી કરીને તેમનું મન દુઃખાવવાનો આ લેખકનો મુદ્દલ હેતુ નથી. પરંતુ જે વાતને લોકો ઉપકાર તરીકે માને છે તે ઉપકારજ નથી પણ અપકાર છે એમ જેમની સમજ, હોય તેમણે પોતાના મત પ્રમાણે લોકની અપકાર પ્રવૃત્તિ બંધ પાડવાનો યત્ન કરવો જરૂરનો છે. પ્રાચીન કાળમાં જ્યારે બ્રાહ્મણોનો ઘણોખરો વખત અધ્યયન અને અધ્યાપનમાં જતો હતો ત્યારે આવા પરોપકારની આવશ્યકતા હતી. પરંતુ જેમના તરફથી હાલ તે કાર્ય થતું નથી તથા આગાડી પણ થવાનો સંભવ નથી તેમને આવી રીતે મદદ કરવાથી પૈસાનો ખોટો ઉપયોગ થાય છે. પૂર્વની વિદ્યા આપણા લોકમાં જીવીને તેવી ચાલુ રહે એવી ઇચ્છા રાખનારાઓએ તે બીજા સાધનથી પરિપૂર્ણ કરી લેવી જોઇએ છીએ. આ પરોપકારથી ઘણુંકરીને વેદપાઠી ભિક્ષુક વર્ગનેજ માત્ર ઉત્તેજન મળે છે. આ વર્ગમાંના ઘણાક લોકો પોતાનો ઘણો કાળ નિરર્થક ગાળનાર છે. આ પરોપકારનો ખરો અસલની વિદ્યાનું રહસ્ય જાણનાર પંડિતો તૈયાર કરવા તરફ વળે તો કંઇક ફાયદો થાય ખરો.

પરોપકારના વળી કેટલાક પ્રકાર સબંધી પણ ઘણીક બાબતો લખવા જેવી છે. પરંતુ તે મૂકી દઇ હાલ તો ઘેરેઘેર ભીખ માગનારાઓને ભિક્ષા આપવાનો જે પ્રથા પડી ગયેલો છે તે સંબંધી વિચાર કરીએ. ભિક્ષા માગવી એ જેમનો કુળધર્મ હોય એવી પણ કેટલીક જાતો આપણા લોકોમાં છે. સારા મજબૂત શરીરના આરોગ્ય અને કામ કરવાને શક્તિમાન હોય તેવા માણસો પણ કંઇ ઉ-

ધોગ ન કરતા ભિક્ષા માગી તેના ઉપર પોતનો નિર્વાહ કરતા જો-
વામા આવે છે સવારથી સાંજ સુધી મહેનત અને ઉદ્યોગ કરનારા-
ઓના પેટ ભરાતા નથી, પરંતુ નિરુદ્યોગી લોકો ભીખ માગી સુ-
ખેથી નિર્વાહ કરી શકે છે આવી જ્યા સુધી જનસમાજની સ્થિતિ
હોય ત્યા સુધી તેમના માથા ઉચા થઇ શકવાની આશા નથી ભિક્ષા
માગવા આવનારાઓને 'જા', એમ કહેવુ એ ઘણી પેઢીઓની રૂઢિને
લીધે ઘણુંજ ભારે લાગે છે રૂઢિનુ જોર પણ વિલક્ષણ છે રિ-
વાજો લીધે માણસને જો કે સાચ ખોટાની અસર થાય તો-
પણ રૂઢિઓ તેમના ઉપર પોતાનો ઘોડો ઘણો આગળ ચલા-
વ્યા વગર રહેતી નથી બિલાડી આડે ઉતરવાથી અથવા છિ-
ંકવાના શુકન થવાથી કઇ પણ અનિષ્ટ થવાનું નથી એવી મનની પક્કી
ખાત્રી હોવા છતાં પણ તેવો પ્રસંગ બની આવતા કેટલાક માણસનો
પગ એકદમ થોભ્યા વગર રહેતો નથી. તેમજ ઘેરેઘેર ફરનાર મજ-
બૂત અને શક્તિમાન ભીખ માગનારાઓને આપવુ એ નુકસાનકારક
છે એવો મનનો પક્કો નિશ્ચય થયા છતા પણ તે ભીખારી આંગણે.
આવીને ઉભો રહે છે ત્યારે માણસનો જે વિચાર ત્યાં હોય સો ગળી
જઇ હાથે તેને આપવા જાય છે પણ આ કામનુ શુ પરિણામ
આવે છે તે જુઓ માણસ સ્વભાવથીજ આળસુ છે. માણસ કામ
કરવાને જે પ્રવૃત્ત થાય છે તે નછુટકાથીજ થાય છે ભીખ માગી
પેટ ભરનારાઓને ઉદ્યોગ કરવો પડે તે શ્રમ ઉપર આવે છે આવા
લોકોના છોકરા પણ ભીખ ઉપર આજીવિકા કરવાને શીખે છે. તે
સિવાય ખરા ભીખારીઓમા વળી બીજા ઉપયોગી નાગરિક ધ-
ંધાઓનો વધારો થાય છે કારણ કે ધંધામાંથી પેટપુર ખાવાનું
ન મળે તો તે ધંધાથી કંટાળી કેટલાક લોક ભટકેલને સાધિ એવે
ભીખનો માર્ગ લે છે આ રીતે જે લોકોનો સમાજમાં કોઈ જેટલો

પણ ઉપયોગ નથી તેવાઓનો એક સમુદાય સમાજ ઉપર આધાર રા-
ખીને હમેશાં સમાજને પડખે પાડે છે; તે સિવાય બીજા પણ ખોટા
પરિણામ થાય છે. મનુષ્ય ઉદ્યોગમાં હોય ત્યારે તેને નાના પ્રકારના રોગ
થતા નથી. પરંતુ ' નવરો બેઠો નખોદ વાળે ' એ કહેવત પ્રમાણે
અનુદ્યોગી ભીખારીઓનો કાળ ખટપટમાં જાય છે. આ ભીખારી
વર્ગથી સંખ્યાબંધ ગુન્હા કરનારા માણસો ઉત્પન્ન થાય છે. તેવા મા-
ણસોને ભીખ આપવી એ પોતાને ખરચે ગુન્હેગાર મંડળી ઉભી
કરવા જેવું થાય છે.

આ ભીખારીઓ સબંધે વિચાર કરતાં બીજા પ્રકારના પ્રતિ-
ષ્ઠિત ભીખારીઓ માટે પણ બે શબ્દ લખવા અહિં પ્રાપ્ત થાય છે.
આ લોકોને તેમની યોગ્યતા પ્રમાણે દક્ષિણા અથવા બક્ષિસ આપવા-
માં આવે છે. પુરાણીઓ, વેદિયા, ભિક્ષુક, શાસ્ત્રી અને હરિકથા
કરનારા ઇત્યાદિ વર્ગમાંના કેટલાક લોકો સંભાવિત રીતે ભીખ માગવા-
નાં કામ કરે છે. હરિકથા કરનારને તેની કથાના શ્રવણથી ખુશ
થઇ પાંચ દશ રૂપિયા વિદાયગીરીના આપવા એ તો જાણે એક પ્ર-
કારનો આપ લેનો વ્યાપાર થયો. પરંતુ એકાદો માણસ કોઇ ગૃહ-
સ્થને ઘેર જઇ કહે કે ' હુ હરિકથા કરનાર છું ' એમ કહીને ભી-
ખ માગે તેને જો રૂપિઓ અથવા આઠ આના કાઢીને હાથમાં
આપ્યા એ તો ભીખજ કહેવાય. આવી રીતે કોઇ વેદિયાને બોલાવી
તેની પાસે કંઇ ધર્મની ક્રિયા કરાવી દક્ષિણા આપવી એ તો એક પ્રકારનો
જાણે મજુર વ્યવહાર થયો. પણ યજમાનનું તેવું કંઇ પણ કાર્ય ક-
ર્યા વગર તેની પાસે પૈસાની યાચના કરે એ તો શુદ્ધ ભીખજ થાય.
આવી જાતના સંભાવિત ભીખારીઓનો આપણી સમાજને મોટો ઉપ-
દ્રવ છે. પોત પોતાના ધંધામાંથી પેટપુર પૈસા ન મળે તો વધારે
પૈસા મેળવવા સારૂ વર્ષમાં કેટલાક દિવસ બીજો ધંધો કરવો અથ-

વા જેમાથી પેટપૂર ન મળતું હોય તે ધધો છોડી પેટ ભરાય તેવો બીજો ધધો કરવો યાચનાથી યાચક અને દાતાર બેઉના ઉપર માઠો પરિણામ થાય છે યાચકને હાજીહા કરવાની ટેવ પડવાથી તેની સ્વતત્રતા નષ્ટ થાય છે, અને દાતારને આત્મસ્તુતિ સાભળવાની બુરી ટેવ પડી જવાથી તેની વિરૂદ્ધ કોઇ બોલે તો તે બોલ તેનાથી સહન થઇ શકતા નથી એમ થાય છે

ઉપરના વિચાર સર્વાશે સૌને પસદ ન આવે તોપણ આપણી એક પ્રકારની સમજુતી પ્રમાણેજ પરોપકાર સબધી સમજુતી પણ મળવી જોઇએ એમ ઘણા લોકોને લાગ્યા વગર રહેશે નહિ આપણા લોકોમા જે પરોપકારબુદ્ધિ છે તેનો નાશ કરવાનો પ્રયત્ન ન કરતા તેને જુદુ વલણ આપવાની જરૂર છે પશ્ચિમ તરફની કેળવણીનો થોડો ઘણો પ્રકાશ જેમના ઉપર પડ્યો છે તેમના મનમા આવા પ્રકારના વિચાર ઉત્પન્ન થવા માડ્યા છે અને સમજાય નહિ તેવી રીતે તેમના વિચારો ફરવા માડ્યા છે આવે વખતે ઇગ્લાડના અતિ વિખ્યાત વિદ્યમાન વૃદ્ધ તત્ત્વવેત્તા હરબર્ટ સ્પેનસરના વિચાર આપણા લોકોને ઘણા ઉપયોગી થઇ પડશે

“ આત્મ પ્રિતિતત્ત્વ ” નામના મરાઠી પુસ્તકની પ્રસ્તાવનામા સ્પેન્સર સાહેબના વિચારની સામાન્ય દિશા બતાવી છે તેનું પ્રથમ અવલોકન કરનારને આ પુસ્તકમાના વિચારો સારી રીતે સમજાશે, અને આ પુસ્તકમાના “ પરોપકારનો પ્રકાર ” અને “ પરોપકાર સબધી સામાન્ય વિચાર ” એ ઉપોદ્ઘાતરૂપ અને ઉપસહારરૂપ પ્રકરણો મનનપૂર્વક વાચવાથી પણ વાચકને પરોપકાર સબધીની કલ્પનાનો યથાર્થ વિચાર ધ્યાનમા આવશે પરતુ જે વાચકોને એટલું વાચવાની યોગ્યતા ન હોય તેમને માટે અત્રે આ પુસ્તકમાના પરોપકારની કલ્પના સબધે થોડુ લખવુ આવશ્યક છે

મનુષ્યના વર્તનના આચરણના માપ પ્રમાણે બે ભાગ થઇ શકે છે. એક આત્મ સંબંધી વર્તન અને બીજું સામાજિક વર્તન. જે વર્તનનું પરિણામ મુખ્યત્વે કરીને તે વર્તન કરનાર વ્યક્તિના ઉપર આવે તે આત્મ વિષયક વર્તન, અને જેનું પરિણામ બીજી વ્યક્તિના પર આવે તે સામાજિક વર્તન કહેવાય. જે સામાજિક વર્તન સમાજના અસ્તિત્વને કિંવા શાંતિને સાધક કે બાધક હોય તેનો વિચાર કરવો એ ન્યાયનીતિનું કામ છે. સમાજનું સાધારણ રીતે પણ પોષણ થવું એ તેના અસ્તિત્વને જરૂરનું છે પરંતુ તેનું સારી રીતે પોષણ થઇ તેની ચઢતી થતી એ હેતુને ઉપકારકારક કિંવા અપકારકારક એવું જે મનુષ્યનું સામાજિક વર્તન તેનો વિચાર કરવો એ પરોપકારનીતિનું કામ છે. આ દ્રષ્ટિએ જે સામાજિક વર્તન સમાજનું સારી રીતે પોષણ થઇ તેનો ઉત્કર્ષ થવામાં મદદગાર હોય તેનો પરોપકારમાં અંતર્ભાવ થશે. વ્યક્તિપર પરોપકાર કરવાનો થયો તોપણ ઉપરનો હેતુ સાધ્ય થવાને મદદ મળવી જોઇએ, અને એમ થાય તોજ પરોપકારના તત્વની તેને અનુમતિ મળે, નહિતો મળવાની નહિ, એ આ પુસ્તકમાંના પરોપકારના કલ્પનાનો શુદ્ધ અર્થ છે એમ કહીશું તોપણ ચાલશે.

કેટલાક વાચક ઉપરચોટિયું વાંચનારા હોય છે. પુસ્તક કરનારના વિચાર પોતાના વિચાર સાથે બરોબર મળતા ન આવ્યા તોપણ તે પુસ્તકને આરંભથી અંતસુધી શાંતપણે વાંચી જઇ તેના વિચાર કેવા છે તે જોવાની તેમને ધીરજ રહેતી નથી. પુસ્તક હાથમાં આવ્યું એટલે તેનું વચ્ચેનું એક પ્રકરણ કાઢીને વાંચી જોયું અને તે જો તેના વિચારમાં ઠીક લાગ્યું તો આખું પુસ્તક વાંચે નહિતો તેને નાખી દે એવા ઘણા વાચકો છે. આ રીતે દશ પાંચ પ્રકરણ વાંચ્યાં એટલે થયું જાણે આખું પુસ્તક વંચાઇ રહ્યું. આવા વાચકોને એટલુંજ કહેવાનું કે, આ પુસ્તકમાં પરોપકારના જે અનેક પ્રકાર બતાવેલા છે તે તેમના વિચારને બંધબેસતા ન આવે તોપણ અને પરોપકારની જે

વ્યાખ્યા કરી છે તેની સાથે તો તે મળતા આવશે પ્રસંગોપાત્ત મા-
ણુસના વર્તન સંબંધે જે સૂચનાઓ કરી છે તેથી પરોપકારનો મુખ્ય
હેતુ સાધ્ય થાય છે એમ લાબો વિચાર કરતાં જણાઇ આવશે.

હવે પરોપકારની આવશ્યકતા વિશે વિચાર કરીએ સમાજનું
સારી રીતે પોષણ થઈ તેનો ઉત્કર્ષ થવો એ વાત સર્વને ઈષ્ટ લાગશે
આ વાતની ઇષ્ટતા કબુલ કરીને તે સિદ્ધિએ પહોંચે એવો ઉપાય
કરવાની આવશ્યકતા કબુલ કરવી જોઇએ, એટલે પરોપકારની આવ
શ્યક્તા આપોઆપ સિદ્ધ થાય છે કારણ, ઉપર આપેલી પરોપકારની
વ્યાખ્યા પ્રમાણે આ વાત બની આવવાને સહાયભુત એવા જે વર્તન
તેનેજ ' પરોપકાર ' કહેવાનો છે

મનુષ્ય સમાજનું સારી રીતે પોષણ થઈ તેની ચઢતી થવી આ
હેતુ ગ્રહણ કરતાંજ તેમા આપોઆપ બીજી એક વાતનો અંતર્ભાવ
થાય છે એ વાત એ છે કે, તે સમાજને એકંદર પ્રમાણથી સુખ
થવું જોઇએ એવું થવાનો સંભવ ન હોય તો સમાજનું અસ્તિત્વ
કાયમ રાખવામાં કંઈ અર્થજ નથી મનુષ્ય જન્મે ત્યાંથી સઘળી
પ્રમાણે સુખોત્પત્તિ કિંવા દુઃખોત્પત્તિ હોય તે પ્રમાણથી તે ઇષ્ટ કિંવા
અનિષ્ટ સમજવું જોઇએ એ સંબંધે મતભેદ નથી કોઈ પણ વર્તનનું
એકંદર પરિણામ પોતાને, બીજાને અથવા બંનેને પણ સુખ મળે તે-
વું હોય તો તે વર્તન સારૂં અને જેનાથી દુઃખ ઉત્પન્ન થાય તેવું હોય
તે નઠારૂં એમ માનવાનો રીવાજ સર્વત્ર છે. આ મુખ્ય તત્ત્વમાંથી
નીતિના બીજા ગૌણતત્ત્વો ઉત્પન્ન થાય છે માણુસને પોતાના, બીજા
ના અથવા બંનેના પણ સુખની કલ્પના મનથી હોવા શિવાય
"મનુષ્ય સ્વભાવની પૂર્ણતા," "સદ્વર્તન," "સદ્હેતુ" ઇત્યાદિ શબ્દો
નિરર્થક થઈ જાય તેથી પરોપકારના વર્તનની સમાજના પોષણને તથા
ઉત્કર્ષને આવશ્યક્તા છે, એટલે તે વર્તન એકને અથવા આખા સ
માજને સુખોત્પત્તિ થાય એમ ધ્વનિત થાય છેજ વાસ્તવિક રીતે

આ બે કલ્પનાઓ ભિન્ન હોતાં એક કલ્પનાની તરફજ જૂદી જૂદી
દૃષ્ટિએ જોવાને લીધે તેનાં બે સ્વરૂપ દેખાય છે.

મનુષ્યથી જૂદાં પ્રાણિઓના ઉત્ક્રમણમાં પણ આ બે વાતનો
નિકટ સંબંધ જણાય છે. સુખ થાય એ રીતે વર્તવા પાછળ પ્રા-
ણિઓની પ્રવૃત્તિ હોય છે, અને દુઃખ થાય તેવાથી તેઓ પાછા હઠે
છે. સુખદુઃખ સિવાય પ્રાણીના વર્તન ઉપર બીજા હકાનો પણ પ-
રિણામ થતો નથી. મનુષ્યની ઉત્પત્તિની પૂર્વે જે લાખાવધિ પ્રાણીઓની
અસંખ્ય પેઢીઓ થઈ ગઈ તેના આરંભથી માંડીને જે ક્રિયા પ્રા-
ણીના, તેની જાતિના અથવા કુટુંબના સંવર્ધનને આવશ્યક હોય, તે-
થી તેને સુખ મળતું, અને જે અપકારક હોય તેથી દુઃખ થતું
એવી ક્રિયા અને તેનાં ફળ એમના સ્વાભાવિક સંબંધ બની
આવે છે. શારીરિક ગરજને મટાડવા સંબંધી માણસની પ્રવૃત્તિ તેના
પૂર્વજો તરફથી વંશપરંપરાગત સંસ્કારોએ પ્રાપ્ત થયેલી હોય છે, અને
તેને યોગે બની આવનારી ક્રિયા અને સુખદુઃખ એમાં સ્વાભાવિક
સંબંધ ઘણે દરજ્જે કાયમ રહેલો છે. એકંદરે માણસની સ્વાભાવિક
પ્રવૃત્તિ તેના અને તેની જાતિના કલ્યાણના માર્ગ દેખાડવાને સમર્થ
છે એમ કહેવાને હરકત નથી. જંગલી સ્થિતિમાંથી સુધરેલી સ્થિ-
તિમાં જતાં માણસની સ્વાભાવિક પ્રવૃત્તિ અને તેની ગરજોનાં એ-
કતો થોડોક બગાડ થયો. તે મટાડવાનો સ્વાભાવિક અને કૃત્રિમ પ્રય-
ત્ન પૂર્વેજ શરૂ થએલો છે, અને તે એકત્વ પૂર્ણપણે સ્થાપિત થાય
ત્યાં સુધી તે યુગના યુગ સુધી એવીજ રીતે ચાલુ રહેશે. ઉલટ મ-
નુષ્યની પૂર્ણાવસ્થામાં તેના સ્વભાવની ઘટના એવી થશે કે, બીજી
જીવસૃષ્ટિમાં જે પ્રમાણે સુખને માટે પ્રાણીઓની પ્રવૃત્તિ હતી અને
તેજ ક્રિયા પોષક તથા સંવર્ધક થાય છે તે પ્રમાણે મનુષ્ય સં-
બંધે પણ ચાલવા માંડશે. મનુષ્ય સિવાય બીજા પ્રાણીઓમાં શારી-
રિક ગરજને આયોજ ઘણો સંબંધ હોય છે, પરંતુ માણસની માન-

મિક ગરજોનો ભાગ મહત્વનો છે અને તે સબંધે પણ સુખ થાય તેવી ક્રિયા કરવા તરફ તેમની પ્રવૃત્તિ થશે અને તેની ક્રિયાથી વ્યક્તિનું અને જાતિનું હિત થવું એવું સ્વાભાવિક રીતેજ બની આવશે.

ઉપરના વિવેચનથી એવું જણાઇ આવશે કે, મનુષ્ય—સમાજનું સારી રીતે પોષણ થઇને તેનો ઉત્કર્ષ થવો, એટલે તેના એકંદર સુખની વૃદ્ધિ થવી, એવી ઇચ્છામાં પરોપકારનો ઉદય છે પરોપકાર સબંધી લોકમાં ચાલતી આવેલી સમજણમાં પણ આવીજ ઇચ્છા અસ્પષ્ટ રીતે જણાઇ આવે છે કારણ જે વર્તનોથી એકંદરે દુખની વૃદ્ધિ થતી હોય તે વર્તન ઉપકારનાં નથી પણ અપકારના છે એમ માનવાનો સર્વ ચાલ છે

આ પરોપકાર વિષેના પુસ્તકની પ્રસ્તાવના પૂરી કરતા પહેલા પુસ્તકો પ્રસિદ્ધ કરનાર અને વિદ્યા વૃદ્ધિ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જે દેશોન્નતિનું કામ કરવાને પુસ્તકો રચાવી પ્રકટ કરે છે, પુસ્તકો રચાવવાના ફંડ ટ્રસ્ટમાં રાખે છે, પુસ્તકો ખરીદ કરી ગ્રંથકારોને ઉત્તેજન આપે છે, કેળવણીને ઉત્તેજન આપનારા ફંડો ટ્રસ્ટમાં રાખી તેમનો વહિવટ કરે છે અને બીજી દરેક રીતે ગુજરાતમાં કેળવણી તથા જ્ઞાનનો વધારો અને ફેલાવો થાય એવા યત્ન કરે છે તે વિષે બે શબ્દ લખ્યા વગર ચાલતું નથી. પરોપકાર કરવાની દરેક વ્યક્તિની અને વ્યક્તિસમુદાયની ફરજ છે પરંતુ તે પસંદ કરવામાં એક કાર્યમાંથી બે ફળ પ્રાપ્ત થાય તો ઉત્તમ આપણા લોકોની આધુનિક સ્થિતિમાં જે વિચારો વડે પ્રસ્તુત વર્તનો ઉપર સારી અસર થવાનો સંભવ હોય એવા પશ્ચિમ તરફના વિદ્વાન અને તત્ત્વવેત્તાના વિચાર કેવળ ગુજરાતી જાણનારાઓને સારી રીતે જણાવવા માટે તેવા પુસ્તકો ગુજરાતી ભાષામાં પ્રકટ કરવા સાટેના ફંડ સ્વાધીનમાં રાખી તેની વ્યવસ્થા કરવી તથા ગ્રંથકારો પાસે પુસ્તકો રચાવી વાચનારાઓને તે ઓછી કિંમતે મળે એવો પ્રયત્ન કરવો એટલે વાચનારા ઘણા એકઠા કરવા કે જેમના હાથમાં સારા પુસ્તકો જાય તથા તેમના

તરફથી તેમના લાગતા વળગતા પુસ્તકો વાંચી શકે. સારાં પુસ્તકો રચવાની અને વાંચવાની રૂચી આપણા લોકોને ટેવ પડી નથી. પણ કેવળ પૈસાની લાલચે માલ વગરની ચોપડીઓ પ્રસિદ્ધ કરવાના છંદમાં ન પડતાં સારાં પુસ્તકો રચવાની અને વાંચવાની લોકોમાં અભિરૂચી ઉત્પન્ન કરવી એવા સંકલ્પથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ એ કામ માથે લીધું છે અને આખરે તેના હાલના ઉદ્યોગી અને પારમાર્થિક મંત્રીની મહેનત અને ખંતથી આજ સુધીમાં ૬૦૦ ઉપરાંત જીંદગી પર્યંતના મેમ્બરો અને ૫૦ સરક્યુલેટર લાઇબ્રેરીઓ થઈ ગઇ છે તેમને સારાં સારાં નવાં પુસ્તકો વાંચવા મળે છે. તેમની સંખ્યાનો વધારો થઈ થોડી મુદતમાં ૧૦૦૦ જીંદગી પર્યંતના મેમ્બરો અને ૧૦૦ લાઇબ્રેરીઓ થશે તો સારાં પુસ્તકો વાંચવાને ઘણા જણને અનુકૂળતા પડશે. આવી રીતે સોસાઇટીના ઉદ્યોગને લીધે તેના અધ્યક્ષ અને મંત્રીને યશ પણ સારો મળ્યો છે. આવો ને આવોજ સોસાઇટીને અધિક યશ પ્રાપ્ત થાઓ અને લોકોને થોડી કિંમતમાં ઉદાર વિચારોથી ભરેલાં પુસ્તકો વાંચવાને મળો.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં તથા તે સબંધી મરાઠીમાંથી અને *બીજે ઠેકાણેથી પુસ્તકને અનુકૂળ થાય એવાં સાધનોઆને સલાહ વગેરે સૂચના કરવામાં અને તેનાં પ્રૂફશીટ વગેરે જોવામાં નીચે લખેલા ગૃહસ્થોએ મને મદદ કરીછે તેમનો આભાર માનવો એ મારી પ્રથમ ફરજ છે:—

રા. બ. લાલશંકર ઉમિયાશંકર.

રા. રા. દત્તાત્રય ખંડેરાવ ગુપ્તે.

છેવટ જેના વડે મને એક પ્રખ્યાત તત્વવેત્તાના પુસ્તકો વાંચવાનું અને લખવાનું બન્યું અને જે ગૃહસ્થના સહવાસથી મને ઇશ્વર ઉપર દૃઢ શ્રદ્ધા ચોંટી તેથી હાલે કરીને ઇશ્વર આસ્તાની સંપૂર્ણતાએ પહોચીશ એમ ભાસે છે તેનું સ્મરણ કરૂંછું આવોને આવોજ ખરા ધર્મ ઉપર ભાવ અને શ્રદ્ધા રહેવાની જે ઇશ્વરની મારા ઉપર પૂર્ણ કૃપા છે ને જગત-કર્તાનો આભાર માની આ પ્રસ્તાવનાનો લેખ પૂરો કરૂંછું.

ગ્રંથકર્તા

# અનુક્રમણિકા



## નિવૃત્યાત્મક પરોપકાર.



## પ્રવૃત્યાત્મક પરોપકાર.




## પરોપકારના પ્રકાર

છોકરું જન્મતાંવાંત જ આંખ ઉઘાડીને ચારે તરફ જોવા લાગે છે એટલે જે અનેક પદાર્થો તેની નજરે પડે છે તેમાં ભેદ ઓળખવાની પ્રથમ તેનામાં શક્તિ હોતી નથી, પરન્તુ જેમ જેમ તે મોટું થતું જાય છે, તેમ તેમ જૂદા જૂદા પદાર્થોમાં થોડો થોડો ભેદ તેના લક્ષમાં આવે છે. એકનો એક પદાર્થ વારંવાર તેની નજરે આવ્યો એટલે તેના ગુણ વિષે કંઇ અસ્પષ્ટ કલ્પના તેના મનમાં આવવા માંડે છે. કેટલાક પદાર્થોમાં હાલવા ચાલવાનો વ્યાપાર કરવાની શક્તિ હોય છે અને કેટલાકને અંગે તે હોતી નથી તે વાત તેના લક્ષમાં આવીને સજીવ અને નિર્જીવ પદાર્થો વચ્ચેનો ઉપલક રીતે ભેદ તે કરવા માંડે છે. એક જાતના પદાર્થો હોય એટલે તે સર્વમાંથી જણાઇ આવનારા એવા કંઇ ગુણ હોય છે તે તેના મનમાં આવીને પદાર્થોની જાતિ ઓળખવાની શક્તિ તેને અંગે આવે છે. પદાર્થોના ગુણનાં જૂદાં જૂદાં પ્રતિબિંબ તેના મન ઉપર પડતાં જાય છે અને તે પૈકી સમાન ગુણના પ્રતિબિંબનું એકીકરણ થઇને જાતિ વિષયક કલ્પના બને છે. જેને કંઇક સમજણ આવેલી છે એવા છોકરાને જૂદી જૂદી જાતનાં ફૂલ બતાવવામાં આવે તો જે ફૂલ તેણે કદી ન જોયું હોય તે તેની આગળ મૂકીએ તો ફક્ત તે ફૂલ છે એટલુંજ તે સહજ કહી શકશે. અનેક પ્રકારનાં ફૂલ જોયા પછી તેના મનમા તેમાં સમાન ગુણનું એકીકરણ કરેલું હોય છે, અને આવા ગુણના સમુદાય કોઇ પદાર્થમાં એકઠા જોયા કે તરત એ ફૂલ છે એવુ તેને જ્ઞાન થાય છે. આ ક્રિયા ઘણીજ ત્વરાથી થાય છે, અને તે ક્રિયા

થાય છે તેનું તે બાળકને જ્ઞાન પણ હોતુ નથી. આવી રીતે આસપાસના પદાર્થો, ક્રિયા અને તેના ધર્મ, સબંધ, એમનાં પ્રતિબિંબના અનેક પ્રકારનાં વર્ગીકરણ દરેક મનુષ્યના મનમા અજ્ઞાન હોવા છતાં હોય છે આ ક્રિયા જ્ઞાન પુરસર થઇને પૂર્ણતાને પહોચે છે એટલે તેને શાસ્ત્રીય વિચારનું સ્વરૂપ આવે છે.

આપણને ન સમજાય એવા જે ઉપર લખેલા પ્રકારના મનોવ્યાપાર બની આવે છે. અને જેના યોગે આપણને ન સમજાય તેમ આપણો વર્તનક્રમ બને છે. તેને "વિવેક" એવી સંજ્ઞા આપી હોય તો ચાલે બુદ્ધિ નામનો જેમનોધર્મ છે તે આ વિવેકશક્તિ પરજ આધાર રાખે છે જેટલી જેટલી પ્રાણીમાં વિવેકશક્તિ વધારે તેટલી તેટલી તેનામા બુદ્ધિમત્તા વધારે હોય છે. પ્રાણીઓનું * ઉત્ક્રમણ થતાં તેમની વિવેકશક્તિનું પણ ઉત્ક્રમણ થતું જાય છે આ વિવેકશક્તિને ઉત્ક્રમણ થવાના બે કારણ છે, એક ઉપયોગ અને બીજું જીવનાર્થ કલહને લીધે થનારી પ્રાણીઓની યોગ્યતાપૂર્વક પસંદગી. ઉપયોગથી સર્વ પ્રકારના શારીરિક અને માનસિક ગુણની વૃદ્ધિ થાય છે અને તેજ રીતે વિવેકશક્તિનું પણ થાય છે યોગ્યતર પ્રાણીઓના પસંદગી થવા માટે તેમની યોગ્યના બુદ્ધિમત્તા ઉપરજ આધાર રાખે છે. અનેક પ્રસંગે પ્રાણીઓના જીવ બચાવવામા વિવેકશક્તિ કારણ હોય છે અને તેના અભાવે કેટલેક પ્રસંગે આયુષ્યનો નાશ

---

* ઉચ્ચપ્રતિના પ્રાણીઓની ઉત્પત્તિ નીચી પ્રતિના પ્રાણીથી કાળાંતરે તેમની પરિસ્થિતિમાં ફેરફાર થઇને બનેલી હોય છે એવો અનેક અર્વાચીન ચળવળનાઓનો મત છે આ મત પ્રમાણે મનુષ્યજાતિની ઉત્પત્તિ માંકડાંમાથી થઇ અને માકડાની ઉત્પત્તિ તેના કરતાં પણ નીચા પ્રાણીથી થઈ આ મતને ઉત્ક્રમણવાદ એવી સંજ્ઞા છે અને નીચી પ્રતિના પ્રાણીઓથી ઉપરના દરજ્જાનાં પ્રાણીઓ ઉત્પન્ન થવાની જે ક્રિયા તેને ઉત્ક્રમણ એમ કહે છે.

પણ થાય છે. આ વિવેકશક્તિની સારી માહીતી થવા માટે તેના ઉત્ક્રમણ માર્ગમાંથી કેટલીક પાયરીની ઓળખ કરીલેઇએ.

આકાશ તરફ મોં કરીને આંખો મીચી ઉભા રહેવું અને આપણી આંખ આગળ એકાદ પદાર્થ ફેરવવાને બીજા કોઇને કહેવું, એટલે આપણી આંખ આગળ કોઈ પણ પદાર્થ આવ્યો એટલોજ માત્ર આપણને ભાસ થાય છે; પરંતુ તે પદાર્થ કયો, તેનો આકાર શો, માપ શું, તેનું આપણાથી કેટલું અંતર છે, વગેરે કંઈ પણ આપણાથી સમજાતું નથી. આપણી આંખ આગળ એક પદાર્થ આવ્યો ખરો એવું આપણને જે જ્ઞાન થાય છે ને આંખો મીચી હોય તોપણ તે સ્થિતિમાં થોડુંક અજવાળું અને છેક અંધારૂ એમાં જે તફાવત જાણવાની શક્તિ હોય છે તેને લીધે થાય છે. આવાજ પ્રકારની સ્થિતિ સમુદ્રમાં રહેનારાં અસંત સૂક્ષ્મ પ્રાણીઓની થતી હશે. સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતા વગર જે પ્રાણી આપણે જોઇ શકતા નથી એવા સૂક્ષ્મ પ્રાણીઓના સબંધીનું જ્ઞાન ઉપર કહ્યા પ્રમાણે પ્રકાશ, અને આસપાસના પદાર્થ પ્રમાણેના સંબંધનું જ્ઞાન ઉપર કહ્યા પ્રમાણે, હોવાનો સંભવ છે. આવી સ્થિતિમાં આપણી આંખ આગળ રહેલો પદાર્થ લાકડું છે અથવા પાન છે, કિંવા એકાદ પ્રાણી છે અને પ્રાણી હોય તો તેનાથી આપણને કંઇ હરકત થવાનો સભવ છે કે શું, ઇત્યાદિ બાબતોનો વિવેક થવો અશક્ય છે, અને આ વિવેકના અભાવને લીધે તે પ્રાણી અકાળે મૃત્યુને મુખ પડે એ સ્વાભાવિક છે.

હવે કેટલીક પાયરીઓ મૂકી દઇને એકદમ ઘણી ઉંચી પાયરી ઉપર આવીએ વનસ્પતિ ઉપર જીવનારાં પ્રાણીઓને અનેક પ્રકારની વનસ્પતિ અને તેના ગુણ એમાં વિવેક કરતાં આવડવાની શક્તિ હોવી એ ઘણું જરૂરનું છે. સ્વરૂપ, વાસ, રૂચી, ઇત્યાદિ ઉપરથી કેટલાંક પ્રાણીને કેટલીક વનસ્પતિઓ ઝેરી છે કે કેમ તે જ-

ભાઇ આવે છે અને તેથી તે પ્રાણી તે વનસ્પતિ ખાઇને પોતાના પ્રાણને જોખમમા નાખતા નથી, પરંતુ જેમને એ વિવેક કરતા આવડતો નથી તે પ્રાણી તે વનસ્પતિના વિષથી પોતાનો પ્રાણ ગુમાવે છે જેમ જેમ વિવેકશક્તિ વધતી જાય છે તેમ તેમ અસમાન ગુણોનું પ્રથક્કરણ અને સમાન ગુણોનુ એકીકરણ કરવાની મનની શક્તિ વધીને ઘણાક ગુણમા, સરખા આવતા પદાર્થ હોય તો તેમા પણ ભેદ સમજી સકાર છે, અને નુકસાનકારક પદાર્થ ઓળખતા આવડવાથી જીવતરનો બચાવ થાર છે

હજી બીજી કેટલીક પાયરીએ ઝાડી ઉપર જઇને અધિકણુ દ્દિમા। પ્રાણી વિરે વિચાર કરીએ પદાર્થ, ક્રિયા, ગુણ અને સબધ એમનુ વિશેર બારીકીથી પ્રથક્કરણ અને એકીકરણ કરવાની શક્તિ તેમનામા હોવી જોઇએ તે હોવી જોઇએ તેટલી ન હોય તો તેના કમીપણાનું પરિણામ તેમને ભોગવવુ પડે છે ધારો કે એક પ્રાણી જગતમા ઉભુ હોય છે અને ઘણા અતર ઉપર બીજું પ્રાણી આવે છે એમ તેને સમજાયુ હવે તો આહાર, વર્ણ ચેષ્ટા ઇત્યાદિ બાબતો ઉપરથી તે કયું પ્રાણી હોવુ જોઇએ તેનુ બરોબર અનુમાન જોનારને તુરતજ થવુ જોઇએ તે બળવાન શત્રુ હોય તો પોતાનો પ્રાણ બચાવવા ખાતર તેણે તુરતજ ત્યાથી નાશી જવું જોઇએ, પણ સામુ પ્રાણી પોતાને ભક્ષ કરવા યોગ્ય હોય તો તેણે એકદમ તેના ઉપર તરાપ મારવી જોઇએ આ વિવેક જો તે પ્રાણીને તુરતજ કરતાં આવડે નહિ તો ઉભય પક્ષે તેમનું નુકસાનજ થવાનું

વિવેકશક્તિની આથી ઉપરની પાયરીએ જઇએ એટલે વિચાર વધારે વધારે ગુચવાડાના અથવા સકીર્ણ થતા જાય છે વર્તમાન કાળે અને ભૂતકાળે આપણી આગળ આવેલી વસ્તુ, ક્રિયા, ગુણ, અને સબધ એનુજ પ્રથક્કરણ અને વર્ગીકરણ કર્યા વગર ચાલતું નથી

પણ કલ્પના સૃષ્ટિમાં જેનું અસ્તિત્વ છે એવી વસ્તુ, ક્રિયા, ગુણઅને સંબંધ એમનું પણ પૃથક્કરણ અને વર્ગીકરણ કરવું પડે છે. ઉંચી જાતનાં ચાર પગ વાળાં પ્રાણીઓમાં આ શક્તિનો સૂક્ષ્મ અંકુર જણાય છે. પરંતુ તેનું ઉન્નત સ્વરૂપ મનુષ્યોમાં માત્ર દેખાઇ આવે છે. એક ચોરસ ખેતરના એક ખૂણા ઉપર એક કૂતરો ઉભો હોય અને તેને તેની સામી બાજુના ખૂણા ઉપર જવું હોય તો તે ચોરસની બાજુએ ન જતાં સીધો સામેની બાજુએ ત્રાંસી લીટીમાં જવા લાગશે. બીજે રસ્તે જવાથી પોતાને વધારે ત્રાસ લાગશે એવા પ્રત્યક્ષ ન બનેલા પરંતુ કલ્પનાએ મનમાં પ્રતિબિંબ કરેલા વિચારને લીધે તે સરલ રેખામાં જવાને પ્રવૃત્ત થાય છે. મનુષ્યોમાં જો કે એ વિચાર શક્તિ ઘણીજ ઉન્નત દિશાએ પહોચેલી હોય છે તોપણ અનેક પ્રસંગે તેમની પણ ભૂલ થાય છે. તેવી ચૂકો થવાનાં બે કારણ છે. એક તો આસપાસની બાબતોનું આબેહુબ પ્રતિબિંબ તેના મન પર ઉઠતું નથી અને બીજું જોએલું પણ દૃષ્ટિએ નહિ પડેલી બાબતોનું પ્રતિબિંબ કલ્પનામાં પુનઃ પ્રથમ પ્રમાણે ઉપજાવી શકાતું નથી. જેમને ફૂલઝાડના બગીચાનો મોટો શોખ હોય એવા ગૃહસ્થને પણ અમુક પ્રકારના એવાં બે ફૂલઝાડની તુલના કરીને તેમની વચેનું સરખાપણું અને ભેદ કહાડવાનું કહીએ તો ઘણાજ થોડાને તે કામ સંતોષકારક રીતે કરતાં આવડશે; પરંતુ તેજ ફૂલઝાડ તેની આંખ આગળ લાવીને મૂકશો તો તે કામ સારી રીતે કરનારા ઘણા માણસો મળી આવશે.

આવી સામાન્ય બાબતોમાં વિવેક કરવો એ પણ ઘણા માણસોને કઠણ પડે છે. તો જેમાં ઘણી ગુચવણ છે એવી બાબતો વિષે તેમના હાથથી ભૂલો થાય તેમાં વધારે આશ્ચર્ય નથી. વિશેષેકરીને વિચાર કરનારાઓને જ્યારે આકાર, રંગ, રૂપ, ચેષ્ટા અને પોતા-

ના મનોવિકાર એટલામા વિવેક કરીને, શિવાય અમુક એક પ્રકારની કૃતિ કરતા તેનું તાત્કાલિક પરિણામ શુ થશે અને કાળાતરે શુ પ- રિણામ આવશે તે વિષે પણ વિવેક કરવો પડે છે, ત્યારે તો ભૂલ થવાનો ઘણો સભર રહે છે જ્યારે એકદમ નાના પ્રકારની શુદ્ધ અને મિશ્ર કલ્પનાઓ મનમા જાગૃત રખવી પડે છે ત્યારે જેમા ઘણુજ સાદૃસ્ય છે એવી બે બાબતોનું વૈષમ્ય વિવેકથી શોધી કહાડવુ એ કામ જેમ॥ આના વિચારો સારા સરકાર પામેલા હોય છે તેમને પણ એવે પ્રસગે ઘણુ કઠણ પડે છે કેટલાક ઉદાહરણ આપવાથી આ કહેવાની યથાર્થતા ધ્યાનમા આવશે

એવી કલ્પના કરો કે ભૂમિતિનો એક સહેલો સિદ્ધાત વિદ્યાર્થીને શીખવવાનો છે એકાદો સામાન્ય શિક્ષક પોતાની હમેશની રીતને અ નુસરીને પ્રશ્ન છોડવવાને શુ કરવાનું છે તે વિદ્યાર્થીને સમજાવશે અથવા પોતે તે પ્રશ્ન છોડીને બતાવશે બીજો કોઇ હોશિયાર શિ ક્ષક તેથી છેક જૂદોજ માર્ગ ગ્રહણ કરશે તે વિદ્યાર્થીને કોઇ પણ વાત પ્રત્યક્ષ કહેશે નહિ પણ નાના પ્રકારના સૂચક પ્રશ્ન પૂછીને તેમ નીજ પાસે તે સિદ્ધ કરાવશે વખતો વખત થોભીને આપણે કયાથી આવ્યા ને જવાનું ક્યા સુધી એ તેમના મનમા સારી રીતે ઉતારી ને ઇચ્છેલે સ્થળે જવાનો માર્ગ કયો એનો વિચાર કરવાનું તેમને ક હેશે, અને વારવાર આવતી અડચણોમાંથી કેવી રીતે પાર પડવુ તે યુક્તિ પોતે જાતે ન બતાવતા વિદ્યાર્થીને આપોઆપ શોધી કહાડવા નો યત્ન કરાવશે, તથા પોતાના વિદ્યાર્થીની પાસેજ તે પ્રશ્ન સિદ્ધ ક રાવી તેને સઘળુ શીખવી દેશે બેઉ શિક્ષકો પોતાનુ કામ કરે છે, બેઉના વિદ્યાર્થી તે સિદ્ધાત શીખે છે અને બેઉની રીત ઘણું કરીને એકજ હોય છે પરતુ તે બેઉના વિદ્યાર્થીઓની માનસિક ક્રિયામા કેટલો ફરક પડે છે તે જુઓ પહેલા શિક્ષકના વિદ્યાર્થીના મો

વ્યાપાર કંટાળો ઉપજે એવા થવાને લીધે એક ઠેકાણેથી નીકળીને વચમાં ન યોભતાં બીજે ઠેકાણે પ્રવાસ કરવામાં જેમ કંટાળો ઉપજે છે તેવીજરીતે તેની માનસિક શક્તિ કંટાળો આપે છે, અને એવી જાતની ટેવ પડવાથી નવા પ્રશ્ન લેઇ તેમને સિદ્ધ કરવાની તેને ઉમેદ થતી નથી. પરંતુ બીજા શિક્ષકના વિદ્યાર્થીના મનોવ્યાપાર એક સ્થળેથી નીકળીને બીજે સ્થળે જતાં વચમાં વિશ્રાંતિ લઇને વનશ્રીની શોભા જોતાં જોતાં જવાય તેજ પ્રમાણે ચિત્તાકર્ષક થવાથી તેની માનસિક શક્તિ ક્ષીણ થનાર નથી આ વિદ્યાર્થીના મનોવ્યાપાર ચાલતાં મધ્યે મધ્યે તેને આશા, સમાધાન, ઉમેદ, ઇત્યાદિ મનોવૃત્તિનો ખાસ નજરે પડે છે; અને એવા એવા પ્રકારના નવા નવા પ્રશ્ન છોડવાની તેને ઇચ્છા થાય છે. ઉપરની બે પદ્ધતિમાં એટલું વૈષમ્ય હોવા છતાં પણ તેનો વિવેક ઘણા જણને થતો નથી.

જેટલો જેટલો અધિકાધિક ગુંચવણનો પ્રશ્ન લઇએ તેટલું તેટલું અધિકાધિક મન ગોટાળામાં પડીને વિવેક કરવાને અસમર્થ થાય છે. ઉપરના પ્રશ્ન કરતાં આગળનો પ્રશ્ન જરા વધારે કઠણ છે. કંટાળો આપે એવાં વાજાં વગાડીને પાસે રહેનારા લોકોને ત્રાસપડે એવી રીતે ઉંચા સૂરથી ભજન કરવા બેસવું, તથા રસ્તામાં ફરવું; અને કંટાળો આપે એવાં વાજાં વગાડતા રસ્તા ઉપર થઇને વરઘોડો લઇજવો એ આપણો હક છે એમ ઘણા જણ માને છે. " તમારા આ વર્તનથી કેટલાકને ત્રાસ લાગે છે " એવું જો તેમને કહેવામાં આવે તો " ધર્માચાર માટે પૂર્ણ સ્વાતંત્ર્ય સર્વ લોકોને હોવું જોઇએ, અમે અમારી ધર્મની સમજુત પ્રમાણેજ કાર્ય કરીએ છીએ. " આવી રીતે તેઓ પોતાના મતનું સમર્થન કરે છે. આ ઠેકાણે સ્વાતંત્ર્યના બે પ્રકારમાં વિવેક કરવાની જરૂર છે. બીજા માણસોને કોઇપણ પ્રકારનો ત્રાસ પડે નહિ તેવી રીતે ગમે તે પ્રકારનું ધર્માચરણ કરવાનો દરેક માણસને કિંવા મંડળીને હક હોવો જોઇએ. પરંતુ જે રીતે

બીજાને ત્રાસ પડે તેવી રીતે ધર્મ સંબંધી સ્વાતંત્ર્ય હોવું એનો અ ન્યાયજ કહેવાય. અશિક્ષિત લોકોને સમજણ પાડવા માટે જરૂર પડે તો કોઇ પ્રસંગે ધર્માચરણ માટે પરવાનો આપવો, પરંતુ તેમ કરવાનો તેમનો હક નથી, પણ તેમના ઉપર એ રીતે મહેરબાની ક રવામાં આવે છે, એમ તેમની નજરમાં લાવવું જોઇએ.

થોડાં વર્ષ પહેલાં આપણી શાળાઓ અને પાઠશાળાઓમાં નીતિશિક્ષણનો અભાવ છે એવી જાતની ઘણી ચર્ચા ચાલી હતી. તેનું પણ અને ઉદાહરણ લેવા જેવું છે. નીતિતત્વનું બીજારોપણ કરવાને યોગ્ય હોય તેવી મનોભૂમિ હોઇને, નીતિશિક્ષણનું જે પરિણામ દૃષ્ટોત્પત્તીએ પડે તે, જે મનોભૂમિમાં આ તત્વના બીજારોપણ હોવાનો સંભવ ન હોય એવે ઠેકાણે જણાઇ આવશે નહિ. કલ્પના કરો કે નીતિ તત્વનો છોકરો પામે પાઠ કરાવીએ, ને તે તેમને સ મજાવીએ અને તેના મહત્વ સંબંધી તેમની આગળ જોરથી ઉપદેશ કરીએ, આ પ્રમાણે કર્યું એટલે છોકરાના મન ઉપર જે પરિણામ થ- વાનો તે તેમના વિચાર, તેમની આકલશક્તિ, અને તેમના મનોવિકા- રને અનુરૂપજ થશે. પછી વાગ્યા મોટા માણસોને હાથે કોઇ અની- તિનું વર્તન થવાની વાત કાને આવી એટલે પૂર્વે કહેલી શિક્ષણ પદ્ધ- તિનો દોષ એકદમ આગળ કરવામાં આવે છે, પરંતુ આ લોકોને એવું લાગતું આવતું નથી કે, કોઇપણ પ્રકારની વસ્તુનું જ્ઞાન અને તે પ્ર- માણે આચરણ આ બે વાત એક બીજાથી કેવળ ભિન્ન છે. જ્ઞાન થયા પછી તે વિષે જે પ્રકારનો મનોવિકાર હોય તે પ્રકારનું મનુ ષ્યનું આચરણ થાય છે. આચરણને મનોવિકારના પ્રાબલ્યની પ ણી જરૂર છે. સેંકડો લોકોને હાથે જે અનીતિનાં કામ થાય છે તે નીતિતત્વના અજ્ઞાનને લીધે નહિ પણ તે નીતિતત્વને અનુકૂળ એવા મનોવિકારના અભાવને લીધે થાય છે. ખોટું બોલવું એ પાપ છે

એમ જાણ્યા છતાં હજારો માણસ ન્યાયાધિશની સમક્ષ સોગન ઉપર ખોટી સાક્ષીઓ આપે છે. તાત્કાલિક ફાયદો સાધી લેવા વિશેના મનોવિકાર પ્રબળ થવાને લીધે તેઓને હાથે એવાં આચરણ બને છે. આ વાત સંબંધી વિચાર કરનારા ઘણા માણસની ચૂક થાય છે તે એકે, અનુકૂળ મનોવિકારને યુક્ત એવું જ્ઞાન, અને અનુકૂળ મનોવિકાર રહિત જ્ઞાન, એ બેમાં તેમને વિવેક કરતાં આવડતો નથી. ઘણાઓનો એવો ભ્રમ છે કે, માત્ર શિક્ષણના પ્રસારથી લોકોની નીતિમત્તા વધીને તેમનામાં અપરાધોની સંખ્યા ઓછી થશે.

અત્યંત ક્ષુલ્લક પ્રાણીથી તે અત્યંત ઉચ્ચ સ્થિતિએ પહોચેલા પ્રાણી સુધી સર્વની બુદ્ધિમત્તાની શાખ દેનારી જે આ વિવેકશક્તિ, તેનો સંબંધ, જ્યાં સુધી સ્પષ્ટ પદાર્થ અને તેના દેખીતા ગુણ, ક્રિયા, અને સબંધ, એની સાથેજ હોય ત્યાં સુધી વિવેક કરવાનું કામ ધારવા જેટલું કઠિન હોતું નથી. પરંતુ જ્યારે મન ઉપર પ્રતિબિંબ થયેલા પદાર્થો, ગુણ, ક્રિયા અને સબંધ, આપણા અથવા બીજાના મનોવિકાર, કાર્ય અને કારણ, હાલનો કાળ અથવા આગળનો કાળ, ઇત્યાદિ અનેક ક્લિષ્ટ કલ્પનાનો ગોટાળો થઇ જાય છે, ત્યારે યથાર્થ વિવેક કરવો એ કામ ઘણુંજ કઠિન થઇ પડે છે, કિંબહુના અશક્ય છે. સમાજ શાસ્ત્રના અને નીતિશાસ્ત્રના અનેક પ્રશ્નો એટલા તો ગહન છે કે, તેમના અયથાર્થ વિવેકને લીધે નાનાપ્રકારનાં ઘાતક પરિણામ આજ સુધી થયાં હશે અને હવે પછી પણ થશે.

. માનસશાસ્ત્રમાંની કેટલીક બાબતોનું સ્પષ્ટીકરણ કરીને વિવેકશક્તિનાં જૂદાં જૂદાં સ્વરૂપની પીછાણ કરી આપવા માટે ઉપર અનેક પ્રકારનાં ઉદાહરણ આપ્યાં છે. એમ કરવાનો હેતુ માત્ર એટલોજ છે કે, પ્રસ્તુત નિબંધનો વિષય જે પરોપકાર તેના સબંધની

કેટલીક બાબત તો ધ્વનિત થાય પહેલી પરોપકારના સ્વરૂપનો વિવેક થયા પછી તેના અનેક પ્રકારોમા વિવેક કરવો જોઈએ, બીજી પદાર્થ, ગુણ, ક્રિયા, સબંધ, મનોવિકાર, કાર્ય, કારણ અને વર્તમાન, ભૂત, ને ભવિષ્ય, ઇત્યાદિ અનેક પ્રકારની કલ્પનાઓનો ઘોટાળો કારનો હોવાથી આ વિવેકનું કામ ઘણું કઠિન છે, ત્રીજી યથાર્થ અવલોકન, માર્મિકપણું અને અસામાન્ય બુદ્ધિમત્તા એ ગુણ જેમનામા એકત્ર વાસ કરતા હોય તેવા માણસોને હાથેજ પૂર્ણ વિવેક થવા શક્ય છે, અને ચોથી, અયથાર્થ વિવેકને લીધે પરોપકાર સબંધી પ્રચલિત થયેલી સમજુતીમાથી મનુષ્ય જાતિનું ઘણુ. અકલ્યાણ થતું જાય છે

મનુષ્યના હાથથી હેતુ પુરસ્સર થવાની ક્રિયા બે પ્રકારની છે સ્વાર્થપર અને પરાર્થપર, કિવા સ્વાર્થ હેતુક અને પરાર્થ હેતુક જે ક્રિયાનું ફળ કર્તાને મળે છે, તે સ્વાર્થ હેતુક ક્રિયા, અને જે ક્રિયાનું ફળ કર્તા સિવાય બીજી વ્યક્તિને મળે છે, તે પરાર્થ હેતુક ક્રિયા છે પરાર્થ હેતુક ક્રિયાના બે ભાગ છે કોઇવાર શરીર તરફથી કોઇ ક્રિયા કરવા સારૂ ઉત્પન્ન થયેલુ મન રોકી રાખવાથી પરાર્થ સધાય છે, અને બીજે પ્રસગે પરાર્થ સાધવા માટે ખાસ વિશેષ પ્રકારની ક્રિયા કરવી પડે છે પહેલા પ્રકારની ક્રિયાને નિરત્યાત્મક ક્રિયા અને બીજા પ્રકારની ક્રિયાને પ્રવૃત્યાત્મક ક્રિયા, એમ કહીએ તો ચાલે ન્યાયદૃષ્ટિએ યોગ્ય હોય એવી ક્રિયા, અને ન્યાયદૃષ્ટિએ ન કરીએ તોપણ ચાલે પરતુ કેવળ પરોપકારને માટેજ કરેલી હોય એવી ક્રિયા, આ બેઉ ક્રિયાનો પરાર્થ હેતુક ક્રિયામા સમાવેશ થાય છે દરેક માણસને જે લાગે તે ઉદ્યોગ કરવાનો પૂર્ણ અધિકાર છે, અને તેણે કરેલા શ્રમના ફળનો ઉપભોગ તેને નિર્વિઘ્નપણે લેવા આપવો જોઇએ, આ તત્વના પાયા ઉપર ન્યાયની ઇમારત બાંધેલી છે ન્યાયને યોગ્ય હોય

•

એવી ક્રિયા કરવાથી ઉપરનું તત્વ આપણને કબુલ છે એમ સ્પષ્ટ થાય છે; અને કેવળ પરોપકારાર્થે ક્રિયા કરવામાં, બીજાઓને આપણા શ્રમનો યોગ્ય લાભ મળે અને તેમની સંસારયાત્રા સુખકર થાય તેટલા માટે તેમને મદદ કરવી યોગ્ય છે, એ તત્વ આપણે કબુલ કર્યું તે પ્રમાણે થાય છે. કોઇ સમાજમાંનાં મનુષ્યો જો પોતાનો વર્તનક્રમ કેવળ ન્યાય તત્વના ધોરણ પ્રમાણે રાખે તો તે સમાજને અને તેમાંની વ્યક્તિને કદી પણ અત્યુન્નત સ્થિતિ પ્રાપ્ત થવાની નથી; તે પ્રાપ્ત થવાને ન્યાયતત્વો અને પરોપકાર આ બન્ને ધોરણો ઉપર વર્તનક્રમ રાખવો જોઇએ.

એવી કલ્પના કરો કે એક સમાજમાંના મનુષ્યો એકબીજાને લગાર પણ ઉપદ્રવ ન આપતાં પોત પોતાના વ્યવસાય ચલાવે છે, એકબીજા સાથે કરેલા કરારમાં લગાર પણ ફરકત ન આવતાં પાળે છે, અને અપત્ય સંગોપનનાં કામ પણ અતિ ઉત્તમ રીતે બજાવે છે. પરંતુ કાયદેસર રીતે જે વાત કરવાને તેઓ બંધાએલા નથી તે કરીને બીજાને અતિ અલ્પ ફાયદો પણ કરી આપવાને તેઓ તૈયાર નથી. ઉદાહરણ, એકાદો મુસાફર રસ્તે ચાલતો હોય અને તેણે જો કોઇને અમુક ઠેકાણે જવાનો રસ્તો કયો એમ પૂછ્યું હોય તો તેણે તે પ્રશ્નનો ઉત્તરજ આપવાનો નહિ. કારણ, તેનો ઉત્તર આપવાને ન્યાયની દૃષ્ટીથી તે બંધાએલો નથી. તે ઉત્તર આપવાને જો તેની ઇચ્છા પ્રમાણે મજુરી મળે તોજ તે ઉત્તર આપે. હમેશના અનુભવ ઉપરથી પ્રત્યેક મનુષ્યને સહજ લક્ષમાં આવશે કે, સર્વને હમેશાં અનેક પ્રકારના કામોનો મોબદલો આપ્યા શિવાય કરવી લેવાં પડે છે, અને તે તેવું ન બને તો મનુષ્ય અનેક પ્રકારનાં સુખને છોડે અને અનેક પ્રકારનો ઉપદ્રવ તેને સહન કરવો પડે. પ્રત્યેક મનુષ્યને ઘણી ખરી વાતો પોતે કરવી પડશે, અને તેને લીધે તેમનું ઘણું નુકસાન

થશે સમાજ માટે કોઇ પણ વાત કોઇ પ્રત્યક્ષ મોબદલો લીધા શિવાય કરવાનો નહિ, અને તેને લીધે વ્યક્તિમાત્રને પોતાનું હિત સાધવાને પણ વ્યત્યય થશે આવા પ્રકારની સ્થિતિમા સમાજ હોય તો મનુષ્યના આચરણને અતિ ઉન્નત સ્વરૂપ પ્રાપ્ત થવુ અશક્ય છે તે પ્રાપ્ત થવાને મનુષ્યને એક બીજા સાથે પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ રીતે કોઇ પણ પ્રકારનો ઉપદ્રવ ન થાય એવુ વર્તન રાખીને, તે શિવાય પોતપોતાનો ઉદ્યોગ ચલાવવામા અને તેના ફળનો ઉપભોગ લેવામા એક બીજાને મદદગાર થાય એવી રીતના પણ આચરણ તે મણે રાખવા જોઇએ

ન્યાયપ્રેરિતક્રિયા અને પરોપકારપ્રેરિતક્રિયા આ બન્નેનો પણ પરાર્થહેતુક ક્રિયામા અતર્ભાવ થાય છે, એમ પહેલા કહેલું છેજ, અને ઉપર જે એક કાલ્પનિક સમાજનું ઉદાહરણ લીધેલું છે તે ઉપરથી આ બે પ્રકારની ક્રિયામા ભેદ પણ ખુલ્લી રીતે કળી આવવા સરખો છે પરતુ સમાજમાના સામાન્ય લોકોની સમજુતીમા ઘણી વાર વિચારનો અશ ઓછો હોવાને લીધે, અને એકવાર સમજુતી બધાયા પછી તેમના ખરાખોટાપણા વિષે સશય લેવો એ ઘણા ખરાની શક્તિ બહાર હોવાને લીધે, ન્યાય અને પરોપકાર એમા ભેદ બરોબર સમજાયો નહિ, એમ બતાવનારી અનેક સમજુતીઓ પ્રત્યેક સમાજમા બતાવી શકાશે ભીખ માગવી એ આપણો હક છે એમ સમજનારા અને તે ન આપનારને ગાળો તથા શાપ દેનારા સેંકડો ભીખારી જણાય છે ભીખારીનીજ આવી સમજુત હોય તો વિશેષ આશ્ચર્ય કરવાનુ કારણ ન હોત પણ હજારો ભીખ આપનારા લોકો, તે પોતાનું કર્તવ્ય છે એમ કહેનારા જણાય છે વળી એક ઉદાહરણ ઘણા લોકોમા જડી આવવા સરખુ છે અવિભક્ત કુટુબમાના એક મનુષ્યે પોતાના ઉદ્યોગથી દ્રવ્ય ઉપાર્જન કર્યું છતા, તેણે પો

તાના નિરૂદ્યોગી ભાઇભાંડુને પોષતાં એ તેનું કર્તવ્ય સમજવામાં આવે છે, અને સ્વકષ્ટથી પેદા કરેલું ન હોય એવા દ્રવ્ય ઉપર મરજીમાં આવે તેમ આચરવું એ પોતાનો હક છે એમ તે નિરૂદ્યોગી ભાઇભાંડુઓ સમજે છે. અનેક પેઢીઓથી રગે રગે પેસી ગએલી સમજુતીને લીધે એવો પ્રકાર થવો જેટલો શક્ય છે, તેટલીજ એવા પ્રકારની નવીન સમજુતી પણ બનવી શક્ય છે. અત્યંત દીન અવસ્થામાં આવેલા ગરીબની લાગણી થઇને પ્રબળ મનોવિકારને લીધે જેમની વિચાર શક્તિનું સમતોલપણું નષ્ટ થયું છે એવી સદ્‌બુદ્ધિ ધારણ કરનારા કેટલાક પરોપકાર વૃત્તિવાળા ગૃહસ્થો, અને લોકો પાસેથી મદદ મળવા વિષે ઉત્સુક થએલા હુન્નરો ગરીબ લોકો ન્યાય અને પરોપકાર એમાંનો ભેદ ભૂલી જાય છે, અને પરોપકારને હક સમજે છે. ન્યાય અને પરોપકાર એ સબંધી કલ્પનામાં આવો ગોટાળો થયા પછી, તે ઉત્પન્ન કરનારા સાધનોમાં પણ વિવેક થવો શક્ય નથી, બીજા પક્ષના લોકોનું શું કહેવું છે એ શાંતપણે સાંભળી લઇને તેનો વિચાર કરવાની ઉદારતા જેમનામાં નથી એવા સતામ

* મગજના પરોપકારી ગૃહસ્થની ખટપટનો હેતુ, હાલની સમાજવ્યવસ્થાનો સમૂલગો નાશ કરીને તેને ઠેકાણે શ્રીમત અને ગરીબ, ડાહ્યા અને મૂર્ખ, વાકેફગાર અને બીનવાકેફગાર, એમાં ભેદ જોથી કરીને છેક નહિ જેવો થશે, આવા પ્રકારની નવીન વ્યવસ્થા શરૂ કરવા તરફ હોય છે. તેમના કહેવા પ્રમાણે વ્યવસ્થા થાય તો મનુષ્યનાં આચરણ અને તેનાં ફળ એમાં કાર્યકારણભાવનો સબંધ શિથિલ થશે; અને પરોપકારનેજ ન્યાયની જગા મળીને યોગ્યતાનો વિચાર નથતાં સંપત્તિની વહેંચણી થવા લાગે તો કસબી અને બીનકસબી એ ભેદ કરવાનું કંઇ કારણ રહેશે નહિ, અને ભેદ હોય તોપણ તે જલદીથી નહિ સરખો થશે.

ન્યાય અને પરોપકાર આ બેઉની પાસેથી થનારા કાર્યો ભિન્ન છે ન્યાયની વ્યવસ્થાથી સમાજને સ્થૈર્ય આવે છે, અને પરોપકારને લીધે સમાજની ઉન્નતિને મદદ થાય છે સમાજના સ્થૈર્યને ન્યાયની આવશ્યકતા હોવાને લીધે તેનો સબંધ રાષ્ટ્ર સાથે જઇ પહોચે છે અને સર્વને ન્યાય મળશે એવી તજવીજ કરીએ રાજ્ય વ્યવસ્થાનું એક પ્રધાન અંગ થઇ જાય છે સમજના સ્થૈયને પરોપકારની આ વશ્યકતા ન હોવાને લીધે તેને રાષ્ટ્રીય સ્વરૂપ અપાય નહિ વ્યક્તિ મા નને તે સબંધી પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરવાની છૂટ રહે છે આવી રીતે આ બેમા ભેદ રાખવો કેટલી જરૂરનો છે એનો વિચાર કરીએ

પ્રત્યેક પ્રાણીએ પોતાના આચરણનો પરિણામ ભોગવવો જોઇએ એ ન્યાયનું મુખ્ય તત્ત્વ સર્વ પ્રાણીસૃષ્ટિમા દેખાઇ આવે છે સિહ વાઘ આદિ એકલપેટા પ્રાણીનો તો એકેએક વ્યવહાર આ નિયમને અનુસરીને ચાલેલો હોય છે આ તત્ત્વથી પ્રાણીની પ્રવૃત્તિ સ્વાર્થપર ક્રિયા કરવા તરફ હોય છે જે પ્રકારની ક્રિયા કર્યાથી પોતાનું અહિત થવાનો સભવ છે એવી ક્રિયા માત્ર તે પ્રાણી અનુભવથી કરવાનું નથી પરાર્થહેતુની ક્રિયા કરવા તરફ તેની પ્રવૃત્તિ થવાનો સભવ નથી ટોળુ વળીને રહેનારા પ્રાણીઓમા તેમની સમાજશીલતાનીપાયરી પ્રમાણે ઉપરના નિયમનુ સ્વરૂપ થોડુ ક સકુચિત થાય છે

સમાજશીલતાની અતિ ઉચ્ચ પાયરીએ પહોચેલા મનુષ્ય પ્રાણી સબધી વિચાર કર્યો હોય તો ઉપરના નિયમનો ઘણો અપવાદ કરવો જરૂરનો છે એમ દેખાઇ આવશે બીજા પ્રાણીઓ પ્રમાણે આચરણના પરિણામ તરફ લક્ષ આપીને, અને અનુભવથી સ્વાર્થ વાસ્તે જો તેમા ફેરબદલ કરવો પડે તોપણ તે કરીને, સમાજસ્થિતિને અતિ આવશ્યક એટલેજ આપણાથી બીજાને ત્રાસ થશે, તેથી વધારે

થનાર નથી; આ રીતે યોગ્ય વિચાર કરીને જે ફેરફાર કરવો વાજ-
બી લાગશે તે કરીને, પોતાનો વર્તનક્રમ ઠરાવવો જોઇએ. કોઇ પણ
સમાજનું અસ્તિત્વ શક્ય થવા માટે તેમાંની પ્રત્યેક વ્યક્તિને બીજી
વ્યક્તિથી જે ત્રાસ થશે તે તેણે સોસવો જોઇએ, એ ન્યાયનુ બીજુ
તત્વ થાય.

ન્યાયની નજરે યોગ્ય દેખાય તે કરવાનું, પરંતુ પરોપકાર બિ-
લકુલ કરવાનો નહિ, એવી સમાજની સ્થિતિ હશે તો તે સમાજ-
માની વ્યક્તિની અને તે સમાજની ઉન્નતિ થવી અશક્ય છે, એમ
પહેલાં દર્શાવેલુંજ છે. તે ઉન્નતિ શક્ય કરવા સારૂ, જે વાત કરવા
વિષે પરસ્પરમાં કરાર નહોય એવી વાત કેવળ પરોપકાર બુદ્ધિએ
કરવાને મનુષ્યે પ્રવૃત્ત થવું જોઇએ.

આટલા વિવેચન ઉપરથી સ્પષ્ટ ધ્યાનમાં આવશે કે, સમાજ-
માંની વ્યક્તિને પોતપોતાનો ઉદ્યોગ શાંતપણે ચલાવાય અને સ્વક-
ષ્ટાર્જિત વિત્તનો કોઇ પણ રીતે અપહાર થાય નહિ એ માટે ન્યાયની
આવશ્યકતા છે, અને સમાજની ઉન્નતિને મદદ થવા માટે પરોપકા-
રની જરૂર છે. પરોપકાર શિવાય સમાજનુ અસ્તિત્વ શક્ય છે, પરંતુ
ન્યાય શિવાય તે શક્ય નથી. પરોપકાર વગર સમાજની થોડી ઘણી
ઉન્નતિ થવી પણ શક્ય છે, માત્ર તે પરોપકારની મદદે જેટલી થાય
તેટલી થવાની નહિ. આ ઉપરથી ન્યાયનું પ્રાધાન્ય અને પરોપકારનું
ગૌણત્વ સિદ્ધ થાય છે. સમાજનું અસ્તિત્વ કાયમ રહીને તેમાંની
વ્યક્તિનો વ્યવહાર સારી રીતે ચાલે એવી સમાજની સ્થિતિ રાખવી
એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય થાય, અને તે સમાજની સ્થિતિ સુધારવી
એ ઓછા મહત્વનું થાય. એ માટે ન્યાયના તત્વનો અમલ કાયદાએ
કરીને પરોપકારના તત્વોનો વિચાર તમામ વ્યક્તિને સોપવો જોઇએ.
તે પણ કાયદાએ અમલમાં આણવાનુ ધારવાથી ન્યાયને છેદી નાંખ-

વાનો પ્રસગ આવશે તે કેવો તે જુઓ —

રાજાએ અથવા રાજ કરનારી મડળીએ પરોપમારના તત્વોનો અમલ મરજીએ કરવાનો હોય તો નિર્વાહ જેટલુ કષ્ટથી પેદા કરેલુ વિત્ત જેમની પાસે હશે તેમની પાસેથી તેનો કઇ ભગ લઇને તે જે લોકોનું કષ્ટાર્જિત વિત્ત તેમના નિર્વાહને પુરૂ ન થતુ હોય તેમ ને આપવુ જોઇએ એ જબરાઇથી કરવાનું ધારીએ તો તેથી પ્રત્યે ક પ્રાણીએ પોતાના વર્તનનું ફળ ભોગવવુ જોઇએ, આ ન્યાયના તત્વને બાધ આવે છે આચરણ અને તેમના ફળ આ બેમાનો સ-બધ હમેશાં કાયમ રાખવો જોઇએ એક માણસ પાસેથી તેની મા લમતા લઇને તે બીજાને આપવી એવો કાયદો કર્યો હોય તો આ સબંધ નષ્ટ થાય છે જેની પાસેની તે માલમતા લેવાય તેને પો તાના શ્રમનુ ફળ મળવાને હરકત થાય છે, અને જેને તે અપાય તેને બીજાના શ્રમ ઉપર નિર્વાહ કરવાને કાયદાની મદદ મળે છે એવી રીતે સમાજમાની વ્યક્તિનુ એક બીજા સાથેનુ સલુકાઇનુ વર્તન રહેવાનુ નહિ કારણ પોતાના શ્રમનો ફાયદો બીજા લોકો અયોગ્ય રીતે લે છે, એ વાત ઘણા જણના મનમા ઘુમી રહેશે, અને જે લોકો વાસ્તે આ જુલમ કરવામા આવશે તે લોકો હમેશા તેમની આખે ચડશે આવા પ્રકારનો અન્યાય શિખરે જઇ પહોચ્યો તો તેથી મોટા અનર્થ નિપજશે તેમના પૈકી ત્રણ ઘણાજ મહત્વના છે તેનો જૂદો જૂદો વિચાર કરીએ

બુદ્ધિમત્તા, ઉદ્યોગશીલતા, શરીરસામર્થ્ય ઇત્યાદિ ગુણોએ શ્રેષ્ટ એવા લોકોને પોતાના ગુણનો ઉપયોગ કરવાની અને તેમા સુ ધારો કરવાની જે બુદ્ધિ થાય છે તેનું કારણ એજ કે, પોતાને તે થી જે ફળની પ્રાપ્તિ થાય તેનો ઉપભોગ પોતાથી નિર્વિઘ્નપણે લઇ શકાશે, એમ તેમને માહીત હોય છે ગુણ હીનને આપવા માટે ગુ

જવા લાગે તો તેમને પોતાના છોકરા છૈયાનું સારી રીતે સગો
પન કરવું અને તેમને યોગ્ય રીતે શિક્ષણ આપવું એ મમો કરવા
ને જોઈએ તેટના પૈસા પૂરા પડે નહિ અર્થાત્ કે આગળની પેઢી
ના અંગમા પહેનાની પેઢીના જેવું શારીરિક અને માનસિક સામ
ર્થ્ય રહેવાનું નથી અનિષ્ટ સ્થિતિમાંના લોકોને મદદ મળવાને લીધે
તેમને પૂર્વની સ્થિતિ કરતા પોતાનો અને પોતાના છોકરા છૈયાનો
વ્યવહાર સારી રીતે ચલાવશે પરંતુ આવા બનાવટી ઉપાયોથી તે
મની શારીરિક અને વિશેષે કરીને માનસિક સ્થિતિમાં ઘણો ફરક
પડવો સંભવ નથી અને એકંદર રીતે દેશના માનસિક અને શા
રીરિક સામર્થ્યની ઉતરતી સ્થિતિ આવશે બીજી એક વાત અહીં લ
ક્ષમા રાખવી જોઈએ તે એ કે, જોકે કદાપિ બુદ્ધિસામર્થ્યનું અને
શારીરસામર્થ્યનું માપ કમી ન થતા કાયમ રહે તોપણ તેમા સ
મજને નુકસાન જ છે સમાજની ઉન્નતીને માટે વિશેષ બુદ્ધિમાન અને
વિશેષ શક્તિમાન એવા પુરૂષોની જરૂર હોય છે એક દેગડો ભરે
લુ પાણી ઉનું કરેલુ હશે તો તેનો સ્નાન કરવાના કામમા ઉપયોગ
કરવામા આવે પરંતુ તે જ દેગડો ભરેલું ઠંડું પાણી એક ઠામ પાણીથી
ભરેલા હોજમા રેડે તો તે પાણીનો સ્નાન કરવાનો ઉપયોગ થવામા
આવતો નહિ દેગડામાંનું અને હોજમાંનું પાણી ભેગું કરીને લીધુ
તો સરાસરીના માપથી ઉષ્ણતામા ફેરફાર થયો નહિ પરંતુ તે ઉષ્ણતા
હવે સ્નાન કામમા ઉપયોગી નથી તેજ પ્રમાણે એકાદા મનુષ્યને
અનેરૂ વધારે બુદ્ધિસામર્થ્ય હોય તો તે એકાદી નવી યુક્તિ શોધીને
પોતાના બાંધવોને ફાયદો કરશે અથવા અનેક અડચણના કામમા
તેમને કંઇ ઉપાય સૂચવશે પરંતુ ગાંડા સરખી બુદ્ધિ વહેંચી આપ
વાથી આ પરિણામ બનવો શક્ય નથી ઈશ્વરના પરોપકારના મ
હત્વનું નતીજા પરિણામ જોકે સંપત્તિની સરખી વહેંચણી એટલુંજ હો

ય તોપણ તેનો અપલક્ષ પરિણામ બુદ્ધિ અને શરીર સામર્થ્ય એ-નીપણ સરખી વહેંચણી કરી દેવી એ છે.

તેટલેજ અથવા તેના.થી પણ ઘાતક પરિણામ હવે કહેવાનો છે. એવા પ્રકારની વ્યવસ્થા એક સરખી ચાલુ રહેવાથી * કમ્યુનિઝમ અને અનારકી એ ઉદ્ભવશે. કાયદામર વાત લોકો તરફથી કરાવવી અને તે ન કરે તો તેમને શિક્ષા આપવી એ જે સરકારનાં કર્તવ્ય, તેજ પ્રમાણે લોકો તરફથી પરોપકાર કરાવવો અ-ને તે ન કરે તો તેમને શિક્ષા કરવી એ પણ સરકારનું કર્તવ્ય સમજતું જાય તો કનિષ્ટ સ્થિતિમાંના લોકોની દિવસે દિવસે એવી સમજ થતી જશે કે, પોતાના સુખોપભોગના કામમાં અડચણ થાય તો દૂર કરવી એટલેથીજ સરકારનું કર્તવ્ય બસ ન થતાં પોતાના સુખોપભોગનાં સાધનો મેળવી આપવાં એ પણ સરકારનું કર્તવ્ય છે. એ શિક્ષણ તેમને પ્રત્યક્ષ ઉદાહરણો મળવા લાગવાથી તે તેમના મન ઉપર ઉત્કૃષ્ટ રીતે ઠસશે. જેમનામાં કોઈ પણ પ્રકારની યોગ્યતા ન હોય

---

* શ્રીમંત અને ગરીબ એ ભેદ કાઢી નાંખવા માટે હાલની સમાજ-વ્યવસ્થા ભાગી નાંખીને તેને ઠેકાણે નવીન વ્યવસ્થા શરૂ કરવાનો યત્ન યૂરો-પમાં આજ સુધી અનેક મનુષ્યોએ કરેલો છે. આ લોકોએ સ્થાપેલા પંથ કા-મ્યુનિઝમ. સોશિયાલિઝમ વગેરે નામથી પ્રસિદ્ધ છે. અને તેમના અનુયાયી-ઓને કામ્યુનિસ્ટ, સોશિયાલિસ્ટ વગેરે નામો આપે છે આ અનેક પંથો-ના મુખ્ય હેતુના સંબંધે એકજ છે. સર્વ પ્રકારની માલમતા ઉપર સમાજની માલકી (જેમાં પંચનો હક હોય તે ) સત્તા હોય સર્વ મનુષ્યોને તેનો સરખો ઉપયોગ થાય એ તેમની નવીન સમાજવ્યવસ્થાનું પ્રધાન તત્વ છે. આ પંથના મૂળ ઉત્પાદકોનો હેતુ જોકે કેવળ મનુષ્યની વિપત્તિ દૂર કરવી એટલોજ છે, તોપણ અશિક્ષિત લોકો આ પંથમાં પેસી જુલમથી હાલની વ્યવસ્થા ખરોડી નાંખવાનો પ્રયત્ન કરે છે, તેને લીધે કોઈકોઈવાર ભયંકર પરિણામ થાય છે.

એવા નિરૂદ્યોગી લોકોનો એમનો એવો સિદ્ધાંત થયો એટલે તેમને
પોતાના મન દુઃખના કારણ સમાજ છે એમ લાગવા માંડશે પોતાના
આળસને લીધે અને મૂર્ખપણાને લીધે પોતે વિપત્તિ ભોગવે છે એવી
કલ્પના તેમના મગજમાં ન પેસતા, સમાજની વ્યવસ્થા બરોબર ન
થી અને તેને લીધે પોતાને સમાજ તરફથી મળવી જોઇએ તેટલી
મદદ મળતી નથી, એજ પોતાના દુઃખનું મૂળ છે એમ તેમને લાગશે
બહારની મદદ ગમે એટલી મળી તે પણ તેની તૃપ્તિ થનાર
નથી આ એક વાર એવા પ્રકારનો અસંતોષ અવિચારી અને અ
શિક્ષિત લોકોમાં ઉત્પન્ન થયો એટલે પરિણામ શું થશે તેનો નિયમ
નથી પ્રત્યેક સમાજમાં આવા લોકોની ભરતી વિશેષ હોય છે અને
એ લોકો એકવાર ચિડાયા એટલે નજરમાં આવે તે કરશે મનુષ્યાને
તેમની યોગ્યતા પ્રમાણે મજુરી આપીને તેમની પાસેથી તે મજુરીના
રૂપે સરકારે લઇને ગરીબોને વહેંચી આપવા કરતાં, ગુણ અવગુણ
તરફ લક્ષ ન આપતા સર્વને રોજ સરખો આપ્યો હોય તો વધારે
સવડ પડશે એમ તેમના મગજમાં ભરાઇ ગયું તો સમાજની
ચાલુ રહેલી વ્યવસ્થાનો બધી રીતે નાશ થઇને તેમની કલ્પના પ્રમા
ણે નવીન વ્યવસ્થા થયા શિવાય તેમને ચેન પડવાનું નથી આવી રીતે
કમ્યુનિઝમની સ્થાપના થશે અને તે સ્થિતિમાં પણ આપણને
મળવા જોઇએ તેટલા સુખ મળતા નથી તેને લીધે અસંતુષ્ટ થના
રા ઉપરની લોકોને આરામ શિવાય બીજો માર્ગ દેખાવાનો નથી
હિંસા કરનાર પશુ પ્રમાણે પ્રત્યેક પોતાના બળના સામર્થ્યે પોતાને
જોઇએ તે મેળવવું અને જે જે પોતાના માર્ગમાં આડું આવે તેનો
નાશ કરવો એવા ક્રમ શરૂ થશે પશુની ભૂખને કંઇક મર્યાદા છે
પરંતુ મનુષ્યની ભૂખને તે પણ નથી એટલે પશુની સ્થિતિ કરતાં પ
ણ નીચ ગણાય એવી સામાજિક સ્થિતિને મનુષ્ય જઇ પહોંચશે

ન્યાય અને પરોપકાર, તથા ન્યાયનાં અને પરોપકારનાં કામો
બનાવવાનાં સાધનો એમાંજ વિવેક મળ્યો નહિ તો શું પરિણામ થશે
એનો વિચાર અત્યાર સુધી થયો. હવે કોઇને એમ લાગશે કે
જે વાત કદી કોઇને સ્વપ્નામાં પણ આવે નહિ તેમના વિષે આટલી
બધી ભાંજગડ શા માટે કરવી જોઇએ ? એનો ઉત્તર એટલોજ કે,
આવા પ્રકારના વિચારના લોકો આપણે અહિં જો કે વધારે જડી-
આવતા નથી તોપણ યુરોપમાં આવા પ્રકારના લોકો ઘણા થયા અને
હજી પણ છે. તે લોકો સ્વસ્થ ન બેસતાં પોતાના વિચાર પ્રચારમાં
આણવા માટે અનેક પ્રકારની ખટપટો કરે છે, અને આ સરસા-
સરખી કરવાના વખતમાં કામ મળતું નથી, અથવા મજુરી ઘણી
ઓછી મળે છે, તેથી ત્રાસ પામેલા હજારો લોકો તેમને સહાય કરે
છે, અને કોઇ કોઇ વાર અનર્થ કરવાનો યત્ન કરે છે.

હવે કેટલાક લોકોના એક પ્રશ્નનો વિચાર કરીએ એટલે ઘણા
લોકોના મનનો આ વિષય ઉપરના વિચારોનો ગોટાળો નષ્ટ થશે
પહેલું તો તેમની દૃષ્ટિએ અને તેમના મોંના શબ્દોથીજ તે પ્રશ્નનુ
સ્વરૂપ વ્યક્ત કરીને પછી તેનો ઉત્તર આપવાનો યત્ન કરીએ.

"તમે કહો છો કે પ્રાણીમાત્રને પોતાના સ્વભાવનો અને તેને
અનુરૂપ આચરણનો પરિણામ ભોગવવો જોઇએ, એ ન્યાયનું પ્રથમ
તત્વ છે. આ તત્વનો અમલ ચારે તરફ ચાલે તો મનુષ્ય સબંધી
વિચાર કરતાં મનુષ્યના આચરણને વળી તમે બંધન કરવા જાઓ
છો. તમારા કહેવા પ્રમાણે પ્રત્યેક મનુષ્યે આવા પ્રકારના આચરણ
કરવાં જોઇએ કે તેજ પ્રકારનાં આચરણ બીજાએ કર્યાં હોય તો કો-
ઇનો કોઇને ત્રાસ થાય નહિ. આ ઉપરથી ઉઘાડુંજ થયું કે, પશુ
પક્ષી આદિમાં જે પ્રમાણે પ્રત્યેક પ્રાણી પોતાની શક્તિનો યથેચ્છ ઉ-
પયોગ કરે છે તે પ્રમાણે મનુષ્ય પ્રાણીને તે તમે કરવા દેતા નથી.

તેમને ભક્ષ કરવા સારૂ ઉપયોગમા આવનારા પ્રાણી અથવા બીજા પદાર્થ તે જોઇએ તે રીતે મેળવે છે એટલુજ નહિ પણ તે મેળવવાને વાસ્તે સ્વજાતિ તરફથી અથવા પરજાતિ તરફથી અડચણ આવે તો તે કેવળ સામર્થ્ય વડે દૂર કરે છે મનુષ્યે પોતાના સામર્થ્યનો અપ્રતિબધ ઉપયોગ કરવો નહિ એમ તમે કહો છો તેનો પરિણામ શો થાય છે તે જુઓ દુર્બળવ્યક્તિને સમાજસસ્થા તરફથી અથવા સરમર તરફથી ટેકો મળવાને લીધે તેમનાથી પોતાનો વ્યવહાર નિર્વેધ પણે ચલાવી શકાય છે, અને સ્વકષ્ટથી ઉત્પન્ન કરેલા દ્રવ્યનો યથેચ્છ ઉપયોગ લઈ શમય છે પ્રબળને પોતાની શક્તિનો અવરોધ કરવાની ફરજ સરકારે જો ન પાડી હોત તો દુર્બળનુ અસ્તિત્વ કષ્ટમય અથવા અશકય થયુ હોત હવે આપણે એટલુજ કહેવાનું છે કે, જે દુર્બળનો બચાવ કરવા પક્ષ લઇને ન્યાયના પ્રથમ તત્વને તમે થોડુક બધન નાખ્યુ અને તેમની જીવયાના ઓછી કષ્ટમય કરી, તેમનોજ વળી થોડો વધારે પક્ષ ખેચીને તેમનુ જીવતર સુખાવહ થશે એવુ કરો અર્થાત્, પોત પોતાના વ્યવસાય નિર્વેધપણે ચલાવવામા આવે એટલા પુરતાજ પ્રબળ અને દુર્બળને સમાન હક આપીને થોભશો નહિ પરતુ પોત પોતાના વ્યવસાયથી જે ફળની પ્રાપ્તિ થવાની તે પણ સર્વને સરખી થાય એવા પ્રકારની વ્યવસ્થા કરો જે માર્ગથી તમે થોડાક આગાડી ગયા છો તેજ માર્ગે વળી થોડુ વધારે આગળ જાઓ એટલુજ અમારૂ કહેવુ છે ”

ઘણા માણસોની દુર્બળતા તેમના પોતાના અપરાધથી ઉત્પન્ન થએલી નથી હોતી, એમ છતા તે દુર્બલતાના નઠારા પરિણામ તેમને ભોગવવા પડે છે, એ મોટો અન્યાય છે એમ પ્રથમ દર્શને લાગવાનો સભવ છે, અને તે એક રીતે ખરૂ પણ છે પરતુ જીવસૃષ્ટિમા ઉદર પોષણને માટે કેવી ખટપટ ચાલુ રહે છે તે લક્ષમા આણી

એટલે એવો પરિણામ થવો અપરિહાર્ય છે, એમ દેખાઈ આવ્યા વગર રહેવાનું નથી. સૃષ્ટિમાંનાં પ્રત્યેક પ્રાણી બીજાં પ્રાણી ઉપર ઉપજીવિકા કરે છે એમ કહીએ તો ચાલે. એક પ્રાણીનો ભાગી લઈને બીજા પ્રાણીએ પોતાની ઉદરયાત્રા પાર પાડવી એવો ન્યાય જેના સંબંધમાં દેખાઇ આવે છે ને પ્રકૃતિ દેવીને દુર્બળોની દયા બિલકુલ આવતી નથી. એમ છતાં માયાનું કઠોરપણું કમી થવું એ હેતુથી કૃત્રિમ ઉપાયોથી પ્રજા તરફથી દુર્બળનું સંરક્ષણ થવું તેને માટે જો આપણે યત્ન કરીએ તો તેમની દુર્બળતાને લીધે જે ગુણોને તે તજે છે તે તેમને પ્રાપ્ત કરીને આપવા સારૂ, કૃત્રિમ ઉપાયોથી પ્રજાની શક્તિનો વળી થોડોક અવરોધ કરવાને શી હરકત છે?

અહીં મત ભેદની જગા છે. આ ઠેકાણે અનેક પ્રકારની ગુંચવણીની કલ્પનામાં વિવેક કરવાની આવશ્યકતા દેખાઇ આવે છે. ન્યાય અને પરોપકાર એ બેમાં તફાવત કેટલા મહત્વનો છે અને તેને લીધે તેમની સાધનામાં પણ તફાવત કરવો કેટલો જરૂરનો છે એ આ ઠેકાણે સમજવામાં આવે છે. મનુષ્ય શિવાયની પ્રાણીસૃષ્ટિમાંના સખત નિયમને મનુષ્ય સૃષ્ટિમાં ન્યાય અને પરોપકાર એ બે જોડવાં જોઇએ એવું કબુલ કરતાંજ પહેલાંનો અમલ જુલમ કરીને અને બીજાનો વ્યક્તિ માત્રની ઇચ્છા ઉપર રાખવો જોઇએ, એવી સખ્ત ધારવાની જરૂર પડશે. ન્યાય અને પરોપકાર આ બે વાતો સરકાર ઉપર સોંપવી ઉપયોગી નથી એમ કહેવાનો અર્થ પરોપકાર તરફ કોઇએજ લક્ષ આપવું નહિ એવો નથી. કાયદાના તીવ્ર ઉપાયોથી તે અમલ ન બેસાડતાં બીજા સૌમ્ય ઉપાયથી બેસાડવાનો યત્ન કરવો જોઇએ. દુર્બળતાને લીધે ઉત્પન્ન થનારી જે બે અડચણો તે બેઉનું પણ નિવારણ થવું એ આપણને કબુલ છે. ફક્ત સમાજના અસ્તિત્વને અત્યંત અપાયકારક એવી પહેલી અડચણનું નિવારણ

કાયદાએ કરવું અને બીજી અડચણું નિવારણ ખાનગી ઉપાયથી કરવું એટલુંજ અમારે કહેવાનું છે કારણ બીજાનું પણ નિવારણ કાયદાથી કર્યું હોય તો સમાજ ઉપર કેટલો બધો અનર્થ થઇને સમાજનું ધૈર્ય, માનસિક અને શારીરિક સામર્થ્ય અને સંપત્તિ એમના ઉપર કેવા પરિણામ થાય છે એ પહેલા વિસ્તાર પૂર્વક કહેલુંજ છે. વળી સમાજના ધૈર્યને પરાપકારની જરૂર નથી, અને પરોપકારનો અમલ કાયદાએ બેસાડીએ, તો ન્યાયને છેહવો પડે છે, આ વાત પૂર્વે સિદ્ધ કરેલી છે

સમાજનું ધૈર્ય, સંપન્નતા અને શારીરિક અને માનસિક સામર્થ્ય એ તરફ લક્ષ આપ્યું હોય તો ઉપરના વિવેકની અતિ આવશ્યકતા દેખાઇ આવેછેજ. પરંતુ આ શિવાય બીજાં પણ કારણો છે કુલગનો પરોપકાર શરૂ થયા પછી તે કરનારાએ કર્યો હોય તેમા ન્યાઇ નથી તે ન કરે તો તેને શિક્ષા થશે જેના ઉપર ઉપકાર થયો તેને પણ તે થયો એમ લાગવાનું નથી કારણ, તે કરવું એ પ્રધાનનું કર્તવ્ય છે, એમ તેમને લાગશે આથી ઉપકારી અનેઉપકરણીય આ બન્નેના મનને વિલક્ષણ પ્રકારના સુખનો અનુભવ આપનારૂં પરોપકારને અંગે જે સામર્થ્ય છે તે નષ્ટ થશે પોતાના બંધુઓની દુખાવસ્થા જોઇને પરોપકારી મનુષ્યોના હૃદય ગદગદીત થઇને અનેક પ્રકારના ઉન્નત વિચાર તેમના મનમા આવે છે પોતાનું સુખ ઓછુ કરીને અથવા તેના ઉપર સર્વસ્વ પાણી મારીને આવા દીનેને મદદ કરવી એવી તેમને બુદ્ધિ થાય છે, અને દેર પડયાથી તેમના મનોવિકાર પ્રબળ થઇને પરોપકારનું તેમને વ્યસન લાગે છે આવી રીતે મનની ખંતથી પરોપકાર કરનારા લોકોનું સમાધાન બીજાને કલ્પનાથી સમજવા સરખું નથી તેજ પ્રમાણે વિપત્તિમા પડેલા મનુષ્યોને આકસ્મિક મદદ મળી હોય તો જે સુખ થાય છે તે તેમનું તેમને જ

ખબર પડે છે. ઉપકારક અને ઉપકૃતજીવ આ બન્નેનાં પણ મન પામવાથી બન્નેને તેના ઉપર એક પ્રકારનો સંસ્કાર કરવાનું સામર્થ્ય પોતાની ખુશીથી થએલા પરોપકારમાં છે. જુલમના પરોપકારમાં આનાથી ઉલટું સામર્થ્ય છે. જેમના તરફથી જુલમથી પરોપકાર કરાવવામાં આવે છે તેમના મનમાં પોતાના બંધુઓ વિષે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. અને જેમના ઉપર ઉપકાર કરવામાં આવે છે તેમને અને ઉદ્ધત પણું અને કુત્સિત બુદ્ધિ ઉત્પન્ન થાય છે. સારાંશ જુલમના પરોપકારે ઉપકારક અને ઉપકૃતજીવ એ બન્ને ઉપર અપકાર થાય છે.

વળી ઉપકૃતજીવની કૃતજ્ઞતાને લીધે ઉપકારી તથા ઉપકૃતજીવ એમનામાં એક પ્રકારનું બંધન ઉત્પન્ન થાય છે. જે સમાજમાં એવા પ્રકારના લોકોનો ભરાવો હોય છે તે સમાજમાં શ્રીમંત અને ગરીબ એમનામાં સામાન્ય રીતે પ્રેમભાવ દૃષ્ટિએ પડે છે, અને તેમની સમાજના સ્થૈર્યને મોટી સહાયતા થાય છે. જબરદસ્તીના પરોપકારે આ બે વર્ગમાંના લોકોમાં વૈમનસ્ય ઉત્પન્ન થયા વગર રહેવાનું નથી.

પરાર્થહેતુની ક્રિયાના જે મુખ્ય ભેદ ન્યાયપ્રેરિત ક્રિયા અને પરોપકારપ્રેરિત ક્રિયા એ બન્નેમાં વિવેક ઘણા વિસ્તારથી દેખાડવામાં આવ્યો, અને આવા પ્રકારનો વિવેક કરવાની આવશ્યકતા બતાવીને તેનું મહત્વ પણ કહ્યું. હવે પરોપકારના પ્રકારનો વિચાર કરીએ.

કોઇ કોઈ વાર એકાદી ક્રિયા કર્યાથી અથવા કાંઇ શબ્દ બોલવાથી પોતાને ફાયદો અથવા સુખ મળે છે, અને તેનું ન કરવાથી બીજાને ફાયદો અથવા સુખ મળવાનો સંભવ હોય છે. આવે પ્રસંગે તે ક્રિયા કરવા વાસ્તે અથવા તે શબ્દ ન બોલવા માટે આત્મ સંયમન કરવું એજ પરોપકાર છે. અનેક વાતોમાં આત્મસંયમન કરવાથી પરોપકાર થવાનો સંભવ હોય છે. ઘણું

પ્રસંગે એ પરોપકાર છે એવુ કોઇને લાગવાનું નથી, તથાપિ તેનુ મહત્વ ઓછુ નથી આ પહેલા પ્રકારના પરોપકારમા ક્રિયા કરાવવાને માટે તૈયાર થએલા મનને તેનાથી નિવૃત્ત કરવુ પડે છે તેથી તેને નિવૃત્યાત્મક પરોપકાર એવુ નામ આપીએ સામાન્ય લોકોની પરોપકાર વિશે જે કલ્પના છે તે પ્રમાણે કરેલી ક્રિયાના પરોપકારનો બીજા પ્રકારમા અંતર્ભાવ થાય છે એવી ક્રિયા કરવામા ટે ઉત્તેજન આપવા સારૂ મનને યત્નથી પ્રવૃત્ત કરવુ પડે છે તેથી પરોપકારના આ પ્રકારને પ્રવૃત્ત્યાત્મક પરોપકાર એવુ નામ આપીએ પ્રવૃત્ત્યાત્મકપરોપકારમા આત્મયજ્ઞની વિશેષ જરૂર હોય છે આપણાથી બીજી એક અથવા અનેક વ્યક્તિને સુખ થવુ અથવા તેમની વિપત્તિ દૂર થવી એ માટે પોતાના સુખને છોડી દેવુ અથવા પોતાને વિપત્તિમા પાડવું આ આત્મયજ્ઞ છે આ આત્મયજ્ઞ કોઇ કોઇવાર સપાદન કરેલા વિત્તના અને શક્તિના રૂપે હોય છે, અને કદી કદી પ્રત્યક્ષ ન મળેલા પરંતુ અગાડી મળવાના વિત્તને અને શક્તિને રૂપે હોય છે પરોપકાર કરતા ઉપકાર કરનારનું હમેશા નુકસાન થાયછે પરતુ તેને બિલકુલજ બોબદલો મળતો નથી એમ નથી પરોપકાર કરવાથી તેના મનને સમાધાન થાય છે અને ઉપમરણીઓની કૃતજ્ઞતા બુદ્ધિએ પણ ઉપકારીને એક પ્રમારના સુખનો અનુભવ થાય છે હવે, નુકસાનના માપથી આ બદલો ઓછોજ સુખદ છે એ ઉઘાડુ છે

પરોપકારના પ્રત્યેક વિભાગના બે મુખ્ય પેટાવિભાગ કરવા જેવા છે દુર્બળતા અથવા દુર્દૈવ, એ પૈકી એકના અથવા બન્નેના ઝપાટામા સપડાએલા લોકોને મદદ કરવાના હેતુએ પરોપકારની ક્રિયા કરવી, આ એક પ્રકાર, અને આપણી બરોબરીના અથવા આપણા કરતા પણ સારી સ્થિતિમા હોનારા એવા પણ લોકોને જેથી ઉપયો-

મ થાય છે, એવા પ્રકારની ક્રિયા કરવી, આ બીજો પ્રકાર. પહેલા પ્રકારની ક્રિયા સર્વ લોકોને પરિચિત છે, પણ બીજા પ્રકારની ક્રિયા જોકે સર્વ લોકો હરરોજ કરે છે, તોપણ પહેલા પ્રકારની ક્રિયા એજ પરોપકાર એવી તેમની સમજુતી થએલી હોવાને લીધે, તેમને એ ક્રિયા પરોપકાર જેવી લાગતી નથી. તથાપિ આપણી પરોપકારની વ્યાખ્યા પ્રમાણે જ્યાંરે જે ક્રિયા કરવાને મનુષ્ય બંધાએલો નથી અને જેથી બીજાને હિત અથવા સુખ થાય છે, તે સર્વ ક્રિયાનો સમાવેશ પરોપકારમાં કરવો જોઇએ. આ બીજા પ્રકારની ક્રિયા અનેક પ્રસંગે ઘણી ક્ષુલ્લક હોઇને અસંખ્ય હોય છે. થોડાંક ઉદાહરણો આપ્યાં હોય તો આ બીજા પ્રકાર સંબંધી સ્પષ્ટ સમજ પડશે. કોઇને ઘેર થોડાં માણસોની મંડળી બેઠી હોય, તેમને તેડનાર પાન સોપારી અથવા ચા પાય છે. એકાદો વિનોદ કરનારો માણસ પોતાના વિનોદના ભાષણથી પાસે બેસનારને ખુશી કરે છે, અથવા કોઇ મંડળીમાં ગમ્મત કરવા માટે એકાદો ગાનાર અથવા વગાડનાર એકાદિ મનોહર ચીજ ગાઇને અથવા બજાવીને સર્વને આનંદિત કરે છે; એ સર્વ ક્રિયા પરોપકારની થાય છે. મનુષ્યના સુખનો ઘણો અંશ ઉપર કહેલા પ્રકારના પરોપકારની અસંખ્ય ક્રિયા ઉપર અવલંબીને રહે છે પરોપકારના ઉપરના જે ભેદ અને પેટા ભેદ કહ્યા તે સંબંધી વિચાર કરતાં ત્રણ પ્રકારના પરિણામ તરફ લક્ષ આપવું જોઇએઃ—(૧) ઉપકર્તા ઉપર ઉલટો થનારો પરિણામ, તેમના ઉપર અવલંબી રહેનારા મનુષ્યો ઉપર એટલે તેમના આપ્ત ઉપર અને ચાકર માણસો ઉપર થનારો પરિણામ, અને ઉપકારક આ દૃષ્ટિએ તેના ઔદાર્યનો ઉપયોગ કરી લેવાની ઇચ્છા કરનારા લોકો ઉપર થનારો પરિણામ. (૨) ઉપકરણીઓપર થનારો પ્રત્યક્ષ પરિણામ એટલે તેમનું સુખ વધારવું અથવા દુઃખ કમી કરવું, અને તેમના ઉપર થનારો અપ્રત્યક્ષ

પરિણામ, એટલે તેમના મનને મળનારૂં શિક્ષણ અને તેથી કરીને તેમના વર્તનમાં થનારો ફરક (૩) એકંદર સમાજ ઉપર થનારો પરિણામ એટલે તેનું સ્થૈર્ય અને ચઢતી એમના સંબંધી વર્તમાન કાળે અથવા ભવિષ્યકાળે થનારો । ઇત્યાદિ

---

# નિવૃત્યાત્મક પરોપકાર.

## પ્રકરણ ૧ લું

### જીવવાને વાસ્તે કલહને લીધે થનારી

### સરસા સરસીની મર્યાદા.

મનુષ્યની ક્રિયાઓ જે પ્રમાણની મર્યાદા ઘાલવી એ સરકારનું કર્તવ્ય છે તેના કરતાં પણ અધિક મર્યાદા સરસાસરસીના સપાટામાં સપડાઇ ગએલા આપણા બંધુઓની મોક્ષ માટે વ્યક્તિમાત્રે પોતે ઘાલવી જોઇએ આ જગતમાં સુખથી ચરિતાર્થ ચલાવવાને કેટલા વિઘ્ન આવે છે એનો અનુભવ ઘણાખરાને છે, અને તે ઉપરથી બીજાની પણ સ્થિતિની પ્રયત્ને આજમાયશ કરી લેવા મળી છે બીજાને પછાડી છોડી પોતે આગળ જવું એ ઇચ્છા ઓછી વધતી પ્રમાણમાં સર્વ મનુષ્યોના હૃદયમાં હોય એનેજ સરસાસરસી કહે છે તેને કાયદાએ જો કે થોડુંક બંધન ઘાલેલું છે, તોપણ તેના ઉપરજ ઘાલ્યા હોઇએ તો તેનો પરિણામ લગભગ "બળીયાના બે ભાગ" આ તત્વના વલણ ઉપર જનાર છે તેવો પરિણામ ન થવા માટે કાયદાના બાહ્ય ઉપાયોથી તો કંઇ તજવીજ કરવામાં આવતી નથીજ, પરંતુ સુધરેલા મનુષ્યોના ઉન્નત વિચારથી તે અન્યથી થવા સરખી છે એટલે

આત્મસંયમનથી મનુષ્યોએ પોતાની અદંમ્યતાને એટલે ( મત્સ્યા-સત્ગીને ) યોગ્ય મર્યાદાની અંદર રાખવી જોઇએ.

એક ઠેકાણે એકજ પ્રકારનો ધંધો કરનારા લોકોમાં કેટલાક લોકો વિશેષ વાકેફગાર અને બાકીના ઓછા વાકેફગાર હોય છે. આ લોકોમાં ધંધાને સંબંધે ચડસાચડસી હમેશાં ચાલુ હોય છે ન્યાયનું ધોરણું ટંકોટંક હોય તો, એટલે ખરેખર ન્યાયથી જોતાં, અધિક વાકેફગાર મનુષ્યોને પોતાની વાકેફગારીનો પૂર્ણ ફાયદો લેવાને કોઇપણ પ્રકારની હરકત નથી એમ દેખાય છે; અને જ્યારે પોતાનો નિર્વાહ ચલાવીને મોટા મોટા કુટુંબનો નિર્વાહ ચલાવવાની તેમના ઉપર જવાબદારી હોય છે, અથવા બીજા કંઇ કારણથી અધિક પૈસા મેળવવાની વિશેષ આવશ્યકતા ઉત્પન્ન થાય છે, ત્યારે તે આ કાયદા-સર હકનો ઉપયોગ લેઇજ, અને તેમણે તે લેવો એ વ્યાજબી છે. સમાજમાંના ઉત્કૃષ્ટ મનુષ્યની શક્તિનો પૂર્ણ ઉપયોગ થવાને લીધે એકંદર રીતે સમાજને ફાયદો થાય છે; કારણ તેના કામના સુધારો થવાને સમાજની બુદ્ધિમત્તા વધે છે, અને તેમનાં છોકરાં છૈયાનું સંગોપન અને શિક્ષણ અધિક સારી રીતે થઇને, સમાજમા વધારે વધારે સારા લોકોના ભરતી થતી જાય છે.

પોતાનો અને પોતાના કુટુંબનો નિર્વાહ ચલાવવા વાસ્તે ચડસાચડસીમાં જેને પોતાના સામર્થ્યનો પૂર્ણ ઉપયોગ કરી લેવો પડે છે એવાજ લોકોની સંખ્યા સમાજમાં ઘણી હોય છે. વિશેષેકરીને શારીરિક શ્રમ કરનારા લોકોની તો ઘણુ કરીને એજ સ્થિતિ હોય છે. આ લોકોએ કોઇ પણ રીતે પોતાની શક્તિનો અવરોધ કરવો એ ઇષ્ટ દેખાતું નથી. એટલે આ લોકોની નજરે વર્તનને ન્યાયની મર્યાદા છે તેટલી બસ છે. પરોપકાર વાસ્તે નવી બીજી મર્યાદા ઘાલવાની જરૂર નથી.

પરતુ ઘણા જાણુને એ મત પસદ નથી સોશિયાલિસ્ટ* લોકો, મજુરોના સપમા પેસનારા મજુર અને તેમના આગેવાન, અને બીજા પણ પુષ્કળ સુશિક્ષિત વિચાર કરનારા લોકો, એમનો આ મત ઉપર કટાક્ષ છે તેમનો એવો મત છે કે, કોઈ પણ પ્રકારના મજુરના ધધામા ચડસાચડસી કરીને બીજા મજુરોને સકટમા નાખવા યોગ્ય થનાર નથી યુરોપમા ઘણે ઠેકાણે જે મજુરોમા સપ છે તેમનો એક ઉદ્દેશ કોઇ પણ મજુરને ઠરાવેલા દર કરતા કમી મજુરી લેવા દેવી નહિ એ વિરે યત્ન કરવો એ છે દિવસ ઉપર અથવા કલાક ઉપર મજુરીનો દર ઠરાવીને તે સર્વને સરખો હોવો જોઇએ એવો આગ્રહ લેવાથી ઘણા મજુરોને ખોટ આવે છે અમુક કામ કર્યું હોય તો અમુક મજુરી આપવી એવા કરારથી કામ લીધુ હોય તો કેટલાક મજુરો બીજાનાથી દોઢી અને કોઇ વખતે બમણી પણ મજુરી મેળવી શકે છે પરતુ એવુ કોઇએ કર્યું હોય તો તેને ધધાનો નાશ કરનારો એમ કહીને સર્વ મજુર તેના ઉપર તૂટી પડશે પોતાને કામ મળે એવા હેતુથી જો કોઇએ ઓછી મજુરી કબુલ કરી તો બીજા મજુરો તેને કરડી ખાય છે પછી એવુ કરવા તે ક્યા કારણથી નટ ત્ત થયો તે તેઓ જોવા બેસતા નથી યુરોપમા હાલમા આવા પ્રકારના મતના હજારો સુશિક્ષિત લોકો છે, અને તે મજુરોના સપ વિગેરેનો પક્ષ કરીને અનેક ગરીબ માણસોને નુકસાન કરે છે અગમા ચતુરાઇ અને સામર્થ્ય હોઇને આવા પ્રકારના જુલમને લીધે કેટલાકો અર્ધાં ભૂખ્યા રહેવાની વારી આવે છે, અને કુટુબમાના મનુ પોતાને અપવામ કરવાનું થાય છે કૃત્રિમ ઉપાયોથી મજુરીનો દર વધારવાનો જે પ્રયત્ન મોટા વેગથી યુરોપમા ચાલેલો છે તેનું પરિણામ કારખાનાવાળા અને મજુરો આ બન્નેને નુકસાનકારક થવાનો સભવ છે ખપ અને છત એ સબધી અર્થશાસ્ત્રમાના નિ-

* પૃષ્ઠ ૧૯ માની ટીપ જુઓ

ધમ કૃત્રિમ ઉપાયોથી તૂટવાના નથી. મજુરની સંખ્યા અધિક થ-
વાથી મજુરીનો દર કમી થવો અપરિહાર્ય છે. આવે પ્રસંગે ચતુર
અને સામર્થ્યવાન મજુરોને પેટભર મળે અને બાકીના ભૂખ્યા
રહે એજ ન્યાય છે.

આ લોકોનું એમ કહેવું છે કે જો કોઇ લોકોએ અધિક કામ
કરીને વધારે મજુરી મેળવી તો તેને પુરતા બીજા લોકો નકામા રહે,
અને ઓછી મજુરી ઉપર જો કોઇ મજુર કામ કરવા લાગ્યા, તો
કારખાનાવાળા સર્વેની મજુરીના દર કમી કરીને પોતાનો ફાયદો કરી
લેશે અને મજુરોને નુકસાન થશે. આ નવા અર્થશાસ્ત્રના મતથી
આ મુદ્દો નિરુત્તર છે.

આ લોકોની અને સામાન્યતઃ સામાજિક અને રાજકિય પ્રશ્નોના
વિચાર કરનારા ઘણા એક લોકોની દૃષ્ટિ તાત્કાલિક પરિણામ ઉપર
હોય છે. મજુરી અને કામ એ બે વાતો માત્ર તેમની નજર આગાડી
દેખાય છે; પરંતુ માલ ઓછો વધતો ઉત્પન્ન થવો, તેને સાથે તેની
કિંમતમાં ફેરફાર થવો, અને તે થયો હોય તો આદકોની સોઇ અ-
થવા ગેરસોઇ થવી, એ વાત તરફ તેમનુ બિલકુલજ લક્ષ જતુ ન-
થી. મજુર અને કારીગર એમની દૃષ્ટિએ વિચાર કર્યો હોય તો, તે-
મને અધિક મજુરી મળવામાં તેમનું હિત છે ખરૂં; પરંતુ તે જે
માલ ઉત્પન્ન કરે છે તેનો ઉપયોગ કરનારા લોકોની દૃષ્ટિએ વિચાર
કર્યો હોય તો, માલ જેટલો સસ્તો મળે તેટલો તેમને ફાયદાકારક
છે. એટલે માલ ઉત્પન્ન કરનારા મજુર અને કારીગર લોકોને જેટ-
લા પ્રમાણથી ફાયદો થશે તેટલા પ્રમાણમાં તે માલ વેચાતો લેનારા
લોકોને નુકસાન થશે. દિવસની મજુરી ઉપર કામ ન આપતા
કામનો આકસ્ટો કરી મજુરી આપવાથી ગરીબ મજુરોને નુકસાન
થાય છે. આ વિષે મીઠું મરચું લગાડીને વ્યાખ્યાનો આપનારા અ-

થતા લેખ વખતના લોકોના મનમાં એક વાત છેકજ આવતી નથી એમ દેખાય છે માલ ઉત્પન્ન કરવાને કમી ખર્ચ થયાથી કમી કિંમતે તે વેચવામાં આવે, અને માલની કિમત ઓછી થયાથી ગ્રાહકોની સંખ્યા વધારે થઇને માલનો ખપ વધશે અને આવી રીતે નવીન મજુરોને કામ મળવા લાગશે સિવાય જે બીજા કારખાનામાંના મજુરોને અને કારીગરોને તે માલ આપવાનો હોય છે તેનો પણ ફાયદો થાય છે બીજી એક વાત પણ તેમના લક્ષમાં આવતી નથી તે એ કે એક ધંધામાંના કેટલાક લોકે અધિક માલ કર્યાથી બીજે કેટલાક લોકો નકામા રહેવા લાગ્યા તો તે બીજા એકાદા ધંધામાં કામ મેળવવાનો યત્ન કરશે, અને એકંદર રીતે સમાજનું અને મજુરનું પણ કલ્યાણ થશે

મહાકડુ વાદ, યંત્રથી કામ કરવાની શરૂઆત થાય છે તે વખતે તે ધંધામાં ગુંથાએલા લોકો અમારો ધંધો ડુબી ગયો કરીને જે પોકાર કરે છે તેના સબબો છે જે જે ઠેકાણે પ્રથમ યંત્રનો ઉપયોગ થવા લાગે છે, તે તે ઠેકાણે આ વર્તી થયા સિવાય રહેતી નથી કારણ તે ધંધામાં ગુંથાએલાજ લોકો એ પોકાર કરતા હોય છે એમ નથી, પણ બીજા અશિક્ષિત અને શિક્ષિત લોકો પણ તેમની સાથે પોકારકરે છે વ્યક્તિની દૃષ્ટિએ જોયું હોય તો આ પોકારમાં અર્થ હોય છે, પરંતુ સમાજની અથવા એકંદર મનુષ્ય જાતિની દૃષ્ટિએ જોયું હોય તો નથી આગગાડી, આગબોટ, તારયંત્ર, ધાતુના વાસણ કરવાના કારખાના, કાપડની અને કાગળની મીલો ઇત્યાદિ નાના પ્રકારના કારખાનાને લીધે મનુષ્ય જાતિનું એટલું હિત થએલું છે કે તે સાથે સરખામણી કરતા થોડાક લોકોને થનારૂં થોડુંક નુકસાન કંઇજ નથી ઘણા દિવસના અનુભવથી હવે એ વાત લોકોને સમજવા લાગી છે કે થોડાક લોકોનું પ્રત્યક્ષ નુકસાન થાય છે તેમના સિ

થાય સારૂં જગતને, એકાદિ નવીન યુક્તિ કાઢી હોય તો, તેનાથી ફા-
યદોજ થાય છે. હવે કમી દરથી કામ કરી આપવાનું બાજુએ રાખી, વ-
ધારે વખત કામ કરીને જે મનુષ્ય પોતાનો ફાયદો કરીને કારખાનાના
માલિકને સસ્તો માલ ઉત્પન્ન કરી આપે છે, તે મનુષ્યને જો બીજા
મજુરોને, કામ મળતું નથી માટે દોષ આપવાનો, તો જે મનુષ્યે
હજારો યુક્તિઓ કાઢીને લાખો મનુષ્યોને કેટલાક દિવસ સુધી નકામા
મૂક્યા તેમને કેટલો દોષ આપવો જોઇએ વારૂ ? મનુષ્યના અથવા
જનાવરના અંગે બનાવેલાં કામો હોય, અથવા યંત્રની સાહાયથી બનાવેલાં
કામો હોય જે વડે કરકસર કરીને સસ્તો માલ વેચવામાં આવશે
તે બેશક એકંદર રીતે મનુષ્ય જાતિનું કલ્યાણજ થશે. દિવસ
ઉપર મજુરી ન આપતાં જો કામ ઉપર મજુરી આપીને થોડા
ખર્ચથી ઘણું કામ કરી લેવા સરખું હોય તો તે નવી યુક્તિજ
કાઢી એમ કહેવાને હરકત નથી; અને જે પ્રમાણે ગમે તે યુક્તિ
કાઢતાં, લોકોને થોડા દિવસ નિરૂદ્યોગી બેસવું પડે છે, તેજ
પ્રમાણે આ યુક્તિએ પણ કેટલાક લોકોને બેસી રહેવું પડશે.
એમાટે મનુષ્ય જાતિના હિત તરફ લક્ષ્ય દઇને, તે યુક્તિનો તિરસ્કાર
ન કરતાં સત્કારજ કરવો જોઇએ.

જે વાંચનારના હાથમાં આ પુસ્તક આવનાર છે તેમને સદરહુ
વિષય ઉપર એટલો બધો વિસ્તાર થયેલો જોઇને કદાપિ આશ્ચર્ય લા-
ગશે. કારણ આપણે અહીં, આવા પ્રકારની સ્થિતિ વધારે દેખાતી
નથી. પરંતુ આ વિષય સંબંધી આપણે અહીં, પણ લોકમત તૈયાર
કરવું અગત્યનું છે. અહીંઆં મીલોમાંના મજુરોમાં મજુરી ઘણું ઓછી
મળે છે એવા પ્રકારનો અસંતોષ કોઈ કોઇ ઠેકાણે આપણને દેખાઇ
આવે છે, અને તેમણે ઓકો કરવાનાં ઉદાહરણો પણ ક્વચિત્ જ-
ડી આવે છે. ત્યાંના લોકોની ભૂલો જોઇને અહીંના લોકોએ ડાહ્યા

થવુ, અને પોતે નુકશાન કરી લેવાને પ્રવૃત્ત થવુ નહિ બીલોના લોકોની સાથે જે સમજુ લોકોને સબધ હશે તેમણે તેમના મગજમા નુકસાનકારક વિચાર ન જવા દેવા વિષે ખબરદારી રાખવાની જરૂર છે યૂરોપમા ધધાના લોકોનો ઉપરાઉપરી સપ થાય છે, અને તેનું નુકસાનકારક પરિણામ ઘણા લોકો ભોગવે છે કોઇ પણ દેશમા મજુરોનો વર્ગ ઘણો મોટો હોય છે ઇગ્લાડ વગેરે દેશમાના મજુરો આપણે અહીંના મજુરો જેટલા અનાડી નથી તેમને થોડુ ઘણું શિક્ષણ મળેલુ હોવાથી સાધારણ રીતે વિચાર કરવાની શક્તિ હોય છે તોપણ સોશિયાલિસ્ટ વગેરે મડળી આ લોકોની આગેવાન થઇ તેમના માથા ફેરવી નાખે છે આ વિષયસબધી તેમના વિચાર અને મનોવિકાર છેક હદનષ્ટાર થએલા છે વાકેફગાર મનુષ્યે પોતાની વાકેફગારીનો ઉપયોગ કરવો એ આ મનુષ્યોની દૃષ્ટિએ પ્રમાણિકપણુ અને અન્યાય છે વળી કમકૌવત માણસે બળવાનને પોતાની શક્તિનો ઉપયોગ કરવા નદેવો આ ન્યાય નથી કોઇ પણ ધધામાં ઘણા લોકો મધ્યમ પ્રતિના હોઇને થોડા લોકો વિશેષ વાકેફગાર હોય છે મધ્યમ પ્રતિના લોકોએ પોતાના હથાના જોર ઉપર થોડા વાકેફગાર લોકોને જે વધારે અથવા પોતા કરતા સારુ કામ કરવાદે નહિ, તો તે કેવળ પોતાના ફાયદા માટે છે ઓછા વાકેફગાર અથવા અધિક વાકેફગાર આ સર્વેને સરખીજ મજુરી આપવી, એમ કર્યાથી કમી પ્રતિના મજુરોને બીજી રીતે મજુરી મળી હોય તે કરતા અધિક મળી એ પણ એક ઉદ્દેશ હોવો જોઇએ, અથવા ચડસાચડસી થવાથી કમીપ્રતિના મજુરોને જે વિશેષ ત્રાસ પડવાનો તે ન થવો આ બીજો ઉદ્દેશ હોવો જોઇએ કોઇપણ ઉદ્દેશ હોય તોપણ ઘણા જણાએ પોતાના ફાયદા માટે થોડાનું નુકસાન કરાવવુ આ પરિણામ થયો ત્યારે અપ્રમાણિક આ શબ્દ આ ઠેકાણે કોને લાગુ પડે, એનો વિચાર કરીએ તો તે આ લોકોનેજ લગાડવો જોઇએ, કારણ કોઇપણ સરળ મનુષ્ય બીજાના હાથ પગ બાધીને પોતાને ફાયદો કરી લેનાર નથી એ-

કાઢી નવી યુક્તિ નીકળે તો પણ જંતુના ફાયદા માટે થોડા લોકોનુ નુકસાન થાય છે એ ખરૂં, કારણ તે ધંધામાં રોકાયેલા લોકો નકામા રહે છે. પણ તેમને પોતપોતાનો ધંધો કરવાને પૂર્ણ છુટ હોય છે, અને પોતાના શક્તિનો અથવા કસબનો ઉપયોગ કરવાને તેમને કોઇપણ પ્રકારની અડચણ કરનાર કોઇ નથી. ઓછા વાકેફગાર મનુષ્યો પ્રમાણિક હોય તો વધારે વાકેફગારને નુકસાન થવુ એ તેમને કદી ગમવાનું નહિ, અને તેમના નુકસાનથી પોતાને ફાયદો કરી લેવો એ તો તેમના સ્વપ્નામાં પણ આવનાર નહિ. ઉલટુ, એના પ્રત્યેક મનુષ્યને પોતાના અણુકસબીપણા બાબત ખોટું લાગશે. અને આપણે તે લોકો પ્રમાણે હોંશિયાર થઇએ તો સારૂ એમ પણ તેમના મનમાં આવશે. પરંતુ કસબી મનુષ્યનો મુકાબલો ન કરતા પોતાની શક્તિ પ્રમાણે પોતાના થોડા કસબે જે થયા સરખુ હશે તેજ કરવાનો તે યત્ન કરશે. બીજાના શ્રમનો ફાયદો તે માગનાર તો નહિજ, પરંતુ આપ્યો હોય તોપણ સ્વીકારવાનો નહિ. પોતાને ભાગે જે શક્તિ આવી છે તેની મદદથી પોતાને જે મળશે તેટલુંજ બસ એમ કહીને તે સમાધાન માનીને સ્વસ્થ બેસશે. આવાજ મનુષ્યને પ્રમાણિક અને ન્યાયી કહેવો જોઇએ, અને પ્રત્યેક મનુષ્યને નિર્વિઘ્નપણે પોતાનો ઉદ્યોગ કરવાને કોઇ આડે આવે નહિ, આ ન્યાયના તત્વને જે હલકાણે લગાડવાનો યત્ન કરે છે, તેઅન્યાયી અને અપ્રમાણિક થાય.

પ્રમાણિક મનુષ્યની ન્યાય માટે ઉપર દર્શાવેલા માર્ગ તરફ પ્રવૃત્તિ થશેજ, પણ તેવું થવાને વળી પણ એક કારણ છે. વ્યક્તિ માત્રનો વિચાર એક તરફ મૂક્યો હોય તો, અને એકંદર મનુષ્ય જાતિની ઉન્નતિનો વિચાર કર્યો હોય તો, બુદ્ધિમાન મનુષ્યની બુદ્ધિ અને શક્તિમાન મનુષ્યની શક્તિ એ ગુણ હમેશાં ચાલતા ઉદ્યોગથી વધે છે, અને તેમની સંતતિને અંગે પણ તે વૃદ્ધિગત થતા જાય છે.

પરતુ તેમનાથી થઇ સરખો હોય તેટલો ઉદ્યોગ તેમને ન કરવા દીધો હોય તો તેમના અગના ગુણની પૂર્ણ વૃદ્ધિ થનાર નથી, અને તેમની સતતિના અગે પણ તે ગુણ ઘણી પ્રમાણમા થશે ઓ એવી રીતે મનુષ્ય જાતિને નુકસાન થશે બીજુ પણ તેમના મનના આવશે ? ડાહ્યા ઓ મૂર્ખ સશક્ત ઓ અશક્ત ઉદ્યોગી ઓ આળસુ એ ભેદ જો નષ્ટ થશે તો ચ માચ રીતે બિલકુલ નષ્ટ થઇ ો અજ એકિમા થશે અને મનુષ્ય જાતિ દિવસે દિવસે ઉત તી કશા આવીને તેનો નાશ થશે આ પ્રમાણના ઉનત વિચારોથી પણ તેમને ઉપરના માર્ગનુ અવલબન કરવુ એમ લગશે

પ ાછે પોતાનુ અને પોતાના કુટુ બનુ સ ક્ષણ કરવા પુરતુ મેળવ નાર મજુર ઓ કારીગર ોગના મળધી વિચાર છોડીને તેમને કામ ઉપર લાગનાર મરખા ાવ ા વગેરે લોમ વિશે વિચાર ક વા લા ગીએ તો તેમની ચ આચ રીતે પરાપમરની નજરે કઇ મર્યાદા આ પવાની આવશ્યકતા દેખાઇ આ વે છે શારીરિક શ્રમ ઉ રર નિર્વાહ ક રનાર એમજ વમાગના ધધામા પડેના લોકોમા તેમની ઓછીવત્તી વાકફગારીથી થનારો ફરક કેવા સરખો નથી હોતો, અને તેનો તેમને ગમે તેટલો ફાયદો લીધો તોપણ વિરોધ ઘાતક પરિણામ થ વાનો સભવ નથી હોતો પ તુ કારખાનાના માલેક અને વ્યાપારી કપનીઓના વ્યવસ્થાપક કદી કદી એક બીજાને છેક નુક સાન કરવાને શકિતમાન હોય છે વિશેષે કરીને મોટી મોટી કપ નીઓ ઓ મારખાનાવાળા નાના નના કારખાનાવાળા અને કપનીના ભૂમ કરવાનો વિનકુલ વખત લાગતો નથી એમ છતા પણ તમના વતન એવા પ્રમાણના હોઇ શકશે કે ન્યાયદષ્ટિએ તેમને લગાર પણ દોષ દેવાના આવતો નથી કારણ પ્રતક્ષ રીતે મોઢે કોઇના વ્યવસાયને હરકત કરી નહિ એટલે પણ કઇક ઉદાહ ણો

છે એમ મરે રીને નશ પામેલા લોકોની અને તેમના કુટુંબની દુ
ર્દશા પૂછવી જ નહિ મનુષ્ય મરી ગયો તોપણ તેના કુટુંબને
વિખેરી નાખવાનું થતું નથી, પણ આવે પ્રસંગે સહને દેશત્યાગ
કરવો પડે છે

આવા પ્રમાણમાં અનુદારપણું અથવા પરોપકારબુદ્ધિનો અભાવ
અમુક દૂર પ્રાંતોમાં સમજવો જોઈએ તેનાથી ઉપર બતાવેલા પ્રમ
ાણ ઘાતકી પરિણામ થાય છે એ એમ માનવું હોય પણ તેના ક
રતાં પણ વધારે મહત્વનું કારણ ટીકીએ તો એકંદર સમાજનું તેનાથી
જે નુકસાન થાય છે તે છે નિયમિત મર્યાદાની અંદર ચડસાચડસી
ચાલવા દીધી હોય તો સમાજને જે ફાયદો મળવાનો સંભવ હોય
છે તે આવી અમર્યાદ ચડસાચડસીથી નહિ જેવો થાય છે વ્યાપારી
લોકો ખોટ ખાઈને માલ વેચવા લાગે તો તેટલા પૂરતો લોકોને ફા
યદો થાય છે પરંતુ જ્યારે ઘણાક વ્યાપારીનો ધંધો બુડે છે ત્યારે
થોડાક વ્યાપારી રહે છે તેમને તે જાતના વ્યાપારનો હક મળવા સ
રખું થાય છે પછી તે કરે તેજ ખરું તે માલની કિંમત જોઈએ
તેટલી વધારીને તે સમાજનું નુકસાન કરે છે આવી રીતે લોકોને
હિતાવહ એવી ચડસાચડસી નહિ જેવી કરવા ધારતે સટાડીની ચ
ડસાચડસીનો ઉપયોગ કરવામાં આવે છે

ઠીક આવા અસંતોષી વ્યાપારીનો એકંદર રીતે ફાયદો થાય
છે શું ? બીજે ઠેકાણે એવું બતાવવામાં આવશે કે અસત્યકારીને
તેનું અને તેને અનુસરીને રહેનારા મનુષ્યનું નુકસાન જ છે કેવળ
આપસ્વાર્થીપણાનું તેના મનની શિક્ષણ હોવાને લીધે ઉદાર માન
સિક ગુણનો તેનામાં અભાવ હોય છે અને તેનું ઉત્તર બીજી રીતે
થયું હોત તેટલું સુખાવહ થતું નથી

બુદ્ધિ ઉત્પન્ન થઇ તોપણ તે રોગીની સ્થિતિ મનમા આણી હોય તો તેને જા એમ કહેવુ વ્યાજબી થનાર નથી વળી એમ પણ કહેવામા આવશે કે તેણે પોતા ની ફી જોઇએ તો વધારવી એવુ કરવાથી પણ જો કે તેના તરફ જના। રોગી ની સખ્યા ઓછી થઇ નહિ તોપણ બે પ્રમરના નઠારા પરિણામ થવાનો સભવ છે એક, રોગીની સખ્યા એટલી વધશે કે તેને કોઇ તરફ સારૂ લક્ષ આપવાનુ બનશે નહિ, અને બીજી, અતિશ્રમને લીધે તેની પોતાની પ્રકૃતિ એટલી બગડી જશે કે તેના હાથથી બિલકુલ કામ થશે નહિ. આવે ઠેકાણે પરોપકારના તત્વોનો ઉપયોગ કરવા જેવો છે જે રોગ છેક સાધારણ હોઇને બીજા ડાક્ટરોના હાથથી સહજ સારો થતા સરખો હશે, અથવા જે રોગો ઉપર ઠરાવેલા ઔષધો હશે, આવા પ્રમારના રોગીને બીજા ડાકટરો તરફ મોક્લ્યા હોય તો તેનું કામ કમી થઇને તેને વિશ્રાંતિ મળશે અને બીજા ડાક્ટરોને પણ કામ મળશે નામાંકિત ડાકટરો વિષે ઉપર જે વર્ણન આપેલુ છે તે છેક કાલ્પનિક નથી મોટા મોટા શહેરમાથી એવા ડાકટર લોકો મળી આવશે કે જેમને જમવાની પણ ફુરસદ મળતી નથી

હવે ડાકટરોને છોડીને વકીલો તરફ વળીએ તો, વ્યવસાયસીની મર્યાદાની આવશ્યક્તા તેના કરતા પણ અધિક દેખાઇ આવે છે વકીલના ધધા સબધી જે કેટલાક નિધાત પડી ગયા છે, તે કેવળ પરોપકારની દૃષ્ટિએ અયોગ્ય છે, એમ નથી, તો ન્યાયની દૃષ્ટિએ પણ અયોગ્ય છે વકીલને ઘેર મુકરદમો લઇ ગયા એટલે તેને પહેલી ફી આપવી પડે છે, ત્યારે તે મુકરદમો જુએ છે પછી તેને લાગે તો તે મુકરદમો લે છે, નહિતો તે મનુષ્યને પાછો જવાનું કહે છે આને લીધે પક્ષકારને નુકસાન થાય છે કારણ પક્ષકારને પાછા જવાનુ કર્યું તો તેણે ખર્ચ કરેલા પૈસાનો

પણા તરફ લક્ષ્ય આપીને અથવા બીજા વકીલોને પણ કાંઈ કામ મળે એ વાત મનમા આણીને, જોઇએ તેટલાજ મુકરદમા લેવા અને બાકીના લેવા નહિ, એમ કર્યું હોય તો વકીલનો ધધો ચાલવાનો નહિ આ કારણ ઘણા લોકો તરફથી ઘણી વાર આગગ્ર કરવામા આવે છે પણ તેમા વિશેષ જીવ છે એમ દેખાતુ નથી આવે તે પક્ષકારનું કામ ન લેતા જેનો પક્ષ સત્યને અનુસરીને હોય તેજ પક્ષકારનું કામ લીધુ હોય તો તે વકીલને ઘણુ કરીને હમેશા જય મળતો જશે, અને લોકોની, ન્યાયાધીશોની, અને જ્યુરીમાના લોકોની તે વકીલના પ્રમાણિકપણા વિશે ખાત્રી થશે એમ કરતા લાગે તો પ્રારભમા કદાપિ તે વકીલને કામ ઓછુ મળવાનો સભવ રહેછે, પરતુ એકવાર તેના પ્રમાણિકપણા વિશે પ્રસિદ્ધિ થઇ એટલે ઉલટુ કામ વધીને જોઇએ તેટલુ લઇને, બાકીના કામવાસ્તે ના કહેવાને તેને તક મળશે

પોતાના ધંધાવાળા ભાઇઓને કામ મળે તેવી પરોપકારબુદ્ધિ એ આત્મસયમન કરીને, જે કામ પોતાતરફ આવે તેમા નિવડ કરીને પોતાથી સારી રીતે બની શકે એટલુંજ કામ લીધુ હોય તો એક બીજો પણ ફાયદો છે જે બાજુએ સત્ય છે તે બાજુના પક્ષનુ કામ લઇને અસત્ય પક્ષનુ કામ તજી દીધુ હોય તો, વિના કારણે ટટો બખેડો કરવાની જે લોકોની પ્રવૃત્તિ હોય છે તેમના ઉપર થોડો ઘણો દાબ નાખવા સરખુ થશે કારણ પોતાનો પક્ષ ખોટો છે તેથી તે પ્રમાણિક વકીલે આપણુ કામ લીધુ નહિ, એમ પક્ષકારના મનમા આવ્યા વગર રહેવાનું નથી સત્યની બાજુએ હોશિયાર અને પ્રમાણિક વકીલ મળવા લાગ્યા એટલે સત્યનોજ હમેશા જય થતો જશે અને ખોટાઈ કરનારા લોકોને તેમના ખોટાપણાનુ યોગ્ય પરિણામ ભોગવવુ પડશે

ડાક્ટર, વકીલ, વ્યાપારી વગેરે સ્વતત્રપણે ધધો ચલાવનાર

અથ તેના તરફથી સમાજને મળે છે, કારણ કે તેની યુક્તિથી ઉત્પન્ન થનારો માલ કેટલોક સોઘો થઇને ગરીબ લોકોને પણ મળવા માંડે છે ત્યારે પરંપરાની રીતે માલ ઉત્પન્ન કરીને જે ફાયદો થવાનો તેના કરતાં થોડોક વધારે ફાયદો તેણે પોતાને માટે રાખવો એ ન્યાય થશે. હવે પ્રશ્ન એવો ઉત્પન્ન થાય છે કે ખાહમખાહ નફો રાખીને માત્ર જેટલો સોઘો વેચવાનો મળે તેટલો વેચીને તેણે જુની તરેહનો માલ તૈયાર કરનારા લોકોને નુકસાન કરવું કે કેમ? તે લોકો શાક્તિક સામર્થ્યં સાથે કદી પણ બરાબરી કરી શકનાર નથી ઠીક, પરોપકાર બુદ્ધિએ તેમનું નુકસાન ન થવા માટે તેમનાજ દરથી અથવા બહુ થોડો તફાવત નાખીને તે મનુષ્ય આ માલ વેચવા માંડશે તો, તેને પોતાને પણ મોટું નુકસાન થઇને જગતને કેટલુંક નુકસાન ખમવું પડશે કારણ કે માલ પુષ્કળ સોઘો થવાને લીધે લાખો ગરીબ ગરબા તે લઇ શકશે, અને તેનો ઉપયોગ તેમને કરવાનું મળશે વળી એટલો માલ ખપવા માંડ્યો એટલે નવીન યુક્તિ કાઢનાર મનુષ્યને તેનાથી અખુટ સંપત્તિ મળશે એમાટે આવે પ્રસંગે ઘણા લોકોના કલ્યાણ તરફ લક્ષ્ય આપીને નિરૂપાયને લીધે થોડા મનુષ્યોનું નુકસાન થવું તોપણ તે તરફ દુર્લક્ષ્ય કરવું જરૂરનું છે

જે મનુષ્યે પોતાના ડહાપણથી અને ચતુરાઇથી નવી યુક્તિ શોધી કહી હોય તેને તેનાથી યોગ્ય ફાયદો મળવો આ ન્યાય છે, તે ફાયદો ડુબી જાય નહિ મનુષ્યજાતિનું પણ નુકસાન થાય નહિ અને નવી યુક્તિને લીધે જેમનો ધંધો ડુબી જાય તેમને પણ થોડીઘણી મદદ થાય, એનો એક ઉપાય છે યુક્તિ કાઢનારાએ પોતાની માલીકી વિશે યોગ્ય મોબદલો લઇને તેમને પોતાના યંત્રોનો ઉપયોગ કરવા દેવો, અથવા પોતાનો માલ વેચવાસારૂ જે ગુમાસ્તા નિમવાના તે કામ આ લોકોને આપવું તે માલનો ખપ કેવો ને કયાં થાય છે એ

અશ તેના તરફથી સમાજને મળે છે કારણ તેની યુક્તિથી ઉત્પન્ન થનારો માલ કેટલોક સોંઘો થઇને ગરીબ લોકોને પણ મળવા માંડે છે ત્યારે પરંપરાની રીતે માલ ઉત્પન્ન કરીને જે ફાયદો થવાનો તેના કરતા થોડોક વધારે ફાયદો તેણે પોતાને માટે રાખવો એ ન્યાય થશે હવે પ્રશ્ન એવો ઉત્પન્ન થાય છે કે માફકસર નફો નાખીને માત્ર જેટલો સોંઘો વેચવાનો મળે તેટલો વેચીને તેણે જુની તરેહનો માલ તૈયાર કરનારા લોકોને નુકસાન કરવુ કે કેમ ? તે લોકો માત્રિક સામર્થ્ય સાથે કદી પણ બરાબરી કરી શકનાર નથી ઠીક પરોપકાર બુદ્ધિએ તેમનું નુકસાન ન થવા માટે તેમનાજ દરથી અથવા ઘણો થોડો તફાવત રાખીને તે મનુષ્ય આ માલ વેચવા માંડશે તો તેને પોતાને પણ મોટુ નુકસાન થઇને જગતને કેટલુંક નુકસાન ખમવુ પડશે કારણ કે માલ પુષ્કળ સોંઘો થવાને લીધે લાખો ગરીબ ગરબા તે લઇ શકશે અને તેનો ઉપયોગ તેમને કરવાનુ મળશે વળી એટલો માલ ખપવા માંડયો એટલે નવીન યુક્તિ કાઢનાર મનુષ્યને તેનાથી અખુટ સંપત્તિ મળશે એમાટે આવે પ્રસંગે ઘણા લોકોના કલ્યાણ તરફ લક્ષ્ય આપીને નિરૂપાયને લીધે થોડા મનુષ્યોનું નુકસાન થાય તોપણ તે તરફ દુર્લક્ષ્ય કરવુ જરૂરનું છે

જે મનુષ્યે પોતાના ડહાપણથી અને ચતુરાઇથી નવી યુક્તિ શોધી કાઢી હોય તેને તેનાથી યોગ્ય ફાયદો મળવો આ ન્યાય છે, તે ફાયદો ડુબી જાય નહિ મનુષ્યજાતિનું પણ નુકસાન થાય નહિ અને નવી યુક્તિને લીધે જેમનો ધંધો ડુબી જાય તેમને પણ થોડીઘણી મદદ થાય એનો એક ઉપાય છે યુક્તિ કાઢનારાએ પોતાની માલીકી વિશે યોગ્ય મોબદલો લઇને તેમને પોતાના યંત્રનો ઉપયોગ કરવા દેવો અથવા પોતાનો માલ વેચવા સારૂ જે ગુમાસ્તા નિમવાના તે કામ આ લોકોને આપવુ તે માલનો ખપ કેવો ને કયાં થાય છે એ

તારતમ્ય જોવાનુ તેનુ ધોરણ એટલુંજ રાખવાનુ કે આપણા બન્ધ સાધીમધુઓનુ હિત થઇને એકંદર સમાજનું કલ્યાણ થાય, અને પોતાનો અને પોતાના કુટુંબનો ચરિતાર્થ પોતાની સ્થિતિ પ્રમાણે યથાસ્થિત ચાલે

નિષ્ફલાત્મક પરોપકારના આ પ્રકારથી લોકોમા ઔદાર્ય વિશે કીર્તિ થવાનો સંભવ નથી કીર્તિ માટે જે પરોપકાર કરવાને પ્રવૃત્ત થાય છે તેમને આ પ્રકારનો પરોપકાર કરવો ગમશે નહિ, પરંતુ એક હાથે થએલો ઉપકાર બીજા હાથને ખબર ન પડવા દેનાર એવા જે ઉદાર આત્મા હોય તેમનાજ હાથથી આવો પરોપકાર બનશે

---




## પ્રકરણ ૨ જું

### કરારની હદ.

સરકાર પક્ષકાર તરફથી કરાર અક્ષરે અક્ષર પળાવે છે તે વિશે તેને કોઇ પણ રીતે દોષ દેવામા આવતો નથી ઉલટુ સરકાર કોઇ કોઇ વાર લોકો પાસેથી કરાર પળાવતા નથી અથવા તે તોડવાને તેમને ઉત્તેજન દે છે, અને કોઈ કોઇ વાર તો સરકાર પોતે કરાર તોડે છે તેથી તેને દોષ આપવો જોઇએ જમીનની આપ લે સબંધી કાયદામા જ્યારે ફેરફાર કરવામા આવે છે, ત્યારે ઘણા લોકોને નુકસાન થાય છે કેટલેક પ્રસંગે કંઇક મુદત સુધી પહેલાના કાયદા પ્રમાણે કેટલીક છૂટ આપવામા આવે છે તોપણ તેમને બધુ નુકસાન ભરી આપવામા આવતુ નથી પૂર્વના કાયદાના વિશ્વાસ ઉપર ઘણે આઘેસુધી નજર પહોચાડીને જે વ્યવસ્થા કરી હોય છે તે ફોકટ જાય છે આવે પ્રસંગે સરકારે કરાર તોડ્યાને લીધે લોકોને

નુકસાન જાય છે એમ કહેવાને હરકત નથી. રાજ્યકારભારની વ્યવસ્થા વારંવાર જૂદા જૂદા મનુષ્યોના હાથથી થતી હોય છે; એટલે એક એક પ્રકારનો કરાર કરવો અને કંઇ વર્ષે બીજાએ તેનો અર્થ ફેરવવાનો યત્ન કરીને તેને તોડવો, આવી રીતે પણ સરકારના હાથથી કરાર તોડવામાં આવે છે. મંડળીઓને હાથે રાજ્યકારભાર હોય તો પણ એકવાર બહુમતે કોઇ કરાર થાય, અને ફરીને તે બદલવા વિશે બહુ મત થાય, એવા પ્રકાર બની આવે છે. સરકારે કરાર તોડયો હોય તો તેના ઉપર પણ ફરિયાદ કરવાની છૂટ સુધરેલી રાજ્યવ્યવસ્થામાં રાખેલી છે; તથાપિ આવે પ્રસંગે સરકાર તરફમાંજ ન્યાય થવાનો ઘણો સંભવ હોય છે.

એકંદર સમાજના હિત તરફ લક્ષ્ય આપતાં, કરાર અક્ષરે અક્ષર પાળવા અને તે પાળવાની આનાકાની થવાથી, જે પક્ષકારનું નુકસાન થયું હશે તે દાદ માગવા વાસ્તે સરકાર તરફ આવ્યો હોય તો તેના પ્રતિપક્ષી તરફથી તે કરાર સખતાઇથી પળાવવા, એ આવશ્યક છે. હવે જે પ્રકારના કરાર કાયદાની દૃષ્ટિએ કરવામાં આવે એમ નથી એવા કરાર કોઇએ કર્યા હોય તો તે રદ કરવા પડે છે. ગુલામાનો વ્યાપાર કેટલાક દેશમા કાયદાથી બંધ કરેલો છે, એવા દેશમાં જો કોઈ આપણને અથવા આપણાં બૈરાંછોકરાંને વેચે તો તે કરાર રદ કરવો પડશે. કાયદાસર કરાર પાળવાના સબંધે સખતાઇના નિયમ ન હોય, અને કરારનું યોગ્યાયોગ્યપણુ જોઇને તે ક્યા સુધી પાળવા એ ઠરાવવું ન્યાયાધિશ ઉપર સોંપેલું હોય તો, લોકોનો વ્યવહાર સારી રીતે સરળ ચાલવાને વિરૂદ્ધતા આવશે. કારણ કરાર પાળવાનો વખત આવશે ત્યારે આપણા ઉપર કઇપણ મહેરનજર બતાવવામાં આવશે; આવી સમજુતીએ લોકો જોઇએ તેવા કરાર લખી આપવા માંડશે, અને તેના ઉપર વિશ્વાસ કેટલો રાખવો એ કરાર કરીને લેનાર સમજશે નહિ.

હવે સરકારે જો કે કરારના કામમા કોઇપણ પ્રકારનું તારતમ્ય બતાવવુ ઇષ્ટ નથી, તોપણ જે પક્ષકારોમાં કરાર થાય છે તેમને તેમાં એક બીજાની સલાહથી જોઇએ તે ફેરફાર કરવાને હરકત નથી. કઇક અકલ્પિત કારણને લીધે અક્ષરે અક્ષર કરાર પાળવાથી એક પક્ષનુ ઘણુ નુકસાન થતુ હોય તો બીજા પક્ષે, પરોપકારની દૃષ્ટિએ પોતાનું કર્તવ્ય છે એમ સમજીને, તે કમનસીબ મનુષ્યને આપવા સરખી હશે તેટલી છુટ આપવી જોઇએ આવા પ્રકારની છુટ કરી આપવી, એ મનુષ્યપણાનુ લક્ષણ છે, અને બીજો માણસ જો આપણા હાથમા સપડાયો હોય, અને કાયદાની રીતે તેનો આપણે નજરમા આવે તેટલો ફાયદો લેવો હોય તો તે તેની પાસેથી ચાંપીને લેવો એ સ્પષ્ટ રાક્ષસીપણાનુ લક્ષણ થાય નિર્દયપણાથી અક્ષરે અક્ષર કરાર પાળવાની ફરજને લીધે લોકોને પોતાનો વાસ્તવિક હક ઉપર પણ કોઇ કોઇવાર કેવી રીતે જતા મૂકવુ પડે છે, એ આયલૅાડના જમીનદારો અને તેમના કનિષ્ટ ધારણ કરનાર એમના ઉદાહરણ ઉપરથી સારી રીતે સ્પષ્ટ થવા સરખુ છે. જેમને વધારે લાબી પહોંચ નથી એવા અશિક્ષિત ગરીબ મહેનતુ લોકો અવ્યવસ્થિત પડતર જમીન અથવા પાણી ભરાઇ રહે એવી જમીન ઘણા થોડા દરથી થોડી મુદતને વાસ્તે કરાર કરીને વાવવાને લે છે, અને તેમાં હદપાર મહેનત કરીને તે પાકને લાયક કરે છે. આવી રીતે જમીન સારો પાક આપે એવી થઇ એટલે જમીદાર મુદત થતાંજ છે પોતાના તાબામા લે છે અને તે કનિષ્ટ ધારણ કરનાર જમીનના સારા પાકના માપથી દર આપે તોજ તેને પાછી આપે છે, નહિ તો બીજા કનિષ્ટ ધારણ કરનારને આપે છે. તેનો કરાર જોઇએ તો કાયદાની દૃષ્ટિએ એમા કાંઈ અન્યાય થતો નથી; પરતુ ગરિબ કનિષ્ટ ધારણ કરનારે તે જમીન પાકને લાયક કરીને મહેનત મજૂરી કેટલી કરી,

અને તેનો તેને ફાયદો કેટલો મળ્યો, આ વિચાર મનમાં આણીએ હોય તો આ દેખીતો અન્યાય છે એમ કહ્યા શિવાય રહેવાતું નથી. જમીદારને અંગે થોડુંઘણું મનુષ્યત્વ હશે તો તે થોડોક કર વધારીને તે જમીન તે કનિષ્ટ ધારણ કરનાર પાસેજ રહેવા દેશે અને તેને પોતાના શ્રમનો બદલો મળવા દેશે. પરંતુ જેના કઠોર હૃદયમાં પરોપકાર બુદ્ધિની તસુ માત્ર જેટલી જગા હશે નહિ, તે જેટલો વધારે દર તે જમીનનો કાઢી લેવામાં આવશે તેટલો કાઢી લીધા વગર રહેનાર નથી. બીજાના શ્રમનો તેને યોગ્ય બદલો આપવો આ કોઇ કોઇવાર કાયદાની દૃષ્ટિએ જો કે ઉપકાર થતો હોય, તોપણ સઘળી વિચારની નજરથી તે ન્યાયજ હોઇને પરોપકાર નથી એમ કહીએ તોપણ ચાલશે. આવી રીતે સ્વાર્થ સાધવો એટલે કનિષ્ટ ધારણ કરનારના અજ્ઞાનનો અથવા નિરૂપાયનો ફાયદો લેવો થાય.

આપણા દેશમાં પણ આવા પ્રકારનો અન્યાય ખુદ સરકાર તરફથી થાય છે. પ્રથમજ જમીનનો દર વધારે હોઇને, કેટલેક ઠેકાણે જમીન છોડી દેવી પરવડે પણ આ દરનો જુલમ ન જોઇએ એમ લોકોને લાગે છે. આવી સ્થિતિમાં કોઇએ નવી જમીન ઉપયોગમાં આણી ( સુધારી ) હોય, તો તેને સરકાર વધારે દિવસ તેનો ઉપયોગ લેવા દેતા નથી. જમીનમાં કરેલો ખર્ચ પણ પૂરો મળે નહિ એટલામાંજ ફરીને જમીનમાપણી વેળાએ તે જમીન ઉપર સખત સરકારના કરનો બોજો આવી પડે છે, અને જમીન સુધારવાની આપણને ક્યાંથી બુદ્ધિ થઈ એવો પસ્તાવો કરીને તે જમીનના ધણીને રડવું પડે છે.

શહેર પાસેથી વધારે દૂરના ગામડામાંના જમીદારો છે તેઓ એકમેકથી વધારે દૂર રહેનારા હોવાને લીધે તેમનામાં એકબીજાની સાથે ચડસાચડસી થતી નથી. અને તેને લીધે ગરીબ કનિષ્ટ ધારણ કરના-

રો વધારે નુકસાન થાય છે કોઈ પણ પ્રકારનો કરાર કરીને સેરી અથવા આપવાને જમીદાર અને કનિષ્ટ ધારણ કરનાર, એમને જો કે પૂર્ણ છૂટ હોય છે તોપણ અનેક પ્રસંગે કનિષ્ટ ધારણ કરનારના હાથ પગ ઘણું કરીને બંધાએલા જેવા હોય છે ગરીબીને લીધે અને અજ્ઞાનતાને લીધે બીજા દેશોમાં જઇને કઇ પણ ધંધો કરીને પેટ ભરવાની તેમનામાં તાકાદ હોતી નથી ત્યારે જમીદારને પ્રિય હોય તેવા પ્રકારના કરાર લખી લેઇને ગમે તે રીતે અર્ધા ભૂખ્યા રહીને પણ નિર્વાહ ચલાવવો તેમને ભાગે આવે છે નહિ તો ભૂખેજ ભૂખ્યા રહીને મરવાનો વારો આવવાનો એવી તેમની સ્થિતિ હોય છે આવે પ્રસંગે જમીદાર ખરાખોટાનો વિચાર કરનારો અને થોડોઘણો દાક્ષિણ્ય હોય તો કનિષ્ટ ધારણ કરનારો તેના શ્રમનો યોગ્ય બદલો મળવાનો સંભવ હોય છે નહિ તો તે બિચારા કનિષ્ટ ધારણ કરનારના અંગનું ગમે તેટલું લોહી ચૂસાય તોપણ તેનાથી ચુ કે ચા થાય નહિ ન્યાય દેવતા તરફથી જે વખતે ન્યાય મળતો નથી ત્યારે પરોપકારની સ્ફુર્તિએજ તે તેમને મળવાનો સંભવ છે

શહેરથી દૂર અંતરના ગામડામાં ગરીબ લોકોની પૈસાસબંધી સ્થિતિ ઉપરના સરખીજ હોય છે પાસે નજીક જો એકાદો શાહુકાર હોય તો તેની પાસેથી તે કહે તે વ્યાજ કબુલ કરીને અડચણની વખતે પૈસા મળવા અને સઘળો જન્મારો તેનું વ્યાજ ભરી આપવું મુદત રકમનું અનેક ગણું જો કે વ્યાજ તેને મળ્યું હોય તોપણ શાહુકારની મુદત રકમતો કાયમજ રહે છે કાયદાની દૃષ્ટિએ જો કે એ કંગર નમાણું વર્તન હશે તોપણ સરાસરીના વિચારની દૃષ્ટિએ શુદ્ધ હંમ છે ગરીબ લોકોને શિક્ષણ આપવું અને સમાજમાં નીતિ વધવા સારૂ યત્ન કરવો એજ આવા પ્રકારનો કાયદાસર જુલમ નષ્ટ કરવાનો ઉપાય છે

કોઈ કોઈ વાર અમુક વાત સ્વાભાવિક રીતે બની આવે એવી અન્જ્માયશ ઉપર કરાર કરેલો હોય છે તે વાત બની આવતી નથી, અથવા એકાદું અકલ્પિત કારણ ઉપસ્થિત થઇને કરેલા કરારનું પરિણામ આવતું અશક્ય હોય છે. એમ થયા છતાં પુષ્કળ વાર સારાસારનો વિચાર કરીને છૂટ આપવી ભાગે આવે છે, અને તેવી છૂટ ઘણા લોકો કોઇ કોઇવાર પોતાના હિતની દૃષ્ટિએ અને કોઇ કોઇ વાર પરહિતની દૃષ્ટિએ આપે છે. સાધારણ રીતે હમેશ પ્રમાણે વરસાદ પડે એવી અન્જ્માયશ ઉપર, કંઇ ભાગ આપવાનું કબૂલ કરીને એકાદાએ કંઇ જમીન વાવવા વાસ્તે રાખી, અને તે વર્ષ વરીદ ઘણો ઓછો પડ્યો, અથવા વધારે પડીને પૂરથી ખેતર તણાઇ ગયાં અથવા તીડ પડીને, કે એકાદા રોગથી મોટું નુકસાન થયું, તો આગળ પાછળ જોનારા જમીદાર થએલી નુકસાની પ્રમાણે કનિષ્ટ ધારણ કરનારને છૂટ મૂકે છે. આવું કરવાથી બન્નેને ફાયદો થાય છે. જમીદાર છૂટ ન આપે તો તે જમીનને ખેડુ મળવાની પણ પંચાત પડે, પણ તેજ યોગ્ય છૂટ આપે તો તેની જમીન કદીપણ ખેડાયા વગર નકામી રહેનાર નથી.

ઉદ્યોગ ધંધા સંબંધી કોઈ કોઇવાર એવી અડચણો આવી પડે છે કે ફાયદાની દૃષ્ટિએ જો કે કોઇપણ પ્રકારનું વર્તન ન્યાયી સમજવાને હરકત ન હોય તોપણ બન્ને પક્ષના હિત તરફ લક્ષ્ય આપીને કંઇક તોડજોડ કરાવવી ઇષ્ટ થાય છે આવી અડચણના પ્રસંગની બરોબર કલ્પના થવા માટે નિરનિરાળાં પ્રકારનાં ઉદાહરણો લઇએ.

એક ભરવાડની પાસે ઘણાં ઢોર છે, પરંતુ દુકાળ પડવાથી તેની પાસે બિલકુલ ઘાસ શિલીક નથી. જ્યાં ત્યાં ઘાસની તંગી હોવાને લીધે, એવી વખતે ઢોર વેચાતાં લેવાને પણ કોઇ તૈયાર

થનાર નહિ કદાપિ થાય તોપણ ઘણીજ ઓછી કિમતે મળે તો લે આવી સ્થિતિમા તેના એકાદા પાડોશી પાસે ઘાસનો ઘણો જથો હોય તો તેણે શુ કરવુ? ઘણી તૃષ્ણા રાખીને તે ઘાસના કિમત હદથી જાદે માગવા માડે, તો તે બરાડો પોતાના ઢોર છેક ઓછી કિમતે વેચી નાખીને કગ થવુ લાગે પડે, અથવા ઘાસ સારૂ હદ બહાર પૈસા ખરચ કરીને વખતા સુધી દરિદ્રિ રહેવુ પડે આવે વખતે નિશ્ચયાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવો અત્યત જરૂરનો છે પોતાની અતિ તૃષ્ણાને હદમા રાખીને, હમેશાની કિમત કરતા ઘણી વધારે પરતુ તેને કાંઇ મર્યાદા છે, એવી કિમતે તેણે તે ઘાસ આપવુ

કલ્પના કરો કે એક કૉન્ટ્રાક્ટરે એક મહોટા કામનો કૉન્ટ્રાક્ટ લીધો, અને સર્વ ખર્ચખૂટણ કરીને પોતે પોતાના શ્રમ બદલ વાજબી મોબદલો લેવો એટલેજ ધોરણ ઉપર એકદર ખર્ચની અજમાયશ કરીને તેટલી રકમેજ તે કામ પૂરૂ કરી આપવાની કબુલાત કરી હવે, સાધારણ રીતે હમેશા આવનારી નાની નાની અડચણોનો વિચાર થએલો હોઇને જો એકાદિ અકલ્પિત અડચણ ઉપસ્થિત થઇ, અને વાસ્તવિક થનાર ખર્ચ અજમાયશથી હદ બહાર ઘણું થવા લાગ્યુ, તો કૉન્ટ્રાક્ટ આપનારાને અને રાખનારને કાંઈ પણ તોડજોડ કરવો જરૂરનો છે આગગાડીની સોડાની સડક તૈયાર કરવા વાસ્તે એક બે મોટા ડુગર કાપવાનો અથવા તેના ગરનાળા કોરી કાઢવાના છે એવી કલ્પના કરો તે ડુગરના બહારના ભાગ ઉપરથી અને પાસે નજીકના ડુગરો ઉપરથી તેમા કઠણ ખડક લાગેલા હશે એવી કાઇની પણ કલ્પના થઇ નહિ તેથી અદર નરદમ માટી અને નાના પથરા હશે એના ધોરણે અજમાયશ કરીને કૉન્ટ્રાક્ટ લીધો પરતુ ડુગર માનરવાનું થોડુ કામ થયા

પછી અંદર ખડક લાગે અને સુરંગથી ખડક ફોડ્યા શિવાય કામ પૂરૂં થવાનું નહિં એમ દેખાઇ આવ્યું. આવે પ્રસંગે અક્ષરે અક્ષર કરાર પાળવાનો હોય તો કૉન્ટ્રાક્ટર વધારે શ્રીમંત ન હોય તો તેનું દેવાળુંજ નીકળવાનું. શ્રીમંત હોય તો તેણે પોતાની સર્વ સંપત્તિ ભરી દઇને કરેલા કરાર પ્રમાણે કામ પૂરૂં કરી આપીને છુટા થવું. કાયદાની દૃષ્ટિનો ન્યાય અને ખરાખોટા વિચારની દૃષ્ટિનો ન્યાય એ ઘણો જૂદો છે. આ બીજા પ્રકારના ન્યાયની નજરેજ તે કૉન્ટ્રાક્ટરને ઘણી છૂટ મળવી જોઇએ. સારાસાર વિચારની ન્યાયની દૃષ્ટિએ જે છૂટ આપવી યોગ્ય ઠરે તેના કરતાં પણ અધિક રહેમ કરવી પરોપકારદષ્ટિએ ઇષ્ટ થશે. માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે એવા પ્રસંગ ઘણા કવચિત્ આવીને કંઈ અકલ્પિત કારણે હદ કરતાં જ્યારે નુકસાન થતું હોય તોજ નિશ્ચયાત્મક પરોપકારના તત્વો ઉપર છૂટ આપવી ઇષ્ટ થશે

વ્યાપાર કરતાં એક વ્યાપારી ઉપર એવો પ્રસંગ આવ્યો છે કે, તેની પેઢીમાંથી તેના નામ ઉપર વધારે પૈસા મળે નહિ, અને એક રકમની એકદમ ભરપાઈ કરી આપવાની જરૂર છે. એક શાહુકારની પાસે તેને જરૂર જેટલી રકમ છે, અને પોતાનો માલ સાનમા મેલીને તે શાહુકાર પાસેથી રકમ લઇને આપ્યા શિવાય તે વ્યાપારીનો છુટકો નથી. વ્યાપારી સપડાએલો હોવાને લીધે શાહુકાર જોઇએ તે રીતનો તેની પાસેથી કરાર કરાવી લેછે. જોઇએ તો થોડો ફાયદો કરી લઇને તે કમનશીબ વ્યાપારીને સંકટમાંથી છોડાવે, અથવા અતિ તૃષ્ણાએ તેની અડચણનો ફાયદો લઇ જલદીથી તેનું દેવાળું નીકળે એવી સ્થિતિએ તેને પહોંચાડે. આવે પ્રસંગે પરોપકારની નજરે પોતાના મનને કબજામાં રાખવાને ઘણી જગા હોય છે.

ઉપર લખેલા ઉદાહરણમાં અને તેવાજ બીજા પ્રસંગે પોતાની

ખુશીથી કરાર થએલો હોવાને લીધે તે જો કે એક પક્ષનો સર્વસ્વ નાશ કરનારો હશે તોપણ તેને અન્યાય કહેવામા આવશે નહિ આવી વાતમા ન્યાય તત્વનાં જેટલા મહત્વ છે તેટલાજ પરોપકારના તત્વોનાછે, અથવા કોઇ કોઇ વાર ન્યાયતત્વનુ ઉલ્લંઘન થએલુ પરવડે, પરંતુ પરોપકારના તત્વનુ ઉલ્લંઘન થએલુ પરવડે નહિ

કાયદાની નજરે જેમને કોઇ પણ હરકત આવી શકે નહિ એવા પ્રકારના નિર્દયપણાના વ્યવહાર થાય તેટલા કમી કરવા, અથવા નિદાન તેનું નિર્દયપણુ પણ થાય તેટલુ કમી કરવુ, એ, જે વ્યક્તિનુ પ્રત્યક્ષ નુકસાન થાય છે તેમનાજ હિતને વાસ્તે જરૂરનું છે એમ નથી તો સામાન્ય લોકહિતની દૃષ્ટિએ પણ તેની આવશ્યકતા છે સાધારણ પ્રમાણથી જે લોકો પ્રમાણિક હોઇને પોતાનો ધંધો ચોખવટથી ચલાવે છે, તેમનો આવા પ્રમગે નિર્દયપણાએ ઘાત થતો હોય તો, તેમની ચોખવટપણાનો સમાજને ઉપયોગ થતો નષ્ટ થાય છે, એ એક મોટી હાનિજ સમજવાની છે

કારખાનાવાળા અને મજુર, ધણી અને ચાકર, નોકર રાખનાર અને નોકર રહેનાર, એમની વચ્ચેનો સબંધ ઠરાવવો એ કોઇ કોઇ વાર વિચારનું કામ હોય છે, અને ન્યાયતત્વો અને નિરૂત્યાત્મ પરોપકારના તત્વો આ બન્નેની મદદથી બન્ને જણે પોતપોતાનો વર્તનક્રમ ઠરાવવો ઇષ્ટ છે. પ્રથમ નોકરીમાં રાખનારાએ પરોપકાર તરફ દૃષ્ટિ રાખીને વર્તન કરવાનો પ્રસગ કયો આવે છે તે જોઇને, પછી નોકરી રહેનારા લોકોએ પણ નોકરીમા રાખનારા લોકોના સંબધે નિરૂત્યાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવો કિયે પ્રસગે જરૂરનો છે તે જોઇશું.

પ્રત્યેક ધધામાં નોકરીમાં રહેનારા લોકોની સખ્યા ઘણી વધતી જાય છે, અને તેમાંજ ચઢમાચડસી વિલક્ષણ પ્રકારની દેખાઇ આવે

છે. એક જગા ભરવાની હોય તો હજારો અરજી તેને માટે આવી પડે છે, અને કેટલાક અરજદારનો ભુખ્યા રહેવા કરતાં જે મળે તે પગાર સારો એ ઇચ્છાએ છેક થોડા પગાર ઉપર પણ રહેવાને તૈયાર થાય છે. આવી વખતે નોકરીમાં રહેવા ઇચ્છનારા લોકોમાંની ચડસાચડસીનો નોકરીમાં રાખવા ઇચ્છનારાએ કેટલો ફાયદો લેવો, એ પ્રશ્ન છે. આ પ્રશ્ન પ્રથમ દેખીતો જેટલો સહેલો દેખાય છે તેટલો તે સહેલો નથી. કારણ, તેનો સંબંધ કેવળ પરોપકાર સાથેજ નથી, પણ બીજી કેટલીક વાતો સાથે છે. જે કારખાનાવાળા પોતાના મજુરોને બજારની રૂખ જોઇને થોડી પણ વધારે મજુરી આપે નહિ, તેમને ઘણા લોકો દૂષણ આપે છે. પણ દૂષણ આપનારા જે મજુર કામ ઉપર લાગેલા હોય તેમની સ્થિતિનો માત્ર વિચાર કરે છે, અને જે કામ ઉપર લાગેલા નથી તેમની સ્થિતિનો વિચાર કરતા નથી. જે કારખાનાવાળા બજારની રૂખ કરતાં વધારે મજુરી આપે છે તે ઓછી મજુરી ઉપર રહેવા ઇચ્છનારાની દાદ લેતા નથી. જે લોકો કમી મજુરી ઉપર રહેવાને ઇચ્છે છે તે હોંશથી તેવું કરવાને પ્રવૃત્ત થાય છે એમ નથી, પણ ભૂખે મરવાનો વારો આવવાને લીધે નાઇલાજે તેવું કરવું તેને ભાગે આવે છે. જે કારખાનાવાળા બજારની રૂખ કરતાં અધિક મજુરી આપે છે તે સ્વાભાવિક આવા લોકોને નોકરી ન આપતાં, એમના કરતાં પણ અધિક મજુરી માગનારા જે લોકો, એટલે અધિક મજુરી આપ્યા શિવાય જે લોકો કામ કરવાને કબુલ ન થતા હોય, એવાને કામ ઉપર રાખે છે. એનો પરિણામ એવો થાય છે કે, જે લોકોને મજુરી શિવાય કેટલાક દિવસ કાઢવા શકય હોય છે તેમને કામ મળીને, કામ ન મળવાથી જેમને ભુખ્યા રહેવાનો વારો આવે એવા લોકો નકામા રહે છે. એટલા માટે મધ્યમ પ્રતિના ગરીબ મજુરના હિત તરફ લક્ષ આપતી વખતે જેમની

હદ આવેલી છે એના લોકોની સ્થિતિ તરફ દુર્લક્ષ નથી, એ લક્ષમા આણવું જોઇએ હવે, અતિશય જુરી ઉપર રહેવાને કબુલ થનારા મજુરોનેજ કામ આપી પરોપકાર બુદ્ધિએ થોડીક વધારે મજુરી આપવાથી તેમના ઉપ ખરો પરોપકાર થવાનો સંભવ છે, પરંતુ તેવી સાવધાની ન ખી નહિતો, ગેમ્હો ઉદાર મનનો કારખાનાવાળો, કેવળ પરોપકાર બુદ્ધિએ બજારની રૂખ કરતા વધારે મજુરી આપીને પણ અત્યંત દુખમા ગરક થએલા મજુરોની વિપત્તિ વધારવાને કારણ થશે.

બજારની રૂખ કરતા અધિક મજુરી આપે તો વળી બીજુ એક ભયંકર પરિણામ થવાનો સંભવ છે ચારતરફ ધંધામા ચડ સાયકશી ઘણી હોય છે, અને માલ ઉત્પન્ન કરવાને લાગનારો ખર્ચ તથા માલ વેચવાથી ઉત્પન્ન થનારો પૈસો, એમા તફાવત ઘણો થોડો હોય છે આ સ્થિતિમા મજુરીનો દર વધારવાથી તે માલનો વ્યાપાર કરનારા બીજા લોકો સાથે ટક્કર લેવાને પશ્ચાત પડવાની મજુરી ના કામમા થાય તેટલી કરકસર કરતા રહી પણ જો પુષ્કળ લોકો ને ધંધો ન ચાલવાને લીધે દેવાળુ કહાડવાનો પ્રસંગ આવે, તો જરૂર કરતા વધારે મજુરી દેનારાને તેવો પ્રસંગ આવવો વધારે સંભવિતછે જેની પાસે ધંધાના ઉપયોગના ભંડોળ કરતા અનેક ગણુ ભંડોળ હશે તે કંઇ મુદત સુધી તેવુ કરી શકશે પરંતુ તે પણ તેવો ક્રમ સતત ચલા વવાથી દેવાળુ કાઢવાનો પ્રસંગ આવ્યા વગર રહેવાનો નથી કેટલાક એવુ કહેશે કે નિયમિત મુદતે હિસાબ કરીને યોગ્ય નફા કરતા અધિક નફો મળે તો તે કારખાનાના મજુરોને વહેંચી આપવો એ વિશે એવો ઉત્તર દેવાશે કે જો કોઇ હમેશા એમ કરવા માંડશે તો તેને ફસાઇ પડવાનો પ્રસંગ આવવાનો સંભવ છે સમુદ્રમા જેમ ભરતી ઓટ થાય છે, તેવી રીતે વ્યાપારમા પણ થાય છે કેટલાક વર્ષ

નફાનાં ગયાં, તો કેટલાંક વર્ષ તોટાનાં જાય છે. તોટાનાં વર્ષની ખોટ, અને બરોબરનું વ્યાજ બહાર પડે એટલી શિલીક નફાના વધારામાંથી રાખી મૂકી હોય તો કારખાનું હમેશાં ચાલતું રહેશે. નુકસાનીનાં વર્ષો માટે તજવીજ કરી રાખ્યા પછી અધિક નફો રહે તો મજુરોમાં વહેંચી આપવાને હરકત નથી.

કારખાનાવાળા અને મજુર એમની વચ્ચે વેર ઉત્પન્ન કરીને, તે વધારનારા લોકો એક વાત છેક ભૂલી જાય છે, અથવા જાણી બુઝીને તે તરફ દુર્લક્ષ કરે છે, એમ દેખાય છે તે વાત એ કે, સર્વ પ્રકારના મજુરોની મજુરી જો કોઇપણ પ્રમાણથી વધારી તો સર્વ પ્રકારના પદાર્થોની કિંમત પણ તેટલા પ્રમાણથી વધશે. અને એવું થતાં યક્ષિણીની વાત પ્રમાણે કોઇને ફાયદો થનાર નથી. જૂદા જૂદા ધધાઓના મજુરોના જે સંપ છે, તેમાંના પ્રત્યેક સપમાં મજુરોના મનમાં પોતાના ધંધા વિશે માત્ર વિચાર આવે છે, પોતાની મજુરી વધારવાનું કારખાનાવાળાને ભાગે આવે તો ઘણુ ઉત્તમ થશે એમ તેઓ માને છે. પરતુ પોતાની મજુરી વધારી તો પોતે જે માલ ઉત્પન્ન કરે છે તેની કિંમત પણ જરૂર વધવી જોઇએ એ વાત તેમના મનમાં આવતી નથી. તેજ પ્રમાણે બીજા ધધાઓના મજુરો પણ પોતા સરખોજ સપ કરે, અને કારખાનાવાળાને મજુરી વધારવાની ફરજ પાડે, તો બીજા સર્વ પદાર્થોની કિંમત પણ વધશે. પછી પ્રત્યેક મજુરને નિર્વાહના જે પદાર્થ વેચાતા લેવા પડે, તે સર્વની અધિક કિંમત પડવાને લીધે અધિક મજુરી મેળવવાથી ફાયદો શો થયો? સામાન્ય લોકો હમેશા સાકડી નજરથી વિચાર કરે છે. આ વિષયનો પૂર્ણ વિચાર થવાને માટે આગાડીની વાત ઉપર કાળજી પૂર્વક લક્ષ આપવું જોઇએ. (૧) માલ ઉત્પન્ન કરવા સારૂ જરૂર લાગનારા મજુર અને કારીગર લોકોના શરીર શ્રમ; (૨) યંત્ર

સામગ્રી, અને કાચો માલ પામે માન એમનો જોઇએ તેટલો જથો નાખવાને જોઇતું ભંડોળ, (૩) શારીરિક શ્રમ કરનારા લોકો ઉપર દેખરેખ રાખવા માટે પૈસાની આપલેનો હિસાબ રાખવા, માટે તથા ખરીદી અને વકરો એની વ્યવસ્થા વગેરે કરવા માટે લાગનારો માનસિક શ્રમ, વળી (૪) ઉત્પન્ન થનાર માલની વ્યવસ્થા આ ઉત્પન્ન થનારો માલ જે તે વખતને પૂરતો નિયમિત હોવાને લીધે, નફો ઘણો આવે, શારીરિક શ્રમ કરનાર લોકોને વધુથી આપ્યો હોય તો, ભંડોળ વાળા લોકોને, અથવા માનસિક શ્રમ કરનારા લોકોને, અથવા બન્નેને, તેટલો ઓછો આપવો જોઇએ ભંડોળ ઉપર સાધારણ પ્રમાણથી બીજા ધંધામાં જે વ્યાજ પડે છે તેટલું વ્યાજ પડે એવા વેતથી ભંડોળવાળા લોકોને નફો વહેંચી આપવો જોઇએ નહિ તો તે લોકો પોતાનું ભંડોળ આ ધંધામાંથી કાઢીને બીજા ધંધામાં નાખવાને પ્રવૃત થશે એવીજ રીતે ધંધામાં વ્યાજ છેક ઓછું પડવા લાગ્યું તો લોકો વ્યાપારમાં પૈસો રોકવાના નહિ એવું થશે વ્યાપારમાં રોકેલા પૈસા હોય કોઇવાર ખુવારીનો સંભવ હોય છે એવું ભય જે ઠેકાણે હશે, તે ઠેકાણે વ્યાજ ઘણું મળતું હશે તોજ ભંડોળ રોકવાની બુદ્ધિ થશે બીજા દેશોમાં ભંડોળ ઉપર વ્યાજ વધારે પડતું હશે તો આ ધંધો કાઢવાનો યત્ન કરીને, ભંડોળ રોકવાવાળા લોકો પોતાનું ભંડોળ પરદેશ મોકલશે માનસિક શ્રમ કરનારા લોકોને પણ તેમના શ્રમનો યોગ્ય મોબદલો મળે નહિ તો નાખુશ થઇને જે ઠેકાણે અધિક મોબદલો મળવાનો સંભવ હશે તે ઠેકાણે જશે, અને અહિંજ માનસિક શ્રમને હિમત મળે નહિ એમ થાય તો માનસિક શ્રમ કરનાર લોકો એજ તૈયાર થવા લાગશે જે પ્રકારના શ્રમનો મોબદલો મળવાનો સંભવ નથી તે પ્રકારનો શ્રમ લોકો કારણ વિના કદી પણ કરતા નથી આટલી આપણને વિચાર કર્યો હોય તો એમ દેખાઇ

આવશે કે, ગરીબ મજુરોની શોચનીય સ્થિતિ તરફ લક્ષ આપીને નિસ્વાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવાને ઘણીજ થોડી સવડ છે. અને તે સવડમાં પણ કોઇ કોઇવાર પહેલાં દર્શાવ્યા પ્રમાણે ઉપકાર કરવા જતાં અપકાર થવાનો સંભવ છે. સૃષ્ટિશાસ્ત્રના નિયમ પ્રમાણેજ અર્થશાસ્ત્રના નિયમોનું સ્વરૂપ ઘણું તીવ્ર છે. તેમની આગાડી દયા માયા કંઇ નથી.

એકાદા ધંધામાં જો સારી કિફાયત થતી હોય, અને નુકસાની માટે જરૂર જેટલો સગ્રહ કરીને પણ ઘણો ફાયદો પડતો હોય તો તે સર્વજ ભાગીદારોએ ન લેતાં, તેનો ભાગ નોકર લોકોને પણ આપવો, એ ખરો પરોપકાર થશે. આવે પ્રસંગે વ્યાપારનાં તત્વોને અનુસરીને બીજા લોકોનાં લક્ષ તે ધંધા તરફ વળીને, સ્વાભાવિક રીતે મજુરીનો દર વધતાં સુધી સ્વસ્થ બેશીને, સર્વ ફાયદો પદરગા નાંખવો શકય છે. ન્યાયની દૃષ્ટિએ જોકે આવા વર્તનને દોષ આપવા સરખું નથી, તોપણ તે કેવળ સ્વાર્થ હેતુનુ વર્તન હોઇને, મનુષ્યની ઉન્નત પદવીને કમીપણું આણનારૂં છે. મજુરોના સપનો આવે પ્રસંગે થોડો ઘણો ઉપયોગ થવાનો સભવ છે. પરતુ એવા પ્રસગ ઘણા થોડા હોય છે, એ પણ લક્ષમાં રાખવું જોઇએ.

ઘણા લોકોને એમ લાગે છે કે, ચાકરીમાં રાખનારા લોકોએ ચાકરીમાં રહેનારા લોકો ઉપર દયા કરવી જરૂરની છે, અને તેમને માત્ર એવા પ્રસંગ હમેશાં આવે છે; પરતુ નોકરોને પોતાના ધણી સાથે પરોપકાર બુદ્ધિનું વર્તન કરવાની જરૂર નથી અને તેમને તેવા પ્રસંગ પણ આવતા નથી. પરંતુ પહેલી વાત પ્રમાણેજ બીજી પણ વાતની આવશ્યકતા ઘણે પ્રસગે ઉત્પન્ન થાય છે. હમેશના મજુરીના દર પ્રમાણે અજમાયશ કરીને, એકાદા કૉન્ટ્રાક્ટરે કોઇ મુદતમાં એકાદું મોટું કામ કરી આપવાનું કબુલ કર્યું, અને મજુરોને એ વાત સમ-

જોઇને તેમને અધિક મજુરી આપ્યા શિવાય કામ ઉપર જવું નહિ એવી બધી કરી, તો તે કૉન્ટ્રાક્ટરને અધિક મજુરી ઉપર મજુર એનાતીને મુદતસર કામ પુરૂં કરી આપવું પડશે આવી રીતે કૉન્ટ્રાક્ટરની અડચણનો ફાયદો મજુરોએ લીધો હોય તો કાયદાની નજરે જો કે તેમને દોષ આપવામાં આવે નહિ, તોપણ મનુષ્યપણાની દૃષ્ટિએ એ એક પ્રકારનો અન્યાયનો બનાવ છે આવે પ્રસંગે મજુરોએ પણ કૉન્ટ્રાક્ટરો સાથે પરોપકારના વર્તન કરવા જરૂરના છે હવે સ્વહિત અને પરહિત એમની મુલાકાત કયા કરવાની એ પ્રત્યેક પ્રસંગે તે તે વખતની વિશેષ વાત તરફ લક્ષ આપીને ઠરાવવું જોઇએ અમુક મર્યાદા સુધી કૉન્ટ્રાક્ટરને સપડાવ્યો હોય તો તેને તોટો ન થતાં, તેને જોઇએ તેટલો ફાયદો મળશે એવી ખાત્રી હોયતો તેને તે મર્યાદા સુધી સપડાવવો એથી કોઇપણ પ્રકારનું અનિષ્ટ થનાર નથી અથવા એકાદા કૉન્ટ્રાક્ટરે, મજુરી સબંધી અને મજુરીના કામ સબંધી અતિશય કાપકુપ કરીને પહેલાં પુષ્કળ કમાઇ કરી હોય, અને એકંદરે તે મનુષ્ય એકલપેટો હોઇને બીજાના કલ્યાણની. ધણી પરવા કરનારો ન હોય, એમ પાકું માલુમ હોય તો તેને આવે પ્રસંગે પેચમાં રાખીને, તેની પાસેથી વધારે મજુરી કઢાવવી વાજબી થશે પરંતુ આવે પ્રસંગે પણ ન્યાય તત્વોનું ઉલ્લંઘન કરવું વાજબી થનાર નથી કામ કરવાની શરૂઆત કરી હોય તો, કામ છોડી દેવા બદલ યોગ્ય મુદતની સૂચના આપ્યા શિવાય એકદમ કામ બંધ પાડવું અન્યાયનું થશે એવા વિશેષ પ્રસંગ બાદ કરીને મજુરોના વર્તન પોતાનો કામ આપનારના કલ્યાણ તરફ નજર રાખીને હોવા જોઇએ કેવળ સ્વાર્થ તરફ નજર આપીને મજુરોએ અનેકવાર આવા પ્રકારના વર્તન કર્યાને લીધે એકાદા કૉન્ટ્રાક્ટરને દેવાળું કઢાવવું પડયાથી, ખુદ તેમને અને એકંદર સમાજને પણ નુકસાન થાય છે

તેના તરફથી તે મજુરોને હમેશાં કામ મળવાનો સંભવ હોય છે. તે નષ્ટ થાય છે અને સમાજમાંનો એક ઉપયુક્ત મનુષ્ય નિરૂપયોગી થઇ જાય છે.

કૉન્ટ્રાકટવાળાની અને કારખાનાવાળાની અડચણનો ફાયદો લઇને તેમને સપડાવવામાં મજુરલોકો નિશ્ચયાત્મક પરોપકારનાજ તત્વોનું ઉલ્લંઘન કરે છે એમ નથી, પણ ન્યાયના તત્વોનું પણ ઘણું-કરીને ઉલ્લંઘન કરે છે. ખરી રીતે એકદમ કામ બંધ પાડવાથી પહેલાં કબુલ કરેલી મજુરી ઉપર કામ કરતા નથી એટલુંજ નહિ, પણ બીજો કોઇ, પહેલાંની મજુરી ઉપર તે કામ કરવાને તૈયાર થયો હોય તો, તેણે તે કામ લેવું નહિ, એ માટે જોઇએ તે પ્રકારના પ્રયત્ન કરે છે. કોઇ પણ મનુષ્યને પોતાનો મત પ્રચાર કરવા વાસ્તે અથવા તે પ્રમાણે આચરણ કરવા સારૂ બીજા મનુષ્યોનાં મન વાળવાનો પૂર્ણ અધિકાર છે, પરંતુ આ અધિકારનો ઉપયોગ કરતાં યોગ્ય માર્ગે જવું જોઇએ. તે મતની સફલતાનાં કારણો, અને તેમના આચરણથી થનારા ફાયદા એ સંબંધનું જોઇએ તેટલું વધારેવાર વિવેચન કરીને લોકોનાં મન વાળવાં, પરંતુ જબરી કરવી, અને તેવા પ્રકારની ધમકી દેવી, એ ઠીક અન્યાયનાં થાય. અજાણ મજુરો એકવાર વિફર્યા એટલે ધમકી ઉપર રોકાતા નથી. વખત આવે પોતાના હાથનો અને શસ્ત્રનો પણ ઉપયોગ કરવાને તેઓ આઘું પાછું જોતા નથી. એવું કરવું એટલે બીજાની સ્વતંત્રતા ખુંચી લેવી થાય. અમુક મજુરી લઇને કામ સ્વીકારવું કે નહિ એ ઠરાવવાનો પ્રત્યેક મજુરને પૂર્ણ હક હોવો જોઇએ. સંપ કરનારા મજુરો પોતે આ હકનો ઉપયોગ પૂર્ણપણે કરે છે, પરંતુ બીજાને માત્ર કરવા દેતા નથી. પોતાના ફાયદાને વાસ્તે ગરીબ મજુરને જુલમથી કામ કરવા ન દેવું, એટલે તેમને અને તેમનાં છોકરાં છૈયાંને ભૂખ્યા અથવા અર્ધ ભૂખ્યાં ર-

કેસા દેવા એમ થાય

ઉપર કહેલા ઉદાહરણમા અને બીજા પણ અનેક પ્રસગે, કૉન્ટ્રાકટરોને અથવા કારખાનાવાળાઓને અને, સપમા સામેલ ન રહેનારા લોકોને, નાના પ્રકારના યત્ન કરીને ગમે તે રીતે અટકાવવા, ઘણા લોકોએ હડતાળ પાડીને તે હડતાળમા સામેલ ન થનારા મ નુષ્યોને પોતાની સાથે કામ કરવા ન દેવુ, અથવા તે કામ કરતો હોય તો બીજાએ કામ કરવા ન જવુ અને આયર્લેંડમાના લોકો જે પ્રમાણે રાજકિય હડતાળમા જે લોકો સામેલ થતા નથી તેમના ઉપર સામાજિક વાતોમા પણ બહિષ્કાર કરેછે, તે પ્રમાણે કરવુ, આ વાત ન્યાયની દૃષ્ટિએ પણ અયોગ્ય છે હાલના કાયદા ગમે તેવા હો, પરતુ એટલું સ્પષ્ટ દેખાય છે કે, કોઇ પણ એક અથવા અનેક વ્યક્તિએ ભેગા થઇને એકાદા મનુષ્ય સાથે કામ કરવુ નહિ અથવા કોઇપણ પ્રકારનો વ્યવહાર કરવો નહિ, એમ ઠરાવ્યુ, અને તે પ્રમાણે તેમણે આચરણ કર્યા તો તેમા કોઇપણ ગેરવ્યાજબી ન થી ફક્ત તેમ કરતા તેમણે કોઇપણ રીતે તેને હરકત કરવી કા મની નથી, અથવા તેના ઉદ્યોગમા વિઘ્ન આણવુ કામનુ નથી એકાદા મનુષ્યનો મત આપણને પસદ ન હોય તો તેની સાથે કામ કરવુ કે નહિ, એ ઠરાવવાનુ એક અથવા અનેક વ્યક્તિને પૂર્ણ સ્વાતત્ર્ય હોવુ જોઇએ અને એ સ્વાતત્ર્ય ભગવાથી બીજાનુ સ્વાતત્ર્ય ઓછુ થતું નથી એકો કર ાવા અને તે, એકાને આવીતે મળવા વિશે લોકોના મન વાળવામા, ઘણુ કરીને અન્યાય થતો નથી અન્યાય થાય છે તે, સપની ઇચ્છા વિરુદ્ધ ચાલનારા લોકો ઉપર જુલમ કરવો, અથવા તેમના ઉપર જુલમ થશે એવા પ્રકારની તેમને દહેશત આપવી, અથવા સપમાના મનુષ્ય નિયમ પ્રમાણે ન ચાલ્યા તો તેમને દડ અથવા શિક્ષા કરવી, ઇત્યાદિ સાધનોનો ઉપ યોગ કરવામા છે સપમા જઇને સામેલ થવુ અથવા ન થવુ એ

પ્રત્યેક મનુષ્યની ખુશી ઉપર રહેશે તો તેથી કહેવા સરખો ખોટો પરિણામ થનાર નથી. પરંતુ ઉપર ઉપરથી સર્વે મનુષ્યને પૂર્ણ સ્વાતંત્ર્ય છે એમ દેખાતું હોય, તોપણ ઘણે પ્રસંગે અંદરખાને અન્યાયના ઉપાયોનો ઉપયોગ થાય છે. તે તેવો ન થાય તો કેવળ ન્યાયતત્વોથીજ જે કામ થશે તે બસ છે પછી નિવૃત્યાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવાની આવશ્યકતા રહેનાર નથી.

અજાણ્યુ લોકોમાં સંપ થયો હોય તો તેમનાં હમેશાંજે અમર્યાદવર્તન દૃષ્ટિએ પડે છે તે ઉપરથી એવું અનુમાન કરવાને હરકત નથી કે, તે લોકો સ્વાતંત્ર્યના હકનો ઉપભોગ લેવાને યોગ્ય નથી. જે સમાજમાં વ્યક્તિસ્વાતન્ત્ર્ય એજ દોષ સમજવામાં આવે છે, અને સમુદાયના જુલમી ઠરાવોને સંમતિ આપવી, અને જે વિરૂદ્ધ હોય તેમનો છળ કરવો એ ગુણ સમજવામાં આવે છે, તે સમાજને સ્વાતંત્ર્ય મળ્યું હોય તોપણ તે દિવસે દિવસે ક્ષય થવાના માર્ગમાં લાગવાનું. જે લોકોને સ્વાતન્ત્ર્યની બરોબર કલ્પના કરતાં આવડતી નથી તેમને તે મળ્યુ તોપણ તેનુ સંરક્ષણ કરવાનું સામર્થ્ય તેમને અંગે હોવાનો સંભવ નથી.

બન્નેની ખુશીથી થનારા આપ લેના વ્યવહારમાં કઇ વિશેષ પ્રકારની અડચણને લીધે, એક પક્ષને બીજા પક્ષના ફાયદા લેવાને સવડ મળેલી હોય તો, નિવૃત્યાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવો કયે ઠેકાણે જરૂરનો છે, અને કયે ઠેકાણે ન કર્યો હોય તો ચાલશે, વગેરે વાતો વિશે અત્યાર સુધી વિચાર થયો. હવે આ નિવૃત્યાત્મક પરોપકારનું આના કરતાં પણ ઉન્નત એવું એક સ્વરૂપ છે તેનો વિચાર કરીએ.

પોતાના ફાયદા વાસ્તે બીજાને નુકસાન થયું તોપણ તેની પરવા ન કરનારા એવા લોકોનોજ ભરાવો જગતમાં ઘણો છે. પોતાના

ફાયદાએ બીજાનું નુકસાન થતું હોય તો પોતાનો ફાયદો ન થયો તોપણ ફિકર નહિ એમ કહેનારા કંઈ થોડા લોકો છે. અને ઘણા થોડા લોકો એવા જડી આવે છે કે, તે સર્વ પ્રકારના વ્યવહારમા પોતાના હિતની યોગ્ય કાળજી રાખીને બીજાના હિતની પણ તેટલીજ કાળજી લેછે. એટલે પોતાની સાથે થએલા વ્યવહારમા કોઇ પણ રીતે તે ફસી પડે નહિ એ વિશે વધારે દક્ષ હોય છે એકાદ કનિષ્ટ ધારણ કરનાર સાથે, ગ્રાહક સાથે, અથવા મિત્ર સાથે કંઈ વ્યવહાર થયો હોય તો જો કે તેનું સમાધાન થયું હોય તોપણ પોતાના તરફથી તેને યોગ્ય મોબદલો મળ્યો નથી એવી તેમની સમજણ થાય તો તેને મોબદલો આપ્યા વગર તે સ્વસ્થ બેસતો નથી. પહેલા વર્ગના લોકોના હાથથી કોઇ કોઇવાર ન્યાયતત્વોના પણ ઉલ્લંઘન થાય છે નિરુત્યાત્મક પરોપકારના આ પ્રકરણમા કહેલા તત્વો તો તેમના સ્વપ્નામા પણ આવતા નથી બીજા વર્ગના લોકો ન્યાય તત્વનું ઉલ્લંઘન ન કરતા કેટલાક પ્રસંગે આ પ્રકરણમાંના પરોપકારના તત્વોનો પણ ઉપયોગ કરે છે અને ત્રીજા વર્ગના લોકો હમેશા આ તત્વોનો ઉપયોગ કરીને ચાલે છે આ ત્રીજા વર્ગમાના લોકોના દરજ્જામા જો સમાજમાના ઘણા ગણુઓ પહોચ્યા હોય, તે સમાજમા એવું આચરણ સ્વાભાવિક થઇ જશે, અને કોઇ બીજા પાસેથી વાજબી કરતા વધારે ફાયદો કરી લેવાની ઇચ્છા રાખશે નહિ

આવા પ્રકારના આચરણ હાલના વખતમાં ઘણાં દુર્લભ છે અત્યત સુધરેલા દેશોમા પણ સૌએ નવાણું લોકોના આચરણ જોયાં હોય તો, આવા પ્રકારની ઉન્નતિ કોઇ પણ વખતે થશે કે નહિ એ વિશે ઘણો શક રહે છે પરતુ અત્યત જગલી સ્થિતિમાના મનુષ્ય અને સુધરેલા મનુષ્ય એમનામાનો ફેર જોયો હોય તો મનુષ્ય સ-

માજને એવું ઉન્નત સ્વરૂપ આવવું શક્ય છે એમ લાગે છે. જે સમાજમાંના લોકોને પરસેવો ઉતારી મળેલી બાખરી ઉપર નિર્વાહ કરવાની જોગવાઇ હોઇને, વિના કારણ બીજા લોકોને સતાવવાની અને બીજાના ખોટાથી પોતે ગમ્મત માની લેવાની નઠારી ખોડ ન હોય, તે સમાજને કાલાંતરે આવી રિયતિ પ્રાપ્ત થવી સંભવિત છે.

---

## પ્રકરણ ૩ જું.

---

### અયોગ્ય મોંબદલો ન આપવા માટે આત્મસંયમનની આવશ્યકતા.

પાછળના બે પ્રકરણમાં મનુષ્યના જે વ્યવહારોનો વિચાર કર્યો, તેમાં જેવો પૈસાનો અને મૂલ્યવાન પદાર્થોનો સંબંધ હતો, તેવોજ આ પ્રકરણમાં જે વ્યવહારોનો વિચાર કર્તવ્ય છે તેમાં પણ છે. મૂલ્યવાન પદાર્થો એટલે આ ઠેકાણે રત્નો, માણેક, વગેરે પદાર્થ સમજવાના નથી; તો જેમને કંઇ પણ કિંમત છે એવા પદાર્થો સમજવા જોઇએ. નિવૃત્યાત્મક પરોપકારના જે પ્રકારનો વિચાર આ ભાગમાં કરવાનો છે, તે ઉપકારનો પ્રકાર છે, અથવા અપકારનો પ્રકાર છે, એનોજ પ્રથમ દર્શની ઘણાજણને સંશય પડવાનો સભવ છે. વ્યવહારમાં હમેશાં એવા અનેક પ્રસંગ આવે છે કે, તે વખતે તાત્કાલિક પરિણામ તરફ લક્ષ જાઇને કેટલીક વાતો કરવા તરફ મનની પ્રવૃત્તિ થાય છે. પણ વિચારે દૂરનું પરિણામ દેખાઇ આવ્યુ એટલે તેજ વાત કરવી નહિ એમ લાગે છે. કોઇએ કંઇ માગ્યું હોય તો, અથવા તેણે ન માગતાં તેને કઇ આપવાની આપણને બુદ્ધિ થઇ

હોય તો, તે ન આપવા સારૂ મન રોકી રાખવાથી, અને તેજ પ્રમાણે એકાદ કામ કરવાને કોઇએ કહ્યું હોય ત્યારે, અથવા ન કરતાં તે કરવાની બુદ્ધિ થઇ હોય તો, તે ન કરવા સારૂ મન રોકી રાખવાથી, ઘણીવાર પરોપકાર બને છે આવા પ્રકારના પરોપકાર વિશે આ પ્રકરણમાં વિચાર કરવો છે

નિવૃત્યાત્મક પરોપકારનો આ પ્રકાર એકદમ મનમાં ઉતરવા સરખો નથી એટલુંજ નહિ, પણ ઉલટું તે સમજવી લોકોની વિપરીત સમજ થવાનો ઘણો સંભવ છે તેથી કરીને આ પરોપકાર લોકોના હાથથી ઘણો બનતા નથી સામાન્ય રીતે લોકોની સ્વાર્થ તરફ એટલી પ્રવૃત્તિ હોય છે કે, કોઇનું કાંઇ લેણું દેવું હોય તો તે આપવું પણ છેક છેવટ ઉપર આવે છે પછી પરોપકાર કરવાને માટે આપવું શીખો આપવાની બુદ્ધિ તો ક્યાંથીજ રહે છે આવા લોકોની ભરતી જગતમાં ઘણી હોવાને લીધે, જો કદાચ મનુષ્યે કેવળ આત્મસંયમન કરીને, માગવા આવેલા ગૃહસ્થને નહિ, એવું કહ્યું તોપણ તે તેણે સ્વાર્થને લીધેજ કર્યું હશે એવી લોકોની સમજ હોવાનો સંભવ હોય છે તાત્કાલિક પરિણામ, આ તાત્કાલિક સુખ દુઃખ એની પેલી તરફ સામાન્ય લોકોના વિચાર જઇ શકતા નથી કાલાંતરના સુખ માટે અથવા કાલાંતરના દુઃખનું નિવારણ કરવા સારૂ, તાત્કાલિક સુખને રોકવાને તૈયાર થવું એ તેમની કલ્પનાની બહાર હોય છે ઘણે પ્રસંગે દયાળુપણાના ફૂલ કરવા સારૂ પોતાની સ્વાભાવિક મનોવૃત્તિના ધોરણે આચરણ કરવા પડે છે પરંતુ એવા પણ કેટલાક પ્રસંગ હોય છે કે તે વખતે દેખાવમાં દયાળુપણાના પરંતુ વાસ્તવિક તેવા નથી, એવા કૃત્યો પોતાના હાથથી ન થવા માટે સ્વાભાવિક મનોવૃત્તિને રોકી રાખવી પડે છે

આવી વાતમાં ઘણું કરીને સમાજના અથવા બહુ સમુદાયના હિત તરફ લક્ષ આપીને, વ્યક્તિના અથવા અલ્પ સમુદાયના ખરા અથવા કાલ્પનિક હિત તરફ દુર્લક્ષ કરવું પડે છે. આના સ્પષ્ટિકરણ માટે કંઇક ઉદાહરણો લીધાં હોય તો ઠીક પડે.

પાંચ સાત રખડેલ લોકોની એક ટોળી કાન ફૂટે એવાં વાજાં વગાડે છે, અને તેના તાલ ઉપર ગાંડા ઘેલાં ગાણાં ગાતાં રસ્તામાં ફરતી હોય છે, તેમની એકાદ દયાળુ માણસને દયા આવી, અને "ગરીબ બિચારા માણસો! એમને કંઇ પણ આપવું જોઇએ," એમ કહીને ગજવામાં હાથ ઘાલીને એકાદિ બેઆની અગર પાવલી કાઢીને તે ટોળીના આગેવાનના હાથમાં મૂકે છે. આ લોકોનો ધંધો કહીએ તો લોકોને ત્રાસ આપીને તેમની પાસેથી પૈસા કઢાવવાના, અને તક મળી હોય તો ગઠિયાપણું ને ચોરી કરવાને પણ તે આઘું પાછું જોવાના નહિ. આ ગરીબ માણસોને પેટમાટે ઘણો ત્રાસ કરવો પડે છે, એટલીજ તેમના સબંધે આંખ આગળ દેખાતી વાત ઉપર ઉપર જોનારાના લક્ષમાં આવે છે, અને તેમના વિશે તેમના મનમાં દયા ઉત્પન્ન થાય છે, પરંતુ તેમની હમેશની વર્તણુક કયા પ્રકારની હોય છે વગેરે વાતનો વિશે ચોકશી કરવી એવુ તેમના સ્વપ્નામાં પણ આવતું નથી. તે રખડેલ લોકોને પોતે પૈસા આપ્યા તે સારૂં કર્યું નહિ એમ તેને કોઇએ કહ્યું હોય તો ઉલટું તે કહેનારના ઉપરજ નિર્દયપણાનો દોષ મેલશે.

હવે, આવા પ્રકારની બક્ષિસનું શું પરિણામ થાય છે તે જુઓ. આ વાતનો વિચાર કરતાં પ્રથમ તો એ તત્વ ધ્યાનમાં રાખવું જોઇએ કે કંઇ મોબદલો લઇને પૈસા આપવા એ યોગ્ય છે. માત્ર જે મોબદલો મળવાનો તે સુખને આપનારો હોવો જોઇએ. સુખો-

ત્પાદક અથવા દુખોત્પાદક વાતોની સખ્ખીજ કિંમત થવા લાગે તો સમાજધર્મના બગડી જશે હમણા કહેલી નિરૂદ્યોગી લોકોની ટોળી કાન ફોડનારા વાજા વગાડી ગાંડુ ઘેલુ ગાય છે, કેટલાક લોકો કહેશે કે, આ લોકોને તેમના વગાડવા બદલ અને ગાણા ગાવા બદલ મોબદલા તરિકે પણ તેમને પૈસા આપવા એનો ઉત્તર એટલોજ કે, જો કોઇને આ વગાડવાથી અથવા ગાણા ગાવાથી આનંદ થતો હશે તો તેનો મોબદલો આપવાને હરકત નથી, પરન્તુ તેનાથી આનંદ ન થતા જો દુખ અથવા ત્રાસ થતો હોય તો તેને તે બદલે મોબદલો શાનો આપવાનો? ઘણીવાર એવુ માત્ર થાય છે કે તે લોકોને કઇ પણ આપવાનુ મનમા ન છતા, અને "તમને કઇ મળનાર નથી" એવો જવાબ તેમને વારંવાર મળતા છતા, તેમના એવા કૃત્યને લીધે નાસીને, બેશરમથી તે લોકો વળગી રહેવાથી તેમને કઇ પણ આપીને આ કટકટ એકવાર ટાળવા માટે ઘણા લોકો તેમને કઇ પણ આપે છે આવી નાખુ શીના હેતુથી આવા રખડેલ લોકોને ઉત્તેજન મળે છે, અને વણુ કામ કરીને પણ જેમને પેટપુર મળતુ નથી તે લોકો આ નિરૂદ્યોગી લોકોની ચેનબાજી જોઇને તેજ ધધો કરવાને પ્રવૃત્ત થાય છે પરન્તુ એટલો દૂર સુધી વિચાર કોઇનો જતો નથી અને ગયો તોપણ તેને મળતુ એવુ આચરણ ઘણાજ થોડા લોકોના હાથથી બને છે આવા પ્રકારના લોકો ત્રાસ આપવા લાગ્યા કે તેમને પોલીસના સિપાઇ તરફથી કાઢી મૂકવા એમાંજ તે જગવી અને મૂર્ખ લોકોનુ અને સમાજનુ કલ્યાણ છે આવા લોકોને કઇ આપ્યુ નહિ તો ન આપનારાને અંગે દયા માયા કઇજ નથી એટલુજ લોકો કહેશે, પરન્તુ સિપાઇ આણીને તેમને કાઢી મુકવા સુધીની મજલ આવી હોય તો, તેમના બેશરમથી વળગી રહેવા બાબત કોઇ કાંઇ પણ બોલનાર નથી, પણ એવુ કરનારા મનુષ્યના નિર્દયપણા–વિશે માત્ર સર્વ લોકો ટીકા

ભાડાની ગાડીમાં બેશીને જવાની જરૂર પડે છે. તે વખતે યોગ્યાયોગ્ય વિચાર કરીને ચાલનારા લોકોને અવિદ્યાનું ઔદાર્ય રોકી રાખવાના પ્રસંગ, અને તેમ કર્યાથી થનારો ત્રાસ સોગવવાના પ્રસંગ પુષ્કળ આવે છે.

ગાડીભાડાનો દર કાયદાએ ઠરાવવો અથવા ગાડીવાળાઓમાં ચડસાચડસીએ તે આપેઆપ મુકરર થવા દેવો આ પ્રશ્નનો આ ઠેકાણે વિચાર કરવાની જરૂર નથી જો દર ઠરો તે લોકોની માહિતી સારૂ પ્રસિદ્ધ માન થાય તો મકે ગાડીઓની સંખ્યા, તેનો ઉપયોગ કરીને લેનારા લોકોની સંખ્યા, ગાડીવાનોના તથા ગાડીના માલિકોના થનાર ફાયદા ઇત્યાદિ વતોના ધોરણે કોઇ પણ ઠેકાણાની વ્યવસ્થા આપોઆપ ઠરે છે કારમના ઠરાવેલા દર પ્રમાણે વ્યવહાર ચાલ્યો નહિ તો તે જરૂરીના પ્રમાણુથી ગાડીનો ઉપયોગ કરતા પહેના ભાડું ઠરાવીને થાય છે પરંતુ કોઇકોઇવાર એવું થાય છે કે, એકાદો ગાડીવાળો "રિવાજ મુજબ આપજો" અથવા "તમારી મરજીમા આવે તે આપજો" એવો મોઘમ કરાર કરે છે, અને પછી ગાડી ઠેકાણા ઉપર આવી એટલે તેને શિરસ્તા પ્રમાણે ભાડું આપ્યું તોપણ અધિક માગવા લાગે છે કોઇકોઇવાર ગાડીવાળો પહેલાથી કબુલ કરેલું ભાડું આપ્યુ તોપણ વધારે માગવા લાગે છે ગાડીનો ઉપયોગ કરનારો મનુષ્ય અનેક વેળા તે ઠેકાણે આવ્યો હોય, અને તેટલું ભાડું તેણે અનેક વખતે આપેલું હોય તોપણ તે ગાડીવાળો સાંભળતો નથી શિરસ્તા પ્રમાણે પૈસા તેના અંગ ઉપર ફેંકી દીધા અને ગાડીમા બેસનારો મનુષ્ય ઘરમા પેશી ગયો તોપણ તે રસ્તા ઉપરજ ગાડી ઉભી કરી રાખે છે, અને બૂમ પાડીને મોટે મોટે અવાજે "હું ફરિયાદ કરી પૈસા લઇશ" એવી ધમકી પણ દે છે શો તમાશો છે તે જોવા સારૂ રસ્તા ઉપર ચારે બાજુએ લોક ભેગા થાય છે અને તે-

જોઇએ ? તે પણ અધિક પૈસા આપીને છૂટા થશે એ પૈસો મેળ
વવાની ઠીક યુક્તિ છે એમ જોઇને પુષ્કળ ગાડીવાળા તેમ કરવા
લાગશે, અને તેમને ફાયદો પણ ઘણોજ થશે અર્થશાસ્ત્રના નિયમ
આપણને ગમે અથવા ન ગમે, તે સૃષ્ટિશાસ્ત્રના નિયમો પ્રમાણેજ
ઘણા સખત છે ગાડીવાળાના ધંધામા સારા પૈસા મળે છે એવી લો
કોની સમજ થએથી ઘણા લોકો એ ધંધો કરવાને પ્રવૃત્ત થશે ઘ
ણાજ ખડેન લોકોને આ ધંધો ગમે છે ને રખડેલ લોકોનો હમેશા
સુકાળ હોય છે બીજા ધંધામા જેને સારી પ્રાપ્તિ થતી નથી એવા
પણ કેટલાક લોકો કટાળીને પોતાનો ધંધો છોડીને એ ધંધામાં પે
સશે હવે, ગાડીનો ઉપયોગ પૂર્વેના જેટલોજ કાયમ રહેશે, એમ ધ
રીએ તોપણ ગાડી વાળાની વધેલી સખ્યા ઉપર શો પરિણામ થશે
તે જુઓ વાસ્તવિક જોતા ભાડાનો દર વધવાને લીધે લોકો ગાડી
ઓનો ક્વચિતજ ઉપયોગ કરશે તથાપિ પહેલાના જેટલુજ કામ ધા
રીએ તોપણ તે પહેલા કરતા અધિક ગાડીઓમા વિભાગ થવાને
લીધે દરેક ગાડીને પહેલા કરતા ઓછું કામ મળશે પરન્તુ પ્રત્યેક ખે
પનુ ભાડુ પહેલા કરતા થોડુક વધારે હોવાને લીધે એકદર પ્રત્યેક
ગાડીનુ ઉત્પન આરભમા પહેલા કરતા કઇક વધારે થશે પરન્તુ તે
હળવે હળવે ઓછુ થતું જશે, અને છેવટે એટલું ઓછુ થશે કે,
એ ધંધામા નવા લોકો પેસશે નહિ, અને છેવટે નભતા નભતા
આ ધંધાથી પ્રત્યેક ગાડીવાળાને પહેલા જેટલી પ્રાપ્તિ થતી હતી તે
મળીજ થશે પહેલા કરતા ગાડીઓની સંખ્યા માત્ર હવે વધી, અને
તેની કિંમત પણ વધી કારણ નવીન ગાડીઓ લેવાની ગાડીઓના
માલિકોને ઉત્સુકતા હોય છે, એ જાણવાની સાથેજ ગાડીના કારખાના
વાળા સ્વાભાવિક રીતે તેની કિંમત વધારશે એટલે ગાડીના ભાડા
થી અધિક મળેલા પૈસા કેટલાક ગાડીના ધણીઓને, અને કેટલાક

ગાડીના કારખાના વાળાને એમ વેંચાઈ જશે. સિવાય જે કામ પહેલાંની ગાડીઓથી, ઘોડાથી, અને ગાડીવાળાઓથી થતું હતું તેના કરતાં ઓછું, અથવા વધારે ધારીએ તો તેટલુંજ કામ થવાને હવે વધારે ગાડીઓ, વધારે ઘોડા અને વધારે માણસો કામે લાગે છે. એટલે અધિક ગાડી, ઘોડા અને માણસો, એમને માટે ખર્ચ કરેલા પૈસાનો દૂરુપયોગ થાય છે. જરૂર કરતાં વધારે ભડોળ ગાડી ઘોડામાં રાખી મૂકવું એ દેશને નુકસાનજ છે. એટલાથીજ બસ થતુ " નથી જે લોકો શ્રીમંત હોય છે તેમને ભાડું વધ્યુ હોય તો ઘણી અડચણ પડવાનો સંભવ નથી. પરંતુ મધ્યમ પ્રતિના લોકોઉપર એનો વધારે પરિણામ થવાનો સભવ છે. પહેલાંનો દર કાયમ રહ્યાથી જેટલી વાર ગાડીઓનો ઉપયોગ તેમના તરફથી થશે તેટલીવાર દર વધ્યા પછી થવાનો નથી એટલે કેટલેક પ્રસગે શ્રમ સહન થઇ શકે નહિ, તોપણ, અને કામની ઉતાવળ હોય તોપણ પૈસાની તાણને લીધે ઘણા લોકોથી ગાડીઓનો ઉપયોગ થઇ શકવાનો નહિ આ ઉપરથી એવું દેખાઇ આવશે કે, પહેલા કરતાં વધારે પૈસા ખર્ચ થઈને સુખ માત્ર પહેલાં કરતાં કમી થયુ.

હવે, એકાદાએ વાજબી કરતાં વધારે માગણી કરી હોય તેને સ્પષ્ટ "ના" કહેતાં દૂરના પરિણામના એટલા સર્વ વિચાર તેવું કહેનારાના મગજમાં આવે છે, અથવા આવવા જોઇએ એમ કહેવું નથી. તેજ પ્રમાણે એકાદા મનુષ્યે એવી માગણી પ્રમાણે વધારે પૈસા આપ્યા કે તરતજ ઉપરનાં સર્વ પરિણામ બની આવેછે એમ પણ નથી. ઉપરના વિવેચનનો હેતુ એટલોજ દર્શાવવાનો છે કે આ વ્યવહાર જો કે છેક ક્ષુલ્લક દેખાય છે તોપણ તેનાં પરિણામ અતિશય ગુંચવાડાનાં અને ઘણાં દૂર સુધી જઇ પહોંચનારાં છે.

વળી એક એવાજ પ્રકારનું ઉદાહરણ લઇએ; મોટા મોટા શ-

હેરમાના શ્રીમંત લોકો માટે જે ભવ્ય ભોજનગૃહો છે તેમાના ચાકરોની કિફાયતની કલ્પના માહિતગાર ન હોય એવા મનુષ્યથી થઇ શકવાની નથી મોટા મોટા ધાગત લોકો એવા ભોજનગૃહમા જાય છે એટલે આ ચાકરો તેમના શબ્દ ઉપાડવામા તૈયાર રહે છે અને તે જ્યારે નીકળવા એગને તેમની પાસે બક્ષિસ માગે છે શ્રીમંત લોકોને નાણાનો ઉપયોગ કરવાની હમેશા શરમ લાગે છે કારણ પોતે શ્રીમંત છે, એ સર્વ સમજે એવી તેમની ઇચ્છા હોય છે રૂપાના પરચુરણ નાણા આપવા એ પણ પોતાની યોગ્યતાને કમીપણુ આપનારુ છે એમ તેમને લાગે છે ત્યારે રૂપાનું મોટુ નાણું અથવા સોનાનુ એકાદ નાનુ નાણુ જે હાથમા આવે તે આપીને સાહેબની સ્વારી રવાના થાય છે। આવા ભોજનગૃહમાના એકાદા ચાકરની આવી કિફાયતી જગા ખાલી થાય તો અનેક લોકો ત્યા પ્રાપ્તિના પ્રમાણથી ઓછો પગાર લઇને અથવા બિલકુલ પગાર ન લેતા ચાકરી કરવાનું કબુલ કરે છે અથવા પદરની પણ કંઇ રકમ ભોજનગૃહના માલિકને આપીને ગમે તે રીતે તે જગા મેળવવા વિષે યત્ન કરે છે આ વાતનું પણ પરિણામ માછીવાળાના પૂર્વોક્ત ઉદાહરણ સન્મુખ જ થાય છે એટલે તે ચાકરી મેળવવાને એટલા પૈસા ભરવા પડે છે કે આખરે તે ધંધામા બીજા ધંધા કરતા વધારે પ્રાપ્તિ રહેવા પામતી નથી

આ ઉદાહરણ ઉપરથી એવુ સ્પષ્ટ લક્ષમા આવવા સરખુ છે કે જ્યારે એકાદા ધંધામાના મનુષ્યોને થએલી ચાકરીના યોગ્ય મોબદલા કરતા વધારે પૈસા કંઇ પણ પ્રકારના સ્વરૂપે આપવામા આવે છે તે વખતે અર્થશાસ્ત્રના નિયમો પ્રમાણે વધારે લોકો તે ધંધો કરવાને ઇચ્છે છે, અને ફરીને પ્રાપ્તિનું માપ પૂર્વ સ્થિતિમા આવે ત્યા સુધી ચડસાચડસી ચાલતી રહે છે એમ થતા ઘણીવાર પૈસાનો અને શ્રમનો દુરૂપયોગ થાય છે આ વાત ધ્યાનમા રાખીને, ક્ષણિક

સુખ માટે કાગના યોગ્ય મોકલતા કરતાં જ્યારે કોઇને ન દેવા માટે મનને રોકવું એ નિરાત્મક પરોપકારદૃષ્ટિએ પ્રત્યેકનું કર્તવ્ય છે.

હમેશાં રેલવેના સ્ટેશન ઉપર હજારો લોકો દેખીતું ઔદાર્યનું અથવા પરોપકારનું પરંતુ વાસ્તવિક લોકોના નુકસાનનું કામ કરે છે. એ કામ એટલે સ્ટેશનમાસ્તર, ગાર્ડ, સિપાઇ અને હમાલ એ લોકોને બક્ષિસ આપવી એ છે કોઇપણ સંસ્થાની શરૂઆતમાં સર્વ વ્યવહાર પ્રમાણિકપણાએ ચલાવવો એવી તેમના ઉત્પાદકોની ઇચ્છા હોય છે, અને તે દૃષ્ટિએ જૂદાં જૂદાં કામો જૂદા જૂદા મનુષ્યો ઉપર સોંપી દીધેલાં હોય છે. એ કામો કરવાં એ તેમનાં કર્તવ્ય હોઇને તેમને બદલે તેમને તે સસ્થા તરફથી પગાર મળેલો હોય છે, માટે બીજા મનુષ્યે તેમને જૂદો મોબદલો આપવાની કંઇ જરૂર હોતી નથી. પરંતુ મનુષ્યના એકલપેટાપણાને લીધે લબાડીને અવકાશ મળીને લાંચરૂશવતના પ્રકાર શરૂ થાય છે. ઉદાહરણમાં પહેલવહેલી આગગાડીની શરૂઆત થઇ તે વખતે ઘણાં વર્ષ સુધી આગગાડીમાં મુસાફરી કરનારા લોકો પાસેથી પૈસા ન લેવા માટે સખ્તીના નિયમ હતા, અને તે તોડનારને સખત શિક્ષા કરવામાં આવતી. પરંતુ ત્યાંપણ આ સખ્તાઇ નહિ જેવી થઇને, રેલવેના નોકરોમાં પૈસા ખાવાનો વહીવટ ઘણો આરો ચાલે છે. આ પ્રથા ચોતરફ એટલો પ્રસરેલો છે કે, તેવું કરવું એજ સ્વાભાવિક અને ન કરવું એ રીતિ વિરૂદ્ધ એમ લોકોને લાગવા માંડ્યું છે એમ વર્તવું નહિ એવો નિયમ કરનારને ઘણી વખત અડચણ સોસવી પડે છે. કારણ જે લોકો પૈસા આપશે તેમનું કામ પ્રથમ કરવૂ, અને ન આપનારનું પછીથી કરવું, અથવા વખત નથી એમ કહીને કરવુંજ નહિ, એવી આગગાડી ઉપરના નોકરોની સાધારણ રીતજ પડી ગયેલી છે.

આ પ્રકાર એકલપેટાપણાથી ઉત્પન્ન થઈને તેને લીધે અનેક ઘાતક પરિણામ બને છે, એ ઘણા થોડા લોકોના લક્ષમા આવતું હશે. આ દુષ્ટ ચાલથી થનારા કેટલાક પરિણામનો વિચાર કરીએ.

રેલવે કંપનીના ભાડાનો દર એવી સમજુતીથી ઠરાવવામાં આવે છે કે, નિયમિત ભાડું આપ્યુ એટલે પ્રવાસ કરનારા મનુષ્યો-ને તેમના સામાન સહિત એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોચાડવાની, અને વર્ગ પ્રમાણે તેમની કઇક વ્યવસ્થા કરી આપવાની જવાબદારી કંપની ઉપર રહે છે ઉપરના વર્ગમાંના ઉતારૂનો સામાન સ્ટેશન ઉપરથી ઉચકીને આગગાડીના ડબામાં મૂકવો અને મુકરર કરેલે ગ્યજો પહોચ્યા પછી તે ડબામાંથી કહાડીને સ્ટેશન ઉપર લાવવો, એ વ્યવસ્થા કંપનીએ કરી મૂકેલી હોય છે. એ કામ કરવાને વાસ્તે પોરટર કે હમાલ લોકો ચાકરીમાં રાખેલા હોય છે. ઉપરના વર્ગમાના પ્રવાસ કરનાર સર્વ લોકોના આ કામ તેમણે કરવા જોઇએ, અને તેમના ઉપર સર્વનો સરખો હક છે. એક ઉતારૂ તરફ જ આ લોકોએ વધારે લક્ષ આપ્યુ, એટલે સ્વાભાવિક બીજા ઉતારૂ તરફ દુર્લક્ષ થાય પ્રારભમા ચાર આઠ આનાની જેને પરવા નથી એવા લોકો આ ચાકરો પાસેથી પોતાનું કામ વિશેષ કાળજી પૂર્વક કરાવવુ અથવા પ્રથમ કરાવવું તે માટે તેમને દાનના પૈસા આપે છે અને લીધે તે લોકોના કામ તરફ વાજબી કરતાં વધારે વખત ગુમાવીને જે લોકોને તેમની વિશેષ જરૂર હોય છે, તેમને તેમનો ઉપયોગ થતો નથી. આવી રીતે પૈસા આપનારાનો હેતુ જો કે પોતાનો ફાયદો થવો એટલોજ હોય છે, તોપણ તેને લીધે બીજાને ટોટો થયા વગર રહેતો નથી પૈસા લીધા શિવાય મનથી કામ કરવું નહિ એવી તેમને ટેવ પડે છે, અને જેમને શક્તિ હોય તે લોકો પૈસા આપીને પોતાના કામો કરી લે છે. એકાદા પહેલા વર્ગનો શ્રીમંત જેવો ઉ-

તાકી રહે છે કે, તેમનાથી પોતાને ઘણી પ્રાપ્તિ થશે એવા વિચાર મનમાં આણીને હમાલ લોકો તેની આસપાસ ભેગા થાય છે અને છત્રી, પોટલી, પેટીઓ, પાકીટો વગેરે તેનો સામાન વ્યવસ્થાથી ડબામાં ગોઠવવામાં તેમનો વખત જાય છે. અહીં એકાદો મધ્યમ સ્થિતિનો મનુષ્ય હાથમાં બારે પાકીટ લઇને ઉભો હોય તોપણ તેને કોઇજ મદદ કરનાર નથી; કારણ તેની પાસેથી કંઇ પ્રાપ્તિ થવાનો સંભવ હોતો નથી. કેટલીક બીચારી બાઇડીઓ તો સાથે છોકરાં અને સામાન હોવાને લીધે, હવે ગાડી લીધા શિવાય નીકળી જશે કે શું એ બીકથી છેક ગભરાઇ જાય છે. પોતાને પણ મોટા લોકો તરફથી પૈસા મળવાની આશાએ ગુંથાએલા હમાલ તેમના તરફ લક્ષ આપતા નથી. આવા પ્રકારે હમાલોને પૈસા આપવા એ તેમના ઉપર ઉપકારજ કરવો એમ શ્રીમાનને લાગે છે, પરંતુ બીજા લોકો ઉપર તે અપકાર થાય છે.

આ કરતાં પણ અનિષ્ટ પરિણામ ઉપરના પ્રકારથી કોઇ કોઇ વાર બની આવે છે. જે ઉતારૂ તરફથી કંઇ મળવાનો સંભવ નથી તેમને પણ છેવટે યોગ્ય ઠેકાણે લઇને બેસાડવા પડે છે, અને તેમનો સામાન ઉપર ચઢાવવા માટે થોડી ઘણી મદદ કરવી પડે છે. એ સર્વે થાય ત્યાં સુધી ગાડીને રોકવી પડે છે. શ્રીમંત લોકો તરફ વાજબી કરતાં વધારે લક્ષ આપવામાં જે વખત જાય છે તે વખતમાં બીજા લોકોનાં પણ કામ થવા સરખાં હોય છે. પરંતુ હમાલની પૈસાની લાલચે વધારે વખત ગયો તેથી ગાડીને વાર થાય છે. મોટાં મોટાં સ્ટેશનો ઉપર ઘણીવાર એવું થયેલું અનેક જણના જોવામાં આવ્યું હશે. ઠેકાણે ઠેકાણે થોડી થોડી વાર થઇ તોપણ દૂર દૂરના પ્રવાસીઓને કોઇ કોઇવાર નીમેલા વખતથી કેટલાએક કલાક વાર લાગે છે અને તેથી ઘણીવાર તેમની ગેરસોઇ થાય છે. જે

પ્રકારની મદદ મળવા સારૂ પ્રત્યેક ટીકીટ વેચાતી લેતાં પૈસા આ-
પ્યા હોય છે, તે પ્રમાણની મદદ કેટલાકને તેમના ભાગ કરતાં વધારે
મળેલી તેથી સહેજે તેનો પરિણામ ભોગવવો પડે છે એટલુંજ
સર્વ ભામ થતું નથી આગગાડીના સંબંધે જે અનેક અકસ્માત થા-
ય છે, તેમાંના ઘણાએક અનિયમિતપણાને લીધે બની આવે છે.
જે વખતે જે ઠેકાણે પ્રત્યેક ગાડી આવવી જોઇએ તે વખતે તે ઠેકાણે
અણવખતી ગાડીને આવવાનો સબબજ નથી.

બીજાં પણ આનુષંગિક અનિષ્ટ પરિણામ આ પ્રકારથી બને છે
હમાલોને લાગ આપવાના રીવાજથી હળવે હળવે ગાર્ડ લોકોને
લાંચ આપવાનો વહીવટ શરૂ થાય છે. અને તેથી કેટલાક ગેરફાયદા
થાય છે ગાર્ડને રૂપિયો, બે રૂપિયા આપ્યા એટલે તે દશ માણસને
બેસવાનું ખાનું (કંપાર્ટમેન્ટ) બે ચાર માણસને હવાલે કરી તેને તાળું
અડકાવી રાખે છે આને લીધે બીજે ઠેકાણે ઘણી ભીડ થાય છે આ
કુંચી દીધેલા ખાનામાં જે બે ત્રણ આસામી બેઠેલા હોય છે તે
પોતાનો સામાન ચોતરફ પસારી રાખે છે અને જનાર આવનારને
ત્યાં બીજા માણસો બેઠેલા હોય અથવા બહાર ગયેલા હોય એમ લાગે
એવી તજવીજ કરે છે. અને તેમને પ્રત્યક્ષ પૂછીએ તોપણ તેવુંજ
કહે છે એકાદો મનુષ્ય પછી હોય તો તે બીજા ડબામાં ગર્દી થયે-
લી હોવાથી એટલે ફરીને આ ખાલી ખાનામાં આવે છે. ત્યાં
ખરેખર વધારે માણસો બેઠેલા છે કે શું એનો પૂરો તપાસ કરીને
ગાર્ડને તે ખાનું ઉઘાડવાની રજા પડાવે છે પરંતુ ગાર્ડને જ્યારે વિ-
શેષ સખ્તાઇ બતાવે ત્યારેજ તે નરમ પડે છે, સાધારણ મનુષ્યને
તે દાદ આપતો નથી જો સુખને વાસ્તે સર્વ ઉતારૂએ સરખા પૈસા
આપેલા હોય છે તે સુખનો કંઇ અંશ કેટલાકની પાસેથી લેઇને તે
બીજાને આપવાને તૈયાર થઇ પોતાનો ફાયદો કરી લેવાને કંપનીના

પગારી નોકરો કેમ તૈયાર થાય છે, એ પહેલાં આપેલા પોર્ટરો (હ-
માલો) ના ને લગતાં આપેલા ગાર્ડનાં ઉદાહરણો ઉપરથી સારી રીતે
સમજમાં આવવા સરખું છે. વળી એક કારણને માટે ગાર્ડોને ઘણીવાર
લાંચ આપવામાં આવે છે. સુધરેલા મનુષ્યોનું સારા કામમાં જેટલું
બુદ્ધિકૌશલ્ય દેખાય આવે છે તેટલુંજ કોઇકોઇવાર નઠારા કામમાં
પણ દેખાઇ આવે છે. કેટલીક રેલવે કંપનીની ગાડીઓમાં સર્વ ડબા-
મા તંબાકુ પીવાની પરવાનગી હોતી નથી. બીડી પીવાને વાસ્તે ધ-
લાયદો ભાગ રાખી મૂકેલો હોય છે, અને તે ઉપર 'બીડી પીવા વા-
સ્તે" એવું પાટીયું મારેલું હોય છે જે ડબામાં બીડી પીવાની પરવા-
નગી નથી હોતી તેમાં બેસીને બીડી પીવા માટે કેટલાક લોકો ગા-
ર્ડને લાંચ આપે છે. આ લાંચ લેવાના પ્રકારમાં કેટલેક ઠેકાણે
એટલો સુધારો થયેલો છે કે, "બીડી પીવા વાસ્તે" એવા અક્ષરથી
છાપેલી ચીઠીઓ ગાર્ડ લોકોના ગજવામાં તૈયાર હોય છે, અને જે
લોકો લાંચ આપે છે તેમના ડબાના ખાનામાં તે ચોડાડી દે છે. આ
વાતનો પરિણામ કેટલેક ઠેકાણે એવો થયો છે કે ગાડીના સર્વ ડબા-
માં તંબાકુના ધુમાડાની એક પ્રકારની દુર્ગંધ છૂટે છે.

પહેલુ નો સ્વાર્થ માટે કેટલાક ઉતારુઓએ પોર્ટર (હમાલો) ને
લાંચ આપવાનો જે શરૂઆત કરી તેનાથી થનાર પરિણામનાં કંઇક
ઉદાહરણ ઉપર આપેલાં છે. આ પ્રકારથી કેટલેક પ્રસંગે સામાન ખો-
વાય છે. અને વિત્ત તથા જીવનો પણ નાશ થાય છે સમાજનું પરિ-
ણામે હિત શામાં છે એ ઓળખીને તે સાધવા માટે, તાત્કાલિક પ-
રિણામ તરફ લક્ષ નહિ ને ઉત્પન્ન થયેલા મનોવિકારને લીધે જે ક્રિયા કરવા
તરફ મનની પ્રવૃત્તિ થઇ હશે તે ન કરવા માટે મનનું સંયમન કરવું,
અને પ્રસંગે તેને માટે લોકોના રોષને અથવા દ્વેષને પણ પાત્ર થવું,
એ નિરાત્મક પરોપકારનાં તત્વો છે.

વળી એક અયોગ્ય મોજદાનો પ્રકાર ઘણીવારબની આવે છે, તે બંધ કરવા વિષે પ્રયત્ન કરવો ઘણો જરૂરનો છે પોતાના ગરીબ ચાકર માણસોને વરસમાં એક બે વાર કંઈ વિશેષ બક્ષિસ આપવાનો ચાલ આપણા લોકોમાં છે, અને તે બક્ષિસને આપણે બોણી કહીએ છીએ ઇનામ ઇતબારથી ચાકરી કરનારા લોકોઉપર ખુશ થઈને કોઈ વખતે બક્ષિસ આપવી એ સારૂં છે, પરંતુ આ રીતનું પરિણામ ગમે એવો ચાકર હોય તોપણ તેને બોણી આપવી જોઈએ એમ થાય છે આ સબંધી વધારે ઘોઘાટ કરવાની જરૂર નથી, કારણ બોણી આપનારાનો અને લેનારાનો નિદાન હમેશનો સબંધ હોય છે પરંતુ ચાકર માણસોનું અનુકરણ કરીને, જેમની સાથે આપણો વધારે સબંધ નથી એવા લોકો પણ બોણી માગવા આવે છે, અને "નહિ" કહેવું જીવ ઉપર આવે છે તેથી તેને કંઈપણ આપીને લોકો તેની વ્યવસ્થા કરે છે એવી રીતે આ પ્રકાર ઘણો વધેલો છે એમદો મનુષ્ય જો કોઈ મોટા કામદારને મળવાને ગયો એટલે તેના સિપાઈ આ માણસ પાસે બોણી માગવા આવે છે કાગળપત્ર વહેંચનારા પોસ્ટના સિપાઈઓ, રેલવેની બેગીઓ પહોંચાડનાર હમાલ, અને તાર આફીસના તાર પહોંચાડનારા મનુષ્ય વખતે વખતે ત્રાસ આપીને બોણી લીધા વગર રહેતા નથી એ લોકોને પોતપોતાના કામ કરવા બદલ સારો પગાર મળે છે, અને તેમને વિશેષ બક્ષિસ આપવા સરખો તેમનો અને લોકોનો સબંધ હોતો નથી ઘણા લોકો આ બક્ષિસ મનથી આપતા નથી, પરંતુ તે આપી નહિ તો પોતાની હલકાઈ દેખાશે અને તેમને ખોટું લાગશે તેથી મોટી નાખુશીથી આપે છે આ બક્ષિસ સબંધી મોટા અધિકારીઓના સિપાઈ તે અધિકારીના હાથ નીચેના છેક નના નોકર સરખાને અતિશય ત્રાસ આપે છે કોઈ કોઈવાર તો બોણી માગનારા સિપાઈ બોધ્ધી

આપનારા કારકુન કરતાં ધીમંત હોય છે. આ પ્રકાર બંધ કરવા માટે જે વખતે એવો કોઈ મનુષ્ય બોણી માગવા આવે તે વખતે તેનો સખત શબ્દથી નિષેધ કરીને, તે વિષે પ્રતિકૂળ ટીકા થાય તોપણ આપણે સહન કરવી જોઇએ.

ઉપરનાં સર્વ ઉદાહરણો ઉપરથી એવું અનુમાન કરાશે કે, જે વખતે ઉભય પક્ષમાં સ્પષ્ટ કરાર હોય છે તે વખતે થનારી આપ લે થાય તેટલી તે કરારને અનુસરીને કરવા તરફ લક્ષ આપવું, અને જે વખતે તેવો સ્પષ્ટ કરાર ન હોય તે વખતે સ્પષ્ટ કરાર કરાવવાનો હોત તો તે જે પ્રકારનો થયો હોત તે પ્રકારનો કાલ્પનિક કરાર મનમાં આણીને, આપ લેનો વ્યવહાર જેટલો તેને અનુસરીને થાય તેટલો કરવો, આ વાતથી સમાજનું હિત છે.

સૃષ્ટિમાં ચારે તરફ ઉત્ક્રાંતિ થતી જાય છે; તેમાં અસ્પષ્ટપણાથી સ્પષ્ટપણા તરફ અથવા અમર્યાદપણાથી મર્યાદપણા તરફ ગતિ ચાલેલી હોય છે. આ ગુણ મનુષ્યજાતિના સુધારામાં દેખાઇ આવે છે. જેમ જેમ મનુષ્ય સુધરતો જાયછે તેમ તેમ તેના વ્યવહારમાં અધિકાધિક નિયમિતપણું આવે છે. મનુષ્યની પ્રાથમિક સ્થિતિમાં પગાર અથવા મજુરી, સ્પષ્ટ કરાર અને પદાર્થોની નિયમિત કિંમત એ વાતની કલ્પના પણ આવવાનો સભવ નથી. તે વેળાની સ્થિતિ જોતાં પ્રબળોએ દુર્બળ પાસેથી જબરાઇથી જોઇએ તે કામ કરી લેવું, અને જોઇએ તો તેને કંઇ બક્ષિસ આપવી; દુર્બળોએ પ્રબળો પાસેથી કામ કાઢી લેવું હોય તો તેમણે તેમની ખુશામત કરી કોઇ પણ રીતે તેમને રાજી કરી પોતાનું કામ સાધી લેવું. જમીદારને ત્યાં તેના કનિષ્ટ ધારણ કરનારે વર્ષમાં કેટલાક દિવસ વેઠ કરવી; એટલે તેની પાસે ફોકટ કામ કરાવવું અને જમીદારે તેને કંઇ બક્ષિસ આપવી, એવો રીવાજ અદ્યાપિ

કોંકણમા ચાલે છે એ ચાલ પૂર્વે જખતાઇથી લાગ કરવી લેવાની જે સામાન્ય રીતિ હતી તેનેજ બતાવનારો છે. મનુષ્યના ઘણાખરા વ્યવહારનો હેતુ એક પ્રકારનાં સુખ બીજાને આપવા અને તે પ્રકારના સુખનો તેની પાસેથી મોબદલો લેવો, આ હોય છે આ સુખનો અદલો બદલો માણસોની જગલી સ્થિતિમા ઘણો અવ્યવસ્થિત હતો, તેને વ્યવસ્થિત સ્વરૂપ આપીને કઈ નિયમના પ્રબધમા આણવુ એ સુધારાનુ એક અગ છે સ્પષ્ટ અથવા ગુપ્ત કરારનું પોતે ઉલ્લઘન કરવુ, અથવા બીજાને તેવુ કરવાને પ્રવૃત્ત કરવુ, એટલે સુધારાથી દૂર ભ્રમણ કરવુ થાય આ સમાજની અવનતિનો માર્ગ ટાળવાવિશે યત્ન કરવો જોઇએ

યોગ્ય મોબદલા કરતા વધારે દેણગી આપ્યા શિવાય મનુષ્યનો વ્યવહાર સરળ રીતે ચાલવાને હરકત આવવાની નથી રેલ્વેની શરૂઆત થયા પછી કેટલાક વર્ષ સુધી સર્વ વ્યવહાર સરળ રીતે ચાલતો હતો, અને પોતાના કામો કરી લેવા સારૂ ઉતારૂ લોકો કપનીના ચાકરોને દેણગી આપતા નહતા ભોજનગૃહમાના ચાકર લોકો પણ પ્રારભમા પોતાના કામ પોતાના પગારમાજ સતુષ્ટ રહીને કરતા હતા. પરતુ કઇક કારણથી એકવાર લગાડીનો પ્રકાર શરૂ થયો એટલે તે ચારે તરફ પ્રસરે છે એવા ઘાતકી પ્રકાર બધ કરી પોતાના કામો સાધી લેવા માટે યત્ન કરવો જોઇએ જે લોકોને અયોગ્ય મોબદલો આપવાનો તેમને અગે પ્રમાણિકપણુ હોય તો, તે લોકો પણ કોઇકોઇવાર આવી દેણગીનો સ્વીકાર કરતા નથી એમ જણાય છે એકવાર એક ગરીબ બાઇએ ખુદ સ્પેન્સર સાહેબનું કઈ કામ કર્યું, ત્યારે તે કામ બદલે તેણે જે મજુરી માગી તે ઘણી થોડી છે એમ તેને લાગી ને તેને અધિક પૈસા આપવા માંડ્યા પરતુ પોતાની યોગ્ય મજુરી લેઇને બાકીના પૈસા તેણે પાછા આપ્યા. તેથી આ

પ્રકરણમાં કહેલા અયોગ્ય મોંઘવારીનો કેટલોક પ્રકાર બંધ કરવાને ઉભયપક્ષ તરફથી પણ મદદ થવાનો સંભવ છે.

ધણી અને ચાકર એમના સંબંધને અનુસરીને નિરૃત્યાત્મક પરોપકારની દૃષ્ટિથી એક કર્તવ્ય ઉત્પન્ન થાય છે, ને એ કે, ઉભયતાની મધ્યે ઠરાવ કરતી વખતે ચાકરને પોતાનો પગાર કમી છે એમ લાગવું કામનું નથી. અનિયમિત રોજગી બંધ કરી તો પોતાને નુકસાન થશે એમ ચાકરને લાગશે, પણ એ નુકસાન કાળાંતરે નિયમિત પગારમાં વધારો થઇને પૂરું થશે.

---

## પ્રકરણ ૪ થું

### પોતાના ઉત્કર્ષની મર્યાદા.

પૈસા અથવા જેની કિંમત પૈસાથી થાય એવા મૂર્ત અથવા અમૂર્ત પદાર્થની આપ લે સાથે જેનો સંબંધ છે એવા નિરૃત્યાત્મક પરોપકારનો પહેલાં ત્રણ પ્રકરણમાં વિચાર થયો. હવે મનુષ્યોના અન્યોન્ય વ્યવહારથી તેમને જે સ્વાભાવિક રીતે ફાયદો થાય છે, અથવા તેમના મનને સમાધાન અથવા સુખ થાય છે, તેનો વિચાર આગળના ત્રણ પ્રકરણમાં કરવાનો છે પૈસાનો અથવા મૂલ્યવાન પદાર્થોની આપ લેનો જેમાં સંબંધ નથી એવા મનુષ્યોના વ્યવહાર પણ પરોપકાર બુદ્ધિથી ચાલતા હોય તો સમાજમાંની વધારે વ્યક્તિને સુખ થઇને સમાજનું કલ્યાણ થાય છે, પણ તેજ કેવળ સ્વાર્થની દૃષ્ટિએ ચાલતા હોય તો એકના સુખ વાસ્તે બીજાને દુઃખ થઇને સમાજનું અકલ્યાણ થાય છે. પ્રત્યેક મનુષ્યને, પોતાના વ્યવહાર બીજાના ફાયદાના, સમાધાનના, અથવા સુખના આડે ન આવે એવી

રીતે મનનું સયમન કરવાને કહેવુ એ નિવૃત્યાત્મક પરોપકારનુ કામ છે

એકાદા મનુષ્યને અગે વિશેષ પ્રકારના શારીરિક અને માનસિક ગુણ હોય તો, તે જે પ્રમાણે તેને બીજા કરતા અધિક સપત્તિ મેળવી આપે છે, તેજ પ્રમાણે તે ગુણને લીધે તેની પ્રતિષ્ઠા અથવા વખાણ પણ થાય છે બીજા કેટલાક શારીરિક અને માનસિક ગુણ એવા છે કે, તેમની સપત્તિ મેળવવાના કામમાં મદદ ન થતા તેમને લીધે મનુષ્યને લોકપ્રિયતા સપાદન કરતા આવડે છે ચડસા ચડસી સબધે વિચાર કરતા, બીજાના કલ્યાણ તરફ દુર્લક્ષ કરીને પોતાનાજ ફાયદા તરફ પોતાની શક્તિનો અમર્યાદ ઉપયોગ કરવો યોગ્ય નહિ એમ કહેવામા આવ્યુ છે હવે આ ભાગમા મનુષ્યે પ્રતિષ્ઠા મેળવવા વાસ્તે અથવા લોકપ્રિયતા સપાદન કરવા માટે પોતાના અસામાન્ય ગુણનો ઉપયોગ ક્યા સુધી કરવો, અને બીજાને તેવા પ્રકારના સુખો મળે એ માટે આત્મસયમન ક્યારે કરવુ આ વાતનો વિચાર કરવાનો છે

આ વાતનો વિચાર કરવા લાગ્યા એટલે ઘણાજ કઠણ પ્રશ્ન ઉદ્ભવે છે મનુષ્યેતર પ્રાણિના ઘણાજ વ્યવસાયનુ વલણ જીવનાર્થકલહ તરફજ હોય છે મનુષ્યની આદ્ય સ્થિતિમા પણ જીવનાર્થકલહના સ્વરૂપમાં ઘણો ફેરફાર થતો નથી પરતુ મનુષ્ય જેમ જેમ સુધરતો જાય છે તેમ તેમ તેની અનેક શક્તિનો વિકાસ થઇ જઇને તેની ઇચ્છા અને આશા એનું સ્વરૂપ ઘણુ સકિર્ણ થાય છે સુધરેલા દેશોમાં પણ ઘણાક વ્યવસાય જીવનાર્થ કલહથીજ પ્રેરીત હોય છે પરંતુ જે લોકોને નિર્વાહના સાધનની ઘણી પચાત પડતી નથી, એવા લોકોમા પ્રતિષ્ઠા સારુ જે કલહ ચાલેલો હોય છે તેને "ઉત્કર્ષાર્થ કલહ" એવુ નામ આપ્યુ હોય તો ચાલશે બીજા લોકો ઉપર આપણે આપણુ

તેની વિરૂદ્ધ બોલવાની કોઈની છાતી ચાલતી નથી એવા અનેક સભાષણમા કુશળ ગૃહસ્થોનુ એક ઠેકાણે મળવાનું થયુ એટલે તેમનામા જે સ્પર્ધા શરૂ થાય છે તેના યોગે ઘણુ કરી તેમનામા વૈર થયા વગર રહેતું નથી કોઈકોઈ વાર ઘણી મડળીમા એવો એકાદો મનુષ્ય હોય એટલે ઘણુ કરીને તેનુજ બોલવાનુ હોય છે, અને બીજા કોઈને બોલવાનો અવકાશ મળતો નથી આવા પ્રકારનું પોતાની બુદ્ધિનુ અને ભાષણચતુરાઈનુ પ્રદર્શન કરીને પોતાના પ્રકાશમા બીજાને ઝાખા પાડવાનો યત્ન કરનાર ગૃહસ્થ ઘણુ કરીને લોકોને પસદ પડતા નથી સભાષણપટુતા આ ગુણ છે ખરો, પણ તેનોજ અમર્યાદ ઉપયોગ કર્યાથી તે દોષ થાય છે બીજા કેટલાક ઉદાર મનના એવા ગૃહસ્થો જડી આવે છે કે, તેમને અગે જો કે સર્વ લોકો ઉપર દાપ બેસાડીને પોતાનુ તેજ ચારે તરફ ફેલાવવાની શક્તિ હોય છે તોપણ તે શક્તિનો ઘણો ઉપયોગ ન કરતા મડળીમા બેઠેલા કેવળ અપ્રસિદ્ધ અથવા શરમાળ મનુષ્યને પણ બોલવાને અવકાશ મળશે અને સભાષણના આનદનો ઉપભોગ તેમને લેવા દેવો એવા ધોરણે તે વર્તન કરે છે જો કે એ પ્રકારના લોકો મળ્યા તેમા પહેલા પ્રકારના લોકોને નિઃસ્વાર્થાત્મક પરોપકારનો ગધ પણ નથી હોતો પરતુ બીજા પ્રકારના લોકોના આચરણ નિઃસ્વાર્થાત્મક પરોપકારના તત્વોને અનુસરીને હોય છે કોઈ પણ વાતની પ્રાપ્તિ વાસ્તે વિશેષ શ્રમ કર્યો એટલે તે આધિવ્યાધિજ દૂર જાય છે એવો સાધારણ નિયમ છે, તે પ્રમાણે પહેલા પ્રકારના લોકોની સ્થિતિ હોય છે તેમાં જો કે આત્મવિજય વિષે સમાધાન લાગે છે અને બુદ્ધિ કૌશલ્ય વિષે લોકો તેની તારીફ કરે છે તોપણ તેનો સ્વભાવ કોઈને ગમતો નથી, અને તેને લીધે લોકોમા તેની કિંમત ઓછી થાય છે

સભાષણના જુસ્સામા કેટલાક લોકો બીન માહિતીને લીધે અ

આખ આગ્રહ કરીને તેનો ઉલ્લેખ ન કરવો એજ યોગ્ય થશે આ-વે પ્રસંગે સ્વોત્કર્ષની સ્વાભાવિક ઇચ્છા પ્રબળ થઇ તોપણ તેનું સંયમન કરવું એમાજ સર્વેનું કલ્યાણ છે

સભાગૃહ અથવા ખાનગી વાદવિવાદ ચલાવવા સંબંધી ઉપર જે વાતનું થોડામાં દિગ્દર્શન કર્યું છે, તેજ વાત મોટી મોટી સ-ભામાં થનારા અથવા વર્તમાન પત્રમાં ચાલનારા વાદવિવાદ સંબંધે પણ લક્ષમાં રાખવું જોઇએ ઘણું કરીને આવા પ્રકારના વાદવિવાદ શરૂ થયા એટલે તે વ્યક્તિ ઉપર ધસારો કરે નહિ એમ ઘણું કવ-ચિત બની આવે છે વ્યક્તિ ઉપર આવ્યા પછી વિચાર એક બા-જુએ રહીને વિકારોનુંજ પ્રાબલ્ય થાય છે, અને તત્વબોધ, આ જે વાદનો મુખ્ય ઉદ્દેશ તે એક બાજુએ રહે છે પ્રતિપક્ષીને નીચો પાડવાનું કરવાથી થનારી કીર્તિની આશાએ મનુષ્ય કોઈ કોઇવાર એ ટલો ઘેલો બની જાય છે કે, તેના હાથથી નિર્દયપણાના અને અ પ્રમાણિક પણાના પ્રકાર બને છે, અને સત્ય બહાર પાડવાને પ્રતિબંધ થાય છે આવે પ્રસંગે સખત ચાલનારી કલમને અથવા જીભને રોકવાથી સમાજને ફાયદો થશે અને ખાનગી વૈર ઓછું થશે પ્ર તિપક્ષી ઉપર સ્પષ્ટપણે કોઇપણ પ્રકારનો આરોપ ન કરતા પોતાની બાજુનો પુરાવો અને પ્રમાણો, અને તે ઉપરથી નીકળનારા અનુમાનો વ્યવસ્થિત રીતે બતાવવા માટે થાય તેટલો યત્ન કરવો, અને મુખ્ય મુ-દ્દાને બાધ ન આણનારી નાની નાની બારીક શરીરિક ભૂલો તરફ ઔદા-ર્યથી દુર્લક્ષ કરવું, પછી તે ભૂલો વસ્તુ સ્થિતિ બતાવનાર સબંધની હો અથવા તર્કશાસ્ત્રની દૃષ્ટિએ થયેલી હો ઔદાર્યનું ક્ષેત્ર વળી થોડું ફેલાવો થવા સરખું હોવાથી પ્રતિપક્ષીના પુરાવા અને પ્રમાણો પૈકી જેટલી વાતો કબુલ કરવા સરખી હોય તેટલી કબુલ કરીને તેની અપૂર્ણતા સિદ્ધ કરવાનો યત્ન કરવો જો પ્રતિપક્ષીએ અપ્રમાણિક-

ખરું મત છુપાવવાનો યત્ન કર્યો હોય તો દંભ ખુલ્લું પાડવાનું કરવું જરૂરનું છે; પરંતુ તેવો કોઇ પ્રકાર ન હોય તો પ્રતિપક્ષીના પોતાના પક્ષની પ્રીતિથી માન આપવું એ નિરત્યાત્મક પરોપકારના તત્વોને અનુસરીને છે. વાદવિવાદમાં જરૂરીઆત ઔદાર્યના અભાવને લીધે સમાજ ઉપર ઘણું ઘાતક પરિણામ થાય છે. ચારે તરફ ચાલેલા રાજકીય, સામાજિક, અને ધર્મ સબંધના વાદવિવાદ તરફ લાંબુ-વાર નજર કરી હોય તો, બને પક્ષમાં કેવી લડાઇઓ ચાલતી રહે છે, અને એક બીજાના હેતુ તરફ કેટલી વિલક્ષણ પ્રકારની ગેરસમજ કરી દેવાનો યત્ન કરેલો હોય છે એ લક્ષમાં આવશે. આપણા દેશમાંના લોકોને રાજકીય પ્રશ્નો ઉપર સબળ વાદવિવાદ કરવાનો પ્રસંગ આવતો નથી, પરંતુ સામાજિક અને ધાર્મિક વિષયો ઉપર વાદવિવાદમાં ઉપરની વાતની સત્યતા જણાઇ આવે છે. બને પક્ષમાંના આગેવાનોએ નિરત્યાત્મક પરોપકારનાં તત્વો થોડાંક ઉપયોગમાં આણ્યાં હોય તો ઘણો અનર્થ ટાળ્યા સરખું છે.

સ્વોત્કર્ષના વળી કેટલાક પ્રકાર જડી આવે છે. તેમનું આપેલાં ઉદાહરણો સાથે કેટલીક વાતોમાં સામ્ય છે. આપણા લોકોમાં ગાયન વાદ્યકળા નિપુણ મનુષ્યોમાં પરસ્પરના ઉત્કર્ષ વિષે એટલી સ્પર્ધા જડી આવે છે કે, વેળા કવેળા તે પરસ્પરની ભૂલો કહાડીને એક બીજાને ફોકટ બદનામ આપવાનો યત્ન કરે છે. ગાયનવાદ્ય સાંભળીને મનોરંજન કરવા માટે દશ વિશ મનુષ્યની મંડળી બેઠી હોય તો જો ત્યાં પ્રતિસ્પર્ધી ગાનારા અને વગાડનારા હોય તો તે મીજલસમાં કદી પણ તે રંગ આવવા દેનાર નથી. ગાયન વાદ્યાદિકમાંના મર્મ જેમને સમજાતા નથી એવા લોકોને સુસ્વર સાદા ગાયનથી આનંદ થાય છે, અને એવા પ્રકારના લોકોનોજ ગાયન સાંભળવાને આવેલી મંડળીમાં જમાવ હોય છે, એ વાત તેમના સ્વપ્નામાં પણ આવતી નથી.

ગાનારાએ કંઠણમા કઠ્ણુ ચીજો કાઢાડીને વગાડનારાને નીચો પાડ વાનો યત્ન કરવો, અને વગાડનારે પણ ગાનારાને ખબર ન હોય એવા વગાડવાના તાલ કાઢીને તેને ભૂલાવવો બન્નેમા (આવા પ્રકારની સ્પર્ધા શરૂ થઇ એટલે આભ ગ ાને ભેગી થએલી મ ડળીનો, છેક વિરસ થાય છે જે વખતે ગાનાર અને વગાડનાર લોકોનોજ સમાજ ભેગો થયો હશે તે વખતે આના પ્રકારની સ્પર્ધાથી સાભગનારાને ગમત થશે, પરતુ જેમને તે કળાનો વાસ સરખો પણ નથી હોતો તેમને આ પ્રકાર છેક કટાળો આપે એવો થઇ પડે છે આવે પ્રસગે પરસ્પરના દોષ તરફ દુર્લક્ષ કરીને અને એક બીજાને ઉત્તેજન આપીને, સાભગનારાને આનદ થશે એના મીઠા અને સુરસ પદ્યો કહેના અને સહેલી ગતો વગાડવી એમાજ શહાણુપણુ છે

કોઇ કોઇ વાર પાચ દસ માણસની મ ડળી એકત્ર સભાષણ કરતી હોય તો તે પૈકી બે ત્રણ મનુષ્યનેજ એકાદા વિષયનું વિશેષ જ્ઞાન હોય છે, અને પોતાના જ્ઞાનનુ બીજાની આગાડી પ્રદર્શન કરવાના હેતુએ તે સભાષણુનો પ્રવાહ તે વિષય તરફજ વાળે છે ઠીક, તેમનામા ચાલેલા વાદવિવાદથી બીજાને કઇ ઉપયુક્ત માહિતી મળના સભ્ભવી હશે તો એવુ કરવુ યોગ્ય થશે પરતુ ઘણુ ખરૂ તેવુ થતુ નથી તેમને પોતાના જ્ઞાનની શેખી મારવાની ટેવ છે, અને તે પોતાનું સભાષણ દુર્બોધ કરવા વિષે યત્ન કરે છે આવી રીતે પોતાની વિદ્વત્તા બતાવવાનો યત્ન કર્યાથી ઇષ્ટ હેતુ તો પાર પડનો નથીજ, પણ ઉલટો એવા મનુષ્યો વિષે બીજાના મનમાં તિરસ્કાર માત્ર ઉત્પન્ન થાય છે

આ સ્વોત્કર્ષની ઇચ્છા બરોબરીની મડળીમાજ ચડસાચડસી ઉત્પન્ન કરે છે એમ નથી, પણ નાના મોટા સર્વ મનુષ્યો ઉપર તેનો પરિણામ થાય છે વર અને વહુ, માબાપ અને છોકરાં, શિક્ષક અને શિષ્ય, ધણી અને ચાકર, અધિકારી અને તેના હાથ નીચેની નો-

તે વિષે, અને તેજ પ્રમાણે પોતાનો બાપ બેનમા પોતાને જણાતો હતો તેટલો કુશળ નથી એ વિચાર છોકરાના મનમા આવ્યો એટલે તેને જે અસમાધાન થશે તે વિષે ખોટુ લાગીને, તે તેમનુ દુખ આપણે ટાળ્યુ આ વિચાર વિશેષ આનદકારક અને સમાધાન આપનારો છે આવા વર્તનમા જો કે થોડોક અપ્રમાણીકપણાનો ભાગ છે તોપણ પ્રમાણિકપણાથી થનારા પરિણામનો વિચાર કર્યો હોય તો તે દુર્લક્ષ કરવા સરખો છે એમ કહેવાને હરકત નથી

તેજ પ્રમાણે વાદવિવાદમા, અથવા પ્રતિપક્ષીના બોલવાનો મુદ્દો પકડીને તે ઉપર બોલવામા, એકાદા મનુષ્ય ઉપર મશ્કરીની કરવાના સાધારણપ્રસગે, કાઇ કારણ ન છતા, કઈ વિશેષ પ્રસગે તેને જોકે મહજ નીચુ પાડવા સરખુ હોય તોપણ, તેને ફજેત ન કરવામા મનની ઉદારતા બતાવવી, આ સભ્યપણાને અનુસરીને હોય છે કલ્પના કરો કે પાચ પચીસ માણસની મડળી બેઠી છે અને તે મડળીમા બચ્ચિના વસ્ત્રનું એક જોડું હોઇને તે બન્નેના પણ મિત્ર ત્યા છે એ મડળીમા તે બન્ને પૈકી ગમેતેનું અજ્ઞાન પ્રકટ કરવુ અથવા તેમના વિચારની ભૂલ બતાવવી, અથવા તેમને લાગણી થાય એવા પ્રકારનો કઇ વિનોદ કરવો એ કેવળ નિર્દયપણાનું કામ થશે જે મનુષ્યને અગે થોડો પણ દયાનો ભાગ (અશ) હશે તેને આવા પ્રેક્ષકોની સમક્ષ એકાદા મનુષ્યને લજવવાનો પ્રયત્ન કરવો, એ બુદ્ધિ અને ચતુરાઇ એમનો ફોકટ વ્યય કરવો થાય, એમ લાગ્યા વગર રહેવાનું નથી આવે પ્રસગે સુહૃદય મનુષ્ય બીજાને નીચો પાડીને તેના નુકસાનથી અથવા દુખથી પોતાનો ઉત્કર્ષ ન સાધતાં, તેના દોષ ઢાકી નાખવા માટે પોતાનાજ પદરમાં અજ્ઞાન અથવા મૂર્ખપણું બાધી લેવા તૈયાર થશે.

પોતાનો ઉત્કર્ષ સાધતી વખતે નિરુત્સાહક પરોપકારના તત્વોને

અનુસરીને પોતાના અંગના એક ગુણને જાણી જોઈને ઢાંકી રાખવાનાં રચેલાં કર્યાં, તે ઉપરનાં ઉદાહરણો ઉપરથી લક્ષમાં આવશે. સુઘડપણાને અનુસરીને આવા પ્રકારનું વર્તન મનુષ્યના હાથથી થતાં નહિ તો તેમના અરસપરસ વ્યવહાર આનંદ આપનાર નથી.

જૂદા જૂદા મનુષ્યોની માનસિક શક્તિમાં ઘણું વિષમપણું દેખાઈ આવે છે, અને પ્રત્યેક મનુષ્ય હમેશાં પોતા કરતાં ઓછી શક્તિના મનુષ્ય ઉપર ઉપરીપણું કરવાનો યત્ન કરવા લાગશે તો મનુષ્યનું જીવતર અસહ્ય થશે. આ વૈષમ્યનું નઠારૂં પરિણામ થાય તે થતું ઓછું કરવાને આ પ્રકરણમાં જે પ્રકારનું વર્તન અનુકરણીય ઠરાવેલું છે તેના જેવું બીજું સાધન નથી. કુદરતના અચલ કડક નિયમને લીધે પ્રબળ અને દુર્બળ એવો ભેદ ઉત્પન્ન થયો છે. મનુષ્ય કરતાં બીજા પ્રાણીમાં આ ભેદના પરિણામનું અત્યંત ઉગ્રસ્વરૂપ ઓછું કરવાને સાધન નથી. પરંતુ માનવી સૃષ્ટિમાં તેજ કડક નિયમને લીધે ઉત્પન્ન થયેલી એક માનસિક શક્તિને લીધે તે ઉગ્રસ્વરૂપ થોડુંક સૌમ્ય કરવાને સાધનો ઉત્પન્ન થયેલાં છે. મનુષ્યોના વિચાર જેમ જેમ ઉન્નત થતા જાય છે તેમ તેમ તેમને પ્રબળે દુર્બળનો ફાયદો લેવો આ અન્યાય દેખાવા લાગે છે. હવે પૂર્વે બતાવ્યા પ્રમાણે આચરણ અને તેનું ફળ એમાં કાર્યકારણ સંબંધ છેક નહિ જેવો કરી નાખીને પ્રબળ અને દુર્બળ એમને સમાનાવસ્થામાં આણવા, જો કે હિતકારક અને શક્ય નથી, તોપણ મનુષ્ય જાતિના સુધારાને વિશેષ ધક્કો ન પહોંચે એવી રીતે દુર્બળનાં જીવતર જેટલાં ઓછાં કષ્ટમય થાય તેટલાં કરવા વિષે યત્ન કરવાની બુદ્ધિ મનુષ્યની ઉન્નત સ્થિતિમાં ઉત્પન્ન થયેલી છે. જીવનાર્થ કલહમાં એક બીજાને છૂટ આપવાને જો કે ઘણી અડચણો આવવાનો સંભવ છે, તોપણ સમાજમાં મનુષ્યનો જે પરસ્પર સાથે અનેક પ્રકારનો સંબંધ આવે છે તે સંબંધમાં

એક બીજાને છૂટ આપવી ઘણી કઠણ નથી આવા પ્રકારની છૂટનો ઘણુ કરીને મનુષ્યોના મનોવિકાર સાથે સબધ હોય છે

કેટલાક ઉદાહરણો એવા પણ જણાયછે કે, જેમા વાદવિવાદમા અથવા સભાગૃહમા પોતાનુ, વાક્ચાતુર્ય અને બુદ્ધિકૌશલ્ય પ્રકટ કરવાથી જીવનાર્થ કલહમા તેનો ઉપયોગ કરી લેવાશે, એટલે તેના યોગથી પૈસા મેળવવાના કામમા મદદ થશે એવુ હોય તો આ શક્તિનો યોગ્ય સ્થળે પૂર્ણ ઉપયોગ કરી લેવો ન્યાયનો થશે પરન્તુ આ પ્રકરણમા જે ઉદાહરણો આપેલા છે તેવા પ્રકારના પ્રસગ ઘણા આવે છે અને તે વખતે પોતાની શક્તિનો અવરોધ કરવાથી પૈસા સબધી નુકસાન થવાનો સભવ નથી વળી જે મનુષ્યને છૂટ આપી હશે તેનો પણ પૈસા સબધી ફાયદો થવાનો સભવ નથી ઉદરાર્થ કલહનો જીવનાર્થ કલહની સાથે સબધ હોય તોપણ, પહેલા પ્રકરણમા ચડસાચડસીના સબધે જે પ્રકારની છૂટ આપવા વિષે સુચવેલુ છે તે પ્રકારની છૂટ મૂકતી વખતે, તે પરોપકાર બુદ્ધિએ આપવી ઘટે છે જ્યા તેવો સબધ ન હોય ત્યા મળી છૂટ આપેથી કોઈનુ કઇ નુકસાન ન થતા સૃષ્ટિમા સ્વાભાવિક રીતે જણાઇ આવનાર વૈરભાવનુ ઉગ્ર સ્વરૂપ ઘણુ ઓછુ કરી શકાય છે

જે રમતગમતોની ઇચ્છાના સયમન કરવા વિષે આ પ્રકરણમા વિચાર કર્યો, તે રમતોની ઇચ્છા મનુષ્યની પ્રથમાવસ્થામા ઘણી પ્રબળ હોય છે રણભૂમિમાં પ્રતિપક્ષનો પરાભવ કરીને જીતથી મળનારો આનદ અને અભિમાન એ જાતની રમતોમા વિલક્ષણ પ્રકારના જડી આવે છે શત્રુને ઠાર કરીને તેમનુ સમાધાન થતુ નથી તેમને જીવતા કાપતા અથવા મરી ગયા હોય તોપણ તેના શરીરના કકડે કકડા કરીને તે પ્રસિદ્ધ ઠેકાણે રાખીને પોતાના પરાક્રમનુ પ્રદર્શન કરવુ, એ વડથી તેમને આનદ થાય છે બહુયુદ્ધમાં આપણ લખા

ણના યુદ્ધમાં પ્રતિપક્ષીને નીચો પાડીને વિજયશ્રીનો ઝંડો બરાવવો, એ ઇચ્છા પણ દ્વંદ્વયુદ્ધો કરનારા અથવા તરવારથી લડનારા વીરોની ઇચ્છા પ્રમાણેજ છે. તેમને જે પ્રમાણે પ્રતિપક્ષીઓનો માત્ર પરાભવ થવાથી સમાધાન થતું નથી; પરંતુ તેમને છેક પાયમાલ કરીને તે ફરીને ડોકું ઉપર કહાડે નહિ એટલી તેની દુર્દશા કરવી એમ લાગે છે, તેજ પ્રમાણે આ માનસિક શક્તિના સામર્થ્યે લડનારા લોકોને લાગે છે. પ્રતિપક્ષીઓનું વ્યંગ જોવાની સાથે તેમના ઉપર તુટી પડવું, અને તેમને વિષે મોઝ જોનારાની કરાય તેટલી ખોટી સમજુન કરવા વિષે યત્ન કરવો, એ દુર્ગુણ બન્નેમાં પણ જડી આવે છે. આ જંગલી સ્થિતિનો અવરોધ નહિ જેવો કરવા વિષે પ્રયત્ન કરીને, કેવળ સત્યનું શોધન કરવા માટે વાદવિવાદ કર્યાથી, અને તે કરતાં પ્રતિપક્ષીઓ વિષે શક્ય હોય તેટલું ઔદાર્ય બતાવવા માટે નિરત્યાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવાથી સુધારાની ચહળીને ઘણી મદદ થનાર છે.

---

## પ્રકરણ ૫ મું.

### પરદોષ પ્રસિદ્ધ કરવાની મર્યાદા.

આ પ્રકરણમાંના વિષયનો પાછલા પ્રકરણમાંના વિષયો સાથે એટલો નિકટ સંબંધ છે કે, એ બન્નેમાં સ્પષ્ટ ભેદ બતાવી શકાતો નથી. સંભાષણમાં અને વાદવિવાદમાં મનુષ્યો એક બીજા ઉપર જે ટીકા કરે છે, તેમાં એક બીજાનો દોષ આપોઆપ બહાર પડે છે; પરંતુ તે પ્રસંગે બીજાના દોષ કાઢવા એ મુખ્ય હેતુ હોતો નથી. જેમાં બીજાના દોષ બહાર કહાડવા આ મુખ્ય હેતુ હોઇને બીજા હેતુ ગૌણત્વે હોય છે એવી વાતોનો વિચાર આ પ્રકરણમાં કરવાનો છે.

બીજાના દોષ બહાર કઢાવવાને યોગ્ય સ્થળ અને કાળ જોવો, અને તે બતાવવાને થોડું ઘણું તારતમ્ય રાખવું, એ મોટું કઠણ કામ છે. બીજાના દુઃખે બળી જનારા દયાશીલ મનુષ્યના હાથથી પારકા દોષની પ્રસિદ્ધિ કરવી જોઇએ તેટલી થનાર નથી. અને તેજ કેવળ સત્યાસત્ય જોનારા મનુષ્યના હાથથી વાજબી કરતાં વધારે થશે. કોઇકોઈ વાર દોષ બહાર ન કાઢવા એજ પરોપકારની દૃષ્ટિએ કર્તવ્ય કર્મ હોય છે, અને કોઇકોઇ વાર તે ન કાઢવા એટલે વર્તનમાં ભૂલ કરવી એમ થાયછે. અનેક બાતોનો વિચાર કર્યા પછી આ સબંધી પોતાનું કર્તવ્ય શુ છે એ ઠરાવી શકાશે. બન્ને પક્ષમાંના સબધનો મુખ્ય વિચાર કરવો જોઇએ. માબાપ અને છોકરાં, ધણી અને ધણીઆણી, ધણી અને ચાકર, મુખ્ય અને તેના હાથ નીચેના નોકર, વડીલ અને નાના, એવા અનેક પ્રકારના સંબધથી મનુષ્યને એક બીજાના દોષ બતાવવાનો પ્રસગ આવશે કોઇ કોઇ વાર બન્નેમાં તેવો કોઈ પણ પ્રકારનો સંબધ ન છતા બન્ને મનુષ્યો પણ સ્વતંત્ર અને બરોબરીના નાતાના હોઇ શકે છે. આ સબધનો વિચાર થયા પછી બન્નેની વર્તણુકનો પણ વિચાર થવો જોઇએ. એટલે બન્ને સરખી છે, અથવા એક કરતાં બીજી સારી છે, અને તેવી હોય તો બન્નેમાં ફરક કેટલો છે ઇત્યાદિ બાબનો તરફ લક્ષ આપવું જોઇએ તેજ પ્રમાણે દોષ ખુલ્લા પાડવાથી તત્ક્ષણ અથવા કાળાન્તરે નફો અથવા નુકસાન કયા પ્રકારનું થવાનો સભવ છે એ પહેલું જોવું જોઇએ; અને છેવટ, પાસે બીજાં મનુષ્યો કોણ છે, અને દોષનું સ્વરૂપ શું છે, એ વાતનો પણ વિચાર કરવો જોઇએ.

પ્રત્યેક પ્રસગે સર્વ વાતનો પૂર્ણ વિચાર કરીને વર્તનની દિશા ઠરાવવાને મનુષ્યને અગે અનેક ગુણોનું વાસ્તવ્ય હોવું જોઇએ. ઘણું કરીને મનુષ્યો વિષે પ્રેમ, વિલક્ષણ તરેહની ગ્રહણ કરવાની શક્તિ,

અને દૂરદર્શીપણું, એ ગુણ અવશ્ય જોઇએ. આટલી વાતો અનુકૂળ હોય તોપણ, શક્ય હોય તો કેટલીકવાર સુધી શાંતપણે વિચાર કરવાનો ગણે તો ઠીક.

માબાપને પોતાનાં છોકરાંના દોષ કહાડવાના અને તેનેવાસ્તે તેમના ઉપર ગુસ્સે થવાના પ્રસંગ આવે જાય છે, એ ઘણા જણને પોતાના અનુભવથી માહિત છે. જે લોકોમાં છોકરા સિવાય પિતૃઓને સદ્‌ગતિ મળની નથી એવી સમજ છે, તે લોકોમાં માબાપ અને છોકરાં એમની વચ્ચેના સબંધની કલ્પના થોડીક જૂદી હોવી જોઇએ. અપુત્ર એટલે મહા પાપી, તેનું મોં પણ જોવુ નહિ, એવી જે વખતે લોકોની દૃઢ સમજ હતી, અને તેજ પ્રમાણે પોતાનાં છોકરાંએ પોતાના પછાડી શ્રાદ્ધ તર્પણાદિ પિતૃકર્મ કરીને અન્નોદક આપ્યાં નહિ તો પિતૃલોકોમાં આપણે અપવાશી રહેવું પડે, એમ જે વખતે લાગતું હતું, તે વખતે પુત્રપ્રાપ્તિ કરી લેવી એ અવશ્યનાં કર્તવ્યો પૈકી એક સમજવાનું સ્વાભાવિક હતું. આવી સ્થિતિમાં છોકરાનો જન્મ અને અસ્તિત્વ એકદમ માબાપના હિતને માટે છે એવી સામાન્ય લોકોની સમજ હોય તેમાં આશ્ચર્ય નથી. માબાપનાં છોકરાં સાથે જે વર્તન થનાર તે ઉપર આ સમજુતીનો પરિણામ થયા વગર રહેનાર નથી. છોકરાનાં જે પ્રકારનાં વર્તનથી પોતાને ફાયદો નથી તેવાં વર્તન સદોષ એમ માબાપને લાગે અને તેથી છોકરાને પોતાને ફાયદો છે કે નહિ એ વાત તરફ તેમનું લક્ષ જોઇએ તેટલું જનાર નથી. ઉપર આપેલી કલ્પના જોકે જૂનાકાળની છે તોપણ તે હાલમાં એ છેક નષ્ટ થયેલી હોય એમ નથી. હાલ તે વાત ઉપર અક્ષરે અક્ષર વિશ્વાસ રાખનારા જોકે થોડા લોકો હશે તોંપણ તેને લીધે જે પ્રકારનાં વર્તન રગેરગે પેશી ગયેલાં છે તે એકદમ જવાનાં નથી. દિવસે દિવસે માબાપ અને છોકરાં એમના સંબંધની કલ્પના બદલાતી જાય છે. આ નવીન કલ્પનાનું વલણ પૂર્વેની કલ્પ-

.

નાથી છેક ઉનટુ છે એટલે છોકરાનું અસ્તિત્વ માબાપને વાસ્તે નથી, માબાપનું અસ્તિત્વ છોકરા માટે છે એ મત આંખ આગળ રાખીને ચાલનારા મા બાપોને અનેક પ્રસંગે પોતાના છોકરાના દોષ પેટમા ઘાલવાને વાસ્તે આત્મસયમન કરવુ એમ લાગશે નાના છોકરાને અગે જે શરીરનુ અથવા મનનુ વિલક્ષણ નમરતું ચચળપણુ દેખાઇ આવે છે તેનાથી થનાગ નામે ઘણા માબાપો છેક સતાપ પામે છે, પરતુ તેમના મનમા શુ ચાલેલું હોવુ જોઇએ એનો વિચાર કરીને અને તેમને વિષે પ્રેમબુદ્ધિ મનમા રાખીને આત્મસયમે આ ત્રાસ સહન કરવો જોઇએ તેજ પ્રમાણે નાના છોકરા જે નાના પ્રકારના ઉલટસુલટ પ્રશ્ન પૂછે છે તે પર તેમના ઉપર ગુસ્સે ન થતા પોતાને થનારો ત્રાસ શાતપણે સહન કરવામા તે છોકરાનું કલ્યાણ છે એમ સમજવુ જોઇએ પોતાના છોકરાએ પૂછેલા પ્રશ્નોના ઉત્તરો શાતપણે દેઇને તેમનુ સમાધાન કરવામાજ આનદ થાય એવા પ્રકારનુ વલણ માબાપે પોતા ઉપર લાવી મૂકવુ જોઇએ ઘણા ચમત્કારિક અને ત્રાસ આપનારા પ્રશ્ન તે પૂછવા માડે તોપણ તેમનો તિરસ્કાર ન કરતા બીજી રીતે તેમના મન બીજી તરફ વાળવાનો યત્ન કરવો જોઇએ •

જેમની શક્તિનો પૂર્ણ વધારો હજી સુધી થવાનો છે એવા અજ્ઞાન છોકરાના આચરણ, પરિપક્વ વિચારના જ્ઞાનવાળા પુખ્ત મનુષ્યના આચરણ સરખા હોઇ શકતા નથી, એ વાત હમેશા આખ આગળ રાખી હોય તો નાના છોકરા ઉપર ગુસ્સે થવાના અનેક પ્રસગ ટાળી શકશે જેમની વૃત્તિને અગે મનને રોકી રાખવાની શક્તિ હોય છે તે મનોવૃત્તિનો ઉદય મનુષ્યના અતઃકરણમા ઘણો મોડો થાય છે ખાવાના પદાર્થ જોયા બરોબર તે લેઇને ખાવા માડવા એવી નાના છોકરાના મનની પ્રવૃત્તિ હોય છે તેવુ કરવુ સમયને અનુસરીને છે કે નહિ આ વિચાર આવવાને તેમના મનમા અવકાશજ નથી

આવું ન કરવા માટે અનેક માબાપોએ પોતાનાં છોકરાને અનેક વાર મારી હશે. પરંતુ આ મારનો ઘણો પરિણામ થતો નથી. વળી કેટલાંક વર્ષ પછી તેઓ વધારે સમજતા લાગવાથી તેમની ખોડ પોતાની મેળે જાય છે. બીજા પણ કેટલાક નાના નાના અપરાધોની એવીજ વાત છે. છોકરાંને હજી જોઇએ તેટલી સમજણ આવી નથી એમ મનમાં આણીને તેમને ઘણું કડકપણું બતાવવું નહિ. તથાપિ છોકરાંના આવા પ્રકારના દોષ તરફ પણ કેવળ દુર્લક્ષ કરવું એ ઉપયોગનું નથી. તેમના દોષ તેમને બતાવીને તે વિશે સૌમ્ય શબ્દથી તેમને ઉપદેશ કરવો જોઇએ.

તાત્કાલિક અને કાલાંતરે થનારા પરિણામ તરફ લક્ષ આપ્યું હોય તો, છોકરાંને તેના દોષ વિષે વારવાર ક્રોધે બળવું અનિષ્ટ છે એમ દેખાઈ આવશે. તે ને તેજ વાતો વિષે છોકરાંને એકસરખો ત્રાસ આપ્યો હોય તો તે કેવળ બેશરમા થાય છે, અને જે દોષ ટાળવા વાસ્તે યત્ન થાય છે તે વિષે તે બેપરવા થઇ જાયછે અથવા હઠથી તે વધારે કરેછે. એ પરિણામ માબાપને છોકરાં ઉપર જે એક પ્રકારનો દાબ હોવો જરૂરનો છે તેનાથી છેક વિરૂદ્ધ છે જે માબાપો પોતાના છોકરાંના નાના નાના અપરાધો તરફ આંખઆડા કાન કરેછે, અથવા તો પોતાની મોંની નીશાનીથી ફક્ત પોતાની નાપસંદગી બતાવે છે, અને ફક્ત મોટા અપરાધને માટે સખત શિક્ષા કરે છે, તેમનો ધાક હોય તેટલો, વારે ઘડીએ સખત શબ્દથી ગાજનારા માબાપનો હોવાનો સંભવ નથી, સદ્વર્તનનો મુખ્ય ઉદ્દેશ છોકરાને સમજાવીને તેમને સન્માર્ગની દિશાએ વાળવા તરફ યત્ન કરવો જોઇએ. અમુક પ્રકારનું વર્તન પોતા તરફથી થયું નહિ તો આપણને માર પડશે એવા ભયથી થનારૂં વર્તન, તે ભયના અભાવે બનતું નથી.

માબાપે પોતાનાં છોકરાંના દોષ કહાડતાં ઘણે પ્રસંગે નિરુત્સાહક

પરોપકારના તત્ત્વોનો ઉપયોગ કરવો અવશ્ય છે એમ ઉપર બતાવ વામા આવ્યુ છે, તેમજ તે તત્ત્વો કુટુબમાના બીજા મનુષ્યોને અને ચાકરમાના શિક્ષકોને પણ લાગુ પાડવા સરખા છે છોકરાના અપરાધને માટે તેમને જે શિક્ષા આપવાની અને તેના અપરાધ તેમણે ફરીને ન કરવા માટે જે ઉપાયોની યોજના કરવાની, તે શિક્ષા અને તે ઉપાય સૌમ્ય પરતુ નિયમિત હોઇને, તેમનુ યોગ્ય છોકરાના તાત્કાલિક વર્તન ઉપર ન મૂકતા જેથી ફરીથી તેમનો અગે સદાચરણ નિર્માઈ જાય એવી વાત ઉપર રાખવુ જોઇએ

હવે ધણી અને ચાકર એમના સબધનો વિચાર કરીએ પહેલુ તો એ કહેવુ જોઇએ કે, બન્ને વચ્ચે જે કરાર થયો હોય તેના કર તા વધારે કોઇએ પણ અપેક્ષા કરવી નહિ પરોપકાર પૂર્વે ન્યાયનો વિચાર કરવો જોઇએ ચાકરે કરાર પ્રમાણે કામ કરવુ એ તેનુ કર્ત્તવ્ય છે, અને તે યોગ્ય રીતે ન કરે તો ધણીએ તેનો દાન ઝામ ળવો જોઇએ અને તેને પોતાનુ કર્ત્તવ્ય કરવાની ફરજ પાડવી જોઇએ કરાર પ્રમાણે સમાજમાની વ્યક્તિઓ પોતપોતાના કામો કર્યા શિવાય એ સમાજયત્ર સુગમ રીતે ચાલવાનુ નહિ, માટે કર્ત્તવ્યમા ભૂલ થઇ હોય તો તે તરફ દુલક્ષ કરવુ ઉપયોગનુ નથી હવે જ્યા મનુષ્યોનો ઇનાજ ચાલતો નથી એવુ કઇ આકસ્મિક કારણ બની આવ્યાને લીધે કર્ત્તવ્યમા દુર્લક્ષ થાય તો એ વાત જૂદી

કારખાનાવાળા અને મજૂર તથા ઘણુ કરીને ધણી અને ચાકર એમનો સબધ, અને બન્નેના પરસ્પર સાથેના વર્તન એમનો નીતિ દષ્ટિનો વિચાર ઘણો ભાજગડનો છે નીતિ બે પ્રકારની છે—એક કેવળ નીતિ અને બીજી પ્રાસગિક નીતિ કેવળ નીતિશાસ્ત્રીઓ વિચા ર કરતા, દેશ કાળ વર્તમાન તરફ લક્ષ ન આપતા સત્ય અસત્ય,

છે, તે અર્થે પ્રસંગે અનુસરીને આ ગળપણનું ખોટું પરિણામ જેટલું કમી થાય તેટલું કરવા તરફ લક્ષ આપીને, ધણીએ ચાકર સાથે કેવા પ્રકારનું વર્તન રાખવું એ કહેવું જોઇએ. બન્નેની વચ્ચે અનિષ્ટ સં-બંધ ઉત્પન્ન ન થવા દેવાનો એક માર્ગ કહીએ તો ધણીએ ચાકર સાથે વર્તન કરવાનું શક્ય હશે તેટલી સૌમ્ય શિક્ષા પદ્ધતિનો ઉપયોગ કરવો એ થાય.

ચાકરોના હાથથી બેદરકારીપણે આપબુદ્ધિથી થતો ઘણા મહત્વનો અપ-રાધ કહીએ તો સમજી વિચારીને કહ્યા પ્રમાણે કામ ન કરવાના ઇ-રાદાથી કરેલા અપરાધ થાય. પહેલાં કહ્યા પ્રમાણે આવા પ્રકારના અપ-રાધો બદલ તેને સખત રીતે સમજુત આપવી જોઇએ. તે વખતે તેમની દયા આવી તોપણ તે અપરાધનું સ્વરૂપ લક્ષમાં આણીને પોતાનું કર્તવ્ય કરવું જોઇએ. આવે પ્રસંગે દુર્લક્ષ કરવું એટલે તે મનુષ્યનું અને સમાજનું નુકસાન કરવાનું થાય. આપણા દુર્લક્ષને લીધે જો કામ ન કરવાની ચાકરને ટેવ પડે તો તે તેને જન્મ સુધી નડે, અને સમાજમાં પણ એક પોતાના કર્તવ્યમાં આનાકાની કરનાર અપ્રમાણિક મનુષ્ય તૈયાર કરવાને આપણે કારણ થયા એમ થશે. પરંતુ આપણે યોગ્ય વખતે કરેલી કાન ઉઘાડામણીને લીધે જો તેનો આ દુર્ગુણ નહિ સરખો થયો અથવા ઘણો જ કમી થયો, તો તેનો લાભ થઈને, બીજા ધણી (શેઠ) સાથે કામ કરવાનું કારણ પડે તોપણ તેને ફાયદો થશે.

કર્તવ્યમાં દુર્લક્ષ થવાને અપ્રમાણિકપણા પ્રમાણેજ ભૂલી જવાપણું પણ કોઈ વાર કારણ થાય છે, અને આ અપરાધ માટે પણ સખત શાસનપદ્ધતિનો ઉપયોગ કરવો જોઇએ. અપ્ર-માણિકપણાને લીધે બનતા અપરાધનું સ્વરૂપ નીતિદૃષ્ટિએ જો કે ભૂલી જવાપણાને લીધે બનનારા અપરાધ કરતાં ઘણું ભયંકર દેખાય

છે. તોપણ વ્યાવહારિક દષ્ટિએ જોયું હોય તો, બન્ને તરફથી પરિણામ સરખોજ દેખાય છે. એટલે બન્ને પ્રસંગે ધણીને નુકસાન સરખુંજ થાય છે. એ માટે એવા અપરાધ ઉપર પણ કરડી નજર રાખવાની જરૂર છે. ઠાકરાંની અને ચાકરોની શાસનપદ્ધતિનું સ્વરૂપ અને તેટલું સૃષ્ટિ શાસ્ત્રમાંની ક્રિયા અને પ્રતિક્રિયા એમના નિયમોને અનુસરીને કરવું જોઇએ. સૃષ્ટિમાં ક્રિયા તથા પ્રતિક્રિયા, આઘાત અને પ્રત્યાઘાત, એમનો સંબંધ જેવો સ્વાભાવિક અને અચળ હોય છે, તેજ પ્રમાણે અપરાધ અને તે બદલે શિક્ષા એમનો સંબંધ સ્વાભાવિક અને અચળ એવો કરવાનો યત્ન કરવો જોઇએ. કોઇ પણ કામ આપણા હાથથી કરવાનું બાકી રહ્યું તો તે ઉલટે આપણેજ કરવું જોઇએ, અને દુર્લક્ષથી કામ ખોટું થયું તો તે આપણેજ ફરીને દુરસ્ત કરી આપવું જોઇએ, એવી ચાકરોની અનુભવથી ખાત્રી થતી ગઇ તો તેમના અંગનો દોષ નષ્ટ થવાનો સંભવ છે. રાત્રે દવાને અથવા બારણાં બંધ કરવાનું ચાકર ભૂલ્યો હોય તો તેનેજ પાછો બોલાવીને તેની પાસેથીજ તે કામ કરાવી લીધાથી તેના મનને થોડુંક ખોટું લાગશે, પરંતુ વારવાર તિક્ષ્ણ શબ્દનો પ્રહાર કરવાથી જેટલુ તેને ખોટું લાગે તેટલું આથી લાગવાનુ નથી. અને આ રીતે ચાલવાથી પોતાના દોષ નષ્ટ કરવા માટે યત્ન કરવાની તેને બુદ્ધિ ઉત્પન્ન થશે.

મૂર્ખપણાને લીધે અથવા ગાંડાઇને લીધે થનારા અપરાધ વિષે ઘણા લોકો પોતાના ચાકરોને અતિશય ત્રાસ આપે છે. ક્ષમા કરવાને યોગ્ય એવો જો કોઇપણ અપરાધ હોય તો તે એજ છે. એ અપરાધ થવાનું કારણ ચાકરોની શક્તિ બહારનું હોવાને લીધે તેનો ઇલાજ મટાડવા સરખો નથી હોતો. છેક સાદી વાત મુદ્દાંત લક્ષમાં આવે નહિ એવું વિલક્ષણ પ્રકારનું બુદ્ધિહીનપણુ કેટલાક મનુષ્યમાં દેખાઇ આવે છે. પરંતુ તે બુદ્ધિમાંધ

ઘણાં વર્ષ સુધી નિર્દય ધણી મળવાને લીધે તેને અંગે ઉત્પન્ન થયું હશે, અથવા પેઢી ઉતાર સંસ્કારને લીધે તેને પ્રાપ્ત થયું હશે, તો તે વિષે તેને વારંવાર ત્રાસ ન આપતાં ક્ષમા કરવી યોગ્ય છે સૃષ્ટિક્રમને અનુસરીને મનુષ્ય મનુષ્યોમાં જે ન્યુનાધિકતા ઉત્પન્ન થાય છે તેનું નઠારૂં પરિણામ, બીજા હેતુને બાધ ન આણતાં જેટલું કમી થાય તેટલું કમી કરવું, આ પરોપકારનો ઉદ્દેશ છે. એટલા માટે જેના ઉપર કુદરતનો કોપ થયો છે એવા કમનસીબ મનુષ્યનો, બીજા સાથે પોતાની કારણ વગરની સખતાઇને લીધે, છળ કરવો પરોપકારની દ્રષ્ટિએ અત્યંત અનિષ્ટ થાય. આવા પ્રકારના ચાકરોના અપરાધ વિષે દોષ આપવાનો પ્રસંગ આવ્યોજ તો વિદાન સૌમ્ય માર્ગનું પણ અવલંબન કરવું એ નિવૃત્યાત્મક પરોપકારની નજરે જરૂરનું છે

કેવળ પરોપકાર માટેજ દોષ દેવાની પોતાની પ્રવૃત્તિનું સંયમન કરવું ઇષ્ટ છે એમ નથી, તો તેનાથી પોતાનો પણ ફાયદો છે કારણ વારંવાર બીજાને ટોકવાથી આપણને પ્રત્યક્ષ ત્રાસ થઇને માથું ભમી જાય છે તો જાય છેજ, પણ તે સિવાય જે હેતુએ આપણે એટલો ત્રાસ કરીએ છીએ તે હેતુ પણ સિદ્ધ ન થવાને લીધે આપણને અપ્રત્યક્ષ રીતે વળી ત્રાસ થાય છે જે લોકો એક સરખા પોતાના ચાકરને અથવા હાથ નીચેના લોકોને તેમના અપરાધો વિષે બોલે છે તેમના તરફ કોઇ પણ લક્ષ દેતા નથી એમ થાય છે, પરંતુ જે ઘણી થોડી વાર બોલવાનો પ્રસંગ આણે છે તેમના બોલવાથી થોડો ઘણો પણ ઇષ્ટ પરિણામ બને છે

મિત્રભાવથી ચાલનારા અથવા છેક અપરિચિત એવા સ્વતંત્ર અને બરોબરીના મનુષ્યોએ, ખાનગી રીતે અથવા પ્રસિદ્ધ પણે,

એક બીજાના દોષ બતાવવા ક્યારે યોગ્ય ગણાય? આ પ્રશ્ન ઘણોજ ગુંચવણનો છે, અને તેનો સર્વે ઠેકાણે લાગુ પડનારો એક સામાન્ય ઉત્તર દેવો કઠણ છે. એવા પ્રત્યેક પ્રસંગનો સ્વતંત્રપણે વિચાર કરવો જોઇએ.

જો ઓછા પારકા માણસના હાથથી કંઇ અયોગ્ય વર્તન બન્યું, અને તે વિશેષ મહત્વનું ન હોય, તો તે તરફ દુર્લક્ષ કરવું અથવા બહુ તો પોતાની ઇશારતથી અથવા અંગવિક્ષેપથી તેનું તે તરફ લક્ષ જાય એવું કરવું એજ ઉત્તમ. કારણ, તેનો શબ્દથી ઉલ્લેખ કરીએ તો સારા કરતાં ખોટું પરિણામ થવાનો સંભવ વધારે હોય છે. વિશેષતઃ તે અયોગ્ય વર્તનનો સંબંધ આપણી પોતાની સાથે પહોંચતો હોય તો તેવો સંભવ વધારે હોય છે પણ જો તે વર્તન વિશેષ મહત્વનું હોય તો તાત્કાલિક અને દૂરના પરિણામનો વિચાર કરીને તે તરફ વિશેષ લક્ષ આપવું ભાગે પડે છે. પ્રત્યેક મનુષ્યે પોતાના અને બીજાના હિત વાસ્તે, વિશેષ વ્યક્તિના જુલમી વર્તનનો પ્રતિબંધ કરવો જોઇએ. કારણ, તેમના જુલમી વર્તનનો જો કોઇ અટકાવ કરશે નહિ તો તેમને તેવું કરવાને ઉત્તેજન મળે છે. એ માટે તે અયોગ્ય વર્તનનો સંબંધ બીજા સાથે પહોંચ્યો હોય તોપણ પોતે વચમાં પડીને તેનો નિષેધ કરવો જરૂરનો છે. કિંબહુના, આવે પ્રસંગે તો એ આવશ્યકતા અધિકજ છે. આપણો પોતાનો તેમાં સંબંધ ન હોવાને લીધે સ્વાર્થ માટે આપણે બોલીએ છીએ એવી સમજ થવાનો સંભવ નથી, અને તેને લીધે આપણા શબ્દનું આવી વેળાએ વજન પણ વધારે પડે છે. એક મનુષ્યે બીજાનો અપરાધ કર્યો હોય તો ત્રાહીત મનુષ્ય જો વચમાં આવીને બોલવા લાગે તો તેનો અપરાધ કરનારાને ઘણો ક્રોધ ચઢે છે. અણઘડ લોકો તો "તારો આમાં શો સંબંધ છે? અમે અમારું જોઇ

લેશું " એવો ઉત્તર વચમાં પડનાર મનુષ્યને આપે છે તેમના કરતા પણ ઉપરની પાયરીના મનુષ્યો જો કે તેવો ઉત્તર આપ્યો નહિ તોપણ તેના મનની તેવીજ સ્થિતિ હોય છે આવે પ્રસંગે નિકટતા ભાવ પરોપકારના તત્વોને પ્રતિકૂલ અવકાશજ નથી અપરાધી મનુષ્યને તેના અપરાધ વિષે દોષ આપ્યો તો તેના મનને દુ ખ થશે આવો વિચાર મનમાં આવ્યા છતા, લાગલુંજ તેના અપરાધનું પરિણામ જે-ના ઉપર ઘડાએલું છે તેને થયેલા દુ ખ વિષેનો વિચાર મનમાં આ-ણીને, પહેલા વિચારનું સમાધાન કરવું જોઇએ નિરપરાધી મનુષ્યને જેણે દુ ખ દીધું તેને દુ ખ થાય તોપણ તેના અપરાધ વિષે યોગ્ય શિક્ષા થવી જોઇએ એવો વિચાર મનમાં આણવો જોઇએ અહીંયા મનનું સયમન કરવાની તો આવશ્યકતા નથીજ, પણ તેને ઉલટુ વધારે છુટુ મેલવુ જોઇએ, એટલે પ્રયત્નાત્મક પરોપકારની ક્રિયા કરવાને પોતે ઉત્સુક રહેવું જોઇએ અપરાધીની યોગ્ય માર્ગ કાન ઉઘડામણી કર્યા પછી તેના તરફથી જો " તમે તમારૂ જુવો, બીજાની ભાંજ-ગડમાં પડવાનું તમારે કારણ નથી" એવો ઉત્તર મળ્યો તો લાગલોજ તેને "શબ્દે અથવા કૃતિએ જો કોઇએ કોઇને વિના કારણ દુ ખ દીધુ, તો દુ ખમા પડેલાનું સરક્ષણ કરીને સમાજમાના મનુષ્યોનો વ્યવહાર સુયંત્ર ચાલવાને મદદ કરવી એ પ્રત્યેક મનુષ્યનુ કર્તવ્ય છે" એવો પ્રત્યુત્તર મળવો જોઇએ

આપણા મિત્રે જો આપણો અથવા બીજા કોઇનો અપરાધ કર્યો હોય તો તે વિષે તેને બોલી દેખાડવાથી તેના અને આપણા સ્નેહ-ભાવમાં અતર પડશે એવો વિચાર મનમાં આવીને તેનો આપણા મન ઉપર ઘણો પરિણામ થવાનો સભવ છે પરતુ આ સ્વાર્થને લીધે ઉત્પન્ન થએલા વિચારનો અમલ આપણા મન ઉપર ચાલવા દેવો યોગ્ય નથી આપણા પોતાના અથવા બીજાના હકનું સરક્ષણ

કરવા માટે તે આપણો મિત્ર હોય તોપણ તેને બોલવાનું બાને આવે છે. પ.એના અને દૂરના પરિણામ તરફ લક્ષ દીધું હોય તો એવું દેખાઇ આવશેકે, આપણા મિત્રને જો કે આપણા અપ્રિય બોલવે મોટો ક્રોધ આવવાનો સંભવ હોય તોપણ તે બોલવું એમાંજ પરિણામે સર્વનું હિત છે.

પરંતુ જેની સાથે આપણી વિશેષ મિત્રતા હશે એવા મિત્ર સાથે જો ઉપરના જેવો પ્રસંગ આવ્યો તો આપણી નાપસંદગી શબ્દવડે ન બતાવતાં આપણા વર્તન વડે બતાવવી ઠીક. આપણો પ્રિય મિત્ર હમેશ પ્રમાણે આપણી સાથે ખુલ્લા મને અને ઉલ્લાસે ચાલતો નથી એ તાત્કાળ તેના લક્ષમાં આવશે, અને વર્તનમાં આવા પ્રકારના ફેરફારનું કારણ પણ તેના લક્ષમાં આવ્યા સિવાય રહેવાનું નથી ઘ-ણીવાર શબ્દથી જે કામ થતું નથી તે આવા પ્રકારના વર્તનમાં ફેર-ફાર થવાને લીધે થાય છે. આપણા મિત્રને જો કે આને લીધે દુઃખ થયું તોપણ તેને તે વિષે આપણા ઉપર ક્રોધ આવવાનું પ્રત્યક્ષ કા-રણ મળેલું હોતું નથી, અને તેને લીધે છેક નજરે તુટવાની બીક હોતીનથી. વળી એક સારી વાત આવા વર્તને બની આવે છે, તે એ-કે, શબ્દને લીધે શબ્દ વધી જઇને મનુષ્ય વધારે ઉકળી જવાનો સં-ભવ હોય છે તે નષ્ટ થાય છે, અને પોતાના મિત્રના મનમા પો-તાના અપરાધ વિષે વિચાર આવીને તેનો તેને પશ્ચાત્તાપ થવાનો સંભવ હોય છે.

કેટલેક પ્રસંગે બીજાને દોષ આપવાના કામમાં બને તેટલું આ-ત્મસંયમન ન થાય તે જેટલું અનિષ્ટ છે, તેટલુંજ બીજે કોઇ પ્રસંગે તે વાજબી કરતાં અધિક થવું એ પણ અનિષ્ટ છે. ન્યાયાધિશનું અ-થવા જુરીનું કામ કરતાં, અથવા ન્યાયાધિશની સમક્ષ સાક્ષી આપવા-નો પ્રસંગ આવ્યો હોય તો, ચુપ બેસવાથી ચાલતું નથી. કોઇ પણ

પ્રકારનો મત આપવો પડેછે અથવા પૂછેના પ્રશ્નનો ઉત્તર આપવો ભાગે આવે છે આવે પ્રસગે આપણી જેવી સમજણ હશે તેવી સ્પષ્ટપણે કહેવી અવશ્ય છે, પરતુ અપરાધીની દયા લાવીને ઘણા લોકો પોતાનુ યોગ્ય કર્તવ્ય કરતા નથી

જે દેશમાના લોકોની નીતિમત્તા ઓછી હોય છે, તે દેશમા કાયદા વિષે તિરસ્કારબુદ્ધિ અને ગુન્હેગાર વિષે દયાર્દ્રબુદ્ધિ જણાઇ આવે છે કાયદો સર્વેનો મિત્ર છે એવી સમજુતીને બદલે તે સર્વેનો ઘાતક શત્રુ છે એવી ઘણાખરાની સમજ હોય છે કઇક તેવા પ્રમાણના મ નેવિકાર સુધરેલા દેશમા પણ નિશાળમાના મધ્યમ વયના વિદ્યાર્થીને અગે દેખાઇ આવે છે એમકે છોકરાએ અપરાધ કર્યો હોય તો તેનો અપરાધ બહાર પાડીને શિક્ષક તેને શિક્ષા કરે નહિ એવા હે તુથી તેનું સરક્ષણ કરવાને પ્રવૃત્ત થવુ એ મોટુ ભૂષણ સમજવામા આવે છે, અને તેના અપરાધ વિષે શિક્ષકને સમજાવવુ એ શરમ ભરેલુ કામ છે એવી સર્વે છોકરાની સમજ હોય છે એકાદા છોકરા ઉપર વહેમ હોવાને લીધે તેને શિક્ષા ભોગવવાનો પ્રસગ આવ્યો હોય તો, જો તેણે ખરા અપરાધી બદલ કઇપણ પત્તો ન આપતા તે શિક્ષા ધીરજથી ભોગવી તો તેની કેટલી બધી વાહ વાહ કરવામા આવે છે એ વિચાર ઘણીવાર એટલી સ્થિતિએ જઇ પહોચે છે કે એમકે નાના છોકરાને મોટા છોકરાએ માર્યો હોય, અથવા બીજી રીતે તેની સાથે ચાલ્યો હોય તોપણ તે શિક્ષા ધીરજથી સહન કરે છે, અને તે વિષે શિક્ષક પાસે અથવા માબાપ પાસે એક અક્ષર સરખો પણ કહેતો નથી કદાપિ એમદે છોકરે શિક્ષક તરફ ફરિયાદ આણીજ તો ફરીને જે વખતે તે છોકરાના ટોળામા એકલો હોય તે વખતે 'આ પણે કયા આ ભાજગડમા પડયા એવુ તેને સર્વેના વર્તન ઉપ રથી લાગે છે

ઘણા લોકોના એ બાળપણના વિચાર મોટપણે પણ કાયમ રહે છે, અને તેના આચરણ ઉપર તે વિચારનું પરિણામ થયેલું અનેકવાર દેખાઇ આવે છે. એ લોકો ઘણીવાર અપરાધીની તરફેણમાં દઢ સેહેને લડે છે અને અપરાધીને યોગ્ય શિક્ષા થતી એને માટે યત્ન કરનારા લોકો ઉપર ચીડાઇ જાય છે ઘણીવાર અપરાધ ઉઘાડો કરનારા મનુષ્યો કરતા, અપરાધ કરનારા મનુષ્યને લોકો તરફથી વધારે સાહ્યથી આપવામાં આવે છે. જે વખતે દોષનો આરોપ કરવાની અતિ આવશ્યકતા હોય છે તે વખતે તે કરવાને મનુષ્યનું મન કચવાતું હોય છે. પરંતુ જે વખતે દોષારોપ કરવાથી કાંઇ ફાયદો ન થતા ઉલટો તોટો થવાનો સંભવ હોય છે, તે વખતે તે કરવા વાસ્તે મનુષ્ય છેક ઉતાવળો થઇ જાય છે. આ મનુષ્યસ્વભાવનો ચમત્કાર ધ્યાનમાં રાખવા જેવો છે. વ્યવહારમાં મનુષ્યને ઘડીએ ઘડીએ એક બીજાના છિદ્રો કહાડીને એક બીજાને ખોટું લાગે એવા પ્રકારના વર્તન કરવા પડે છે, પરંતુ એકાદ ગુન્હેગાર વિરૂદ્ધ સાક્ષિ આપવાનો પ્રસંગ આવ્યો હોય તો, અથવા જુરીના સભાસદની રૂએ એકાદા ગુન્હા વિષે વિચાર કરવાનો હોય તો, તેમને પોતાનો મત સ્પષ્ટપણે કહેવાની ધીરજ રહેતી નથી. આગાડી આપેલી વાત પ્રત્યક્ષ બનેલી છે. એક વ્યાપારી મંડળીના અધ્યક્ષે તે મંડળીને અપાયકારક એવા યત્નમાં અપ્રમાણિકપણે મદદ કરી, એવું તે મંડળીના વ્યવસ્થાપકોના લક્ષમાં આવ્યા ઉપરથી, તેને પોતાના કામનું રાજીનામું આપવાની તેમણે ફરજ પાડી, પરંતુ તેની દયા આવ્યાને લીધે તેને વ્યવસ્થાપકોએ પોતાની સહીથી સારી ચાલ વિષે એક સરટીફીકેટ આપ્યું. આવાજ પ્રકારનું વર્તન ઘણા લોકોના હાથથી થાય છે પોતાના ચાકરે અથવા હાથ નીચેના નોકરોએ કંઇ ગુન્હો કર્યો હોય તો તેને નોકરી ઉપરથી દૂર કરવાનાં, અને પછી તેના ઉપર ગહેર-

બાની કરવા માટે તેની હુશીયારી વિષે દાખલો આપવાના ઉદાહરણ છે વાસ્તવિક એવે પ્રસંગે યોગ્ય કર્તવ્ય કહીએતો ગુન્હેગારને ન્યાયાસન આગળ આણીને તેને યોગ્ય શાસન આપવું એ છે એટલું થયું નહિ તો તેમના અપરાધ બદલ તેમને સારી રીતે ફજેત કરીને પણ કાઢી મૂકવા જોઇએ પરતુ તેમ ન કરતા તેમના સારા ગુણને માટે સર્ટિફીકેટ આપવું એટલે વસ્તુસ્થિતિનો વિપરીત અર્થ કરવાની પરમા વધી થાય છે

નિષ્ફલાત્મક પરોપકારની દૃષ્ટિએ બીજાના દોષ પેટમા રાખવાનો પ્રસગ છેક નિરાળો છે ઉપરના જેવા પ્રસગે દોષ જેટલા ઉઘાડા પડે તેટલા સ્પષ્ટ રીતે પાડવા અયત જરૂરના છે જે પ્રમારના વર્તનથી દુર્ગુણી મનુષ્યને તેના દુર્ગુણના સ્વાભાવિક પરિણામ ભોગવવા નુ શુભબ થઇને ઉલટુ તેમને ઉત્તેજન મળે છે તે પ્રકારના વર્તનનુ નીતિદૃષ્ટિએ સમર્થન કરવુ અશક્ય છે

બીજાના દોષ બહાર કાઢાકવા સબંધી જે વિચાર અહી આપ્યો છે તેમાજ થોડોક તફાવત ર્ક્યો એટલે તે દોષ વિષે જે શિક્ષા કરવાની તેને પણ લાગુ પડે છે શિક્ષાના સબધે પહેલો થોડોક ઉલ્લેખ ર્ક્યો છે તે પ્રમાણે તેનું સ્વરૂપ બને તેટલું સ્વાભાવિક કરવાનો યત્ન કરવો જોઇએ ઉદાહરણ ઠરાવેલી વખતે આવીને કામની શરૂઆત કરવાને જે ચાકર લોકો તરફથી દુર્લક્ષ થવા લાગે તો પ્રારભમા કોઇક પ્રસગે તે તરફ દુર્લક્ષ કરવુ પરોપકારની દૃષ્ટિએ યોગ્ય થશે પરતુ તેવા પ્રસગ વારવાર આવવા લાગ્યા એટલે, કરાર પ્રમાણે તેમના તરફથી વર્તન ન થવા વિષે તેમને સારી લાગણી થાય એવી રીતે શાસન થવુ જોઇએ એ શિક્ષા કરવાનો સ્વાભાવિક માર્ગ કહીએ તો કામ ઉપર આવવાને થએલી વારના પ્રમાણમા તેમનો પગાર ઓછો કરવો એ થાય મજુર લોકો મોડા કામ ઉપર

દષ્ટિએ એ મત કદાપિ ખરો હશે, પરંતુ પ્રાસંગિક નીતિની દષ્ટિએ એ કેવળ નિરુપયોગી છે ક્રોધ એ મનોવિકાર મનુષ્યના હિતને વાસ્તે ઉત્પન્ન થયેલો હોઇને, મનની સ્થિતિ પ્રમાણે કરાતો તે ઘણો ઉપયોગી છે જે મના ઉપર અન્યાય અને જુલમ થતો હોય તેમણે તે વિષે પોતાનો ક્રોધ બતાવવો એ એક સ્વાભાવિક અને હિતકારક છે તેને અભાવે આવા પ્રકાર ઘણા બની આવે છે મનુષ્યની હાનની સ્થિતિમા તેમના મન ઉપર બીકનો દાબ હોવો જરૂરનો છે ક્રોધમા આવેના મનુષ્યો જોયો હોય તો જેના ઉપર તે ક્રોધે બતાયો હશે તેના મનમા એક પ્રકારનુ ભય ઉત્પન્ન થાય છે આ ઉપરથી એમ દેખાઇ આવશે કે પ્રાસંગિક નીતિની દષ્ટિએ ક્રોધની આવશ્યકતા છે હવે, તે અમર્યાદ થઈ ન રોકવા જેવો હોય તો તેનાથી ખોટા પરિણામ બને એ ઉઘાડુ છે પરંતુ તેની સ્થિતિ ઘણાખરા શારીરિક અથવા માનસિક ગુણોની છે કોઈ પણ મનોવિકારના અતિરેકથી ઘાતક પરિણામ બને એટલા માટે તેમના વિકારને દોર સમજવો અને તેને વદન કહાડી નાખવાનો યત્ન કરવો એ ભૂલ છે તેમા નિયમિતપણ આણવા વિષે યત્ન કરવો જોઇએ એમદા અપરાધને લીધે ક્રોધ આવ્યો હોય તો, અપરાધીને કહેતા અથવા શિક્ષા કરતા તે ક્રોધને યોગ્ય મર્યાદામા મૂકવો એ નિશ્ચયાત્મક પરોપકારની દષ્ટિએ પ્રત્યેક મનુષ્યનુ કર્તવ્ય છે

---

## પ્રકરણ ૬ ઠુ

### પાંકા ગુણની પ્રશંસાની મર્યાદા.

ચાલતા પ્રકરણમાના વિષયનો નિશ્ચયાત્મક પરોપકાર સાથે કેવો સબંધ પહોચે છે એ વિષે ઘણાજ વાચનારાઓ મુંજવણમા પડશે બીજાના ગુણની પ્રશંસા કરવાને તૈયાર થએલી જીભને અથવા લેખણને

રોશી શખસથી પરોપકાર થશે એ વાત ચમત્કારિક દેખાય છે, અને કેટલાંકને તો તે અસંભવિત લાગશે.

જેમને સત્યની ટેવ હોય એવા લોકોએ બીજાને ખુશી કરવા વાસ્તે તેમના ગુણની અયથાર્થ પ્રશંસા કરવી એ અયોગ્ય છે, એવું કબુલ કરશે. કોઇપણ રીતે આપણો ફાયદો કરી લેવાની ઇચ્છા ન છતાં પણ જો એકાદો મનુષ્ય બીજાને અંગે ન હોય એવા ગુણની, અથવા અંગે હોય તેવા ગુણની વ્યાજબી કરતાં વધારે તારીફ કરે તો, તેનું વર્તન સદોષ છે એમ કહેવાની તેમને શંકા આવનાર નથી. ઘણા પ્રાચીનકાળથી આવા પ્રકારના વર્તનને લોકો દોષ ભરેલું માનતા આવ્યા છે. જેમનામાં સુધારાનો થોડો ઘણો પણ પ્રવેશ થએલો છે, તે સર્વ લોકોમાં આ દોષને 'મોઢું જોઇને પૂજા' કરનારા અથવા 'હાજી હાજી' એવા અર્થનાં નિંદાવાચક નામો છે. પહેલાં પુષ્કળ દેશોમાં રાજાના અને શ્રીમત લોકોના સ્તુતિપાઠ ભણનારા શખસનો ચાલ હતો. પરંતુ એવા પ્રકારના લોકોનો દિવસે દિવસે કંટાળો આવવા લાગ્યો છે. મનમાં એક વાત હોઇને બહાર બીજાની સ્તુતિ કરનારા મનુષ્યોનો પુષ્કળ જણને કંટાળો આવે છે, અને જે મનુષ્યની સ્તુતિ કરી હશે તે મનુષ્યના મનમાં પણ પોતાની સ્તુતિનો પાઠ કરનારા વિષે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. બીજા વિષે દયા ઉત્પન્ન થવાને લીધે અથવા બીજાને આપણે પ્રિય થઇએ એવા ઉદ્દેશથી કોઇએ કોઇની અયથાર્થ સ્તુતિ કરી હોય તો જો કે કોઇ ઘણું પ્રત્યક્ષ બોલીને બતાવે નહિ તોપણ તેવું કરવું અયોગ્ય છે એમ ઘણા જણને લાગે છે.

પરંતુ ઉપર કહેલી પ્રશંસામાં અથવા સ્તુતિપાઠમાં અસત્યનો અંશ હોય છે તેને લીધે તેનો તિરસ્કાર કરવામાં આવે છે. બીજાની પ્રશંસા કરતાં તે વાસ્તવિક હોય એ વિષે પ્રત્યેક ધ્યાન રાખવું જો-

ઇએ એવુ તે ઉપરથી વર્તનતત્ત્વ નીકળે છે મિથ્યા સ્તુતિથી પોતાના મનને નિવૃત્ત કરાવવાનુ તેનો ઉદ્દેશ પોતાના હાથથી અસત્ય બને નહિ એ હોઇને, પોતાના હાથથી પરોપકાર બનવો એ નથી દુ ખોત્પાદક શબ્દ અને ક્રિયા એનાથી મનને નિવૃત્ત કરવુ એ નિવૃત્યાત્મક પરોપકાર છે આ પરોપકારનો સબધ, મિથ્યાસ્તુતિથી મનને નિવૃત્ત કરવુ એ ક્રિયા સાથે લાવવાનો પ્રયત્ન કરવામા આવે છે કારણ, વાસ્તવિક પ્રશસા હોય તો તેને રોકવાનુ કઇ કારણ નથી એવુ પુષ્કળ લોકોને પ્રથમ જોતા લાગે છે વળી આને લીધે પરપ્રશસાને મર્યાદિત કરવાનું, એટલે મિથ્યા સ્તુતિથી મનને નિવૃત્ત કરવાનું, એવી કલ્પના તેમના મનમા આવીને તેનો નિવૃત્યાત્મક પરોપકારની કલ્પના સાથે મેળ બેસતો નથી, ત્યારે આ વિષયનો નિવૃત્યાત્મક પરોપકાર સાથે સબધ જોડવાને કાઇપણ ભૂલ થઇ હોય એમ તેમને લાગે છે

સત્યને માટે પરપ્રશસાથી મનને નિવૃત્ત કરવુ યોગ્ય લાગે છે તેજ પ્રમાણે બીજા પણ કઇ કારણને લીધે તેવુ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે શબ્દથી અથવા અગવિક્ષેપથી ઉઘાડી કરેલી પ્રશસા એક યથાર્થ હોઇને, તે તે મનુષ્યની અતરવૃત્તિની આબેહુબ પ્રતિમા છે, એવી જો કે કલ્પના કરી તોપણ એવી પ્રશસાથી મનને નિવૃત્ત કરવુ કોઇ કોઇ વાર જરૂરનુ હોય છે સમાજના અથવા વ્યક્તિના આગળના હિત તરફ લક્ષ દઇને તાત્કાલિક સુખ આપવાની ઇચ્છાને રોકી નાખવી જોઇએ

પારકી પ્રશસા પ્રદર્શિત કરવાના અનેક પ્રકાર છે કદી કદી એકલી નજર દેવાથી પોતાની પસદગી બીજાને બતાવવામા આવે છે કોઇ કોઇ વાર હળવે હળવે હસવાથી અથવા બીજા પ્રકારના અગવિક્ષેપથી અથવા 'વા "સાબાશ" "ધન્ય" ઇત્યાદિ ઉત્તેજનના

અર્થવાળા ઉદ્ગારથી પોતાના પ્રશંસાત્મક મનોવિકાર બીજાને જણાઇ આવે છે; અને કેટલેક પ્રમાણે શબ્દથી અને લેખથી તે જણાવવામાં આવે છે. મનુષ્યના તાત્કાલિક હિત તરફ દુર્લક્ષ કરીને તેના પરિણામના હિત તરફ લક્ષ આપનારનું હોય તો પરપ્રશંસાને મર્યાદિત કરવાની આવશ્યકતા ઉત્પન્નથાય છે. એ કર્તવ્ય કરતાં ઘણીવાર બીજાના હિત વાસ્તે મનુષ્યને પોતાના આનંદને છોડવો પડે છે, અને પોતાનું બીજા પ્રકારનું પણ નુકસાન સોસવું પડે છે.

નાનાં છોકરાંનાં વખાણ કરવાથી તેનો થોડો ઘણો અંશ પણ સ્વાભાવિક રીતેજ તેના માબાપને મળે છે. પોતાના છોકરાની પ્રશંસા સાંભળીને માબાપનું હૃદય ઉભરાઇ જાય છે શોભાયમાન વસ્ત્ર, ઘરેણું ગાંઠું ઇત્યાદિક જોઇ લોકો પોતાનાં છોકરાંને સારાં કહે એ ઇચ્છા ઘણું કરીને નાનાં છોકરાંની માને વધારે હોય છે. ઓળખાણ વાળો મનુષ્ય ઘેર આવ્યો એટલે, બાઇડીઓ પોતાના છોકરાંને તેમના ઉત્કૃષ્ટ પોશાક, અને કંઇ હોય ન હોય તે દર દાગીના ઘાલીને તેમને સારાં દેખાડવાને તેમની આગળ આણે છે. જોનારે " કેટલો બધો સારો છોકરો છે " આવા અર્થનો કંઇ ઉદ્ગાર કાઢવો એવી તેમની ઇચ્છા હોય છે. ડોળ ઘાલવાપણાનું બીજ મનુષ્ય સ્વભાવમાં છે, પરંતુ તેને વિશેષ ઉત્તેજન મળવાને લીધે નાના છોકરાંને થોડીક સમજણ આવ્યા બરાબર તેમને અંગે ડોળ ઘાલવાપણું ઉત્પન્ન થાય છે. ઘણી વાર લગાડીને તેમના વાળની શોભાયમાન રચના કરવી, વારંવાર જૂદા જૂદા સુશોભિત ભળકતા પોશાક પહેરાવવા, ઘરેણાં ગાંઠાં પહેરીને અંગને સુશોભિત કરવું અને ઘરનાં અને બહારનાં મનુષ્યોએ તેનાં વેળા કવેળા વખાણ કરતા રહેવું એટલી વાતો એકત્ર થયા પછી નાનાં છોકરાંને પણ મનમાં શેખીખોરપણું ઉત્પન્ન થાય તેમાં નવાઇનથી. આવા પ્રકારનું એકાદું છોકરૂં આગાડી આવ્યા

ખરેખર તો ઓ તેની માને ખુશી કરવાને માટે તેની પ્રશંસા કરવી કે નહિ આ પ્રશ્ન છે તે કરવાથી તે બન્નેનું પણ અહિત થનાર આમન્તુતે વિષે એટલી પ્રીતિ તેમના અને વિશેષે કરીને છોકરાના મનમા હોવી એ બન્નેને પણ અહિતકારક છે આવી પ્રશંસાએ આ દુર્ગુણો ઉત્તેજન મળશે ઠીક ને છોકરું આગાડી આવ્યુ એટલે આપણે તે તરફ વિશેષ લક્ષ આપતા નથી, અને તેની છેક નિરાશા થશે, ઓ તેના મનમા આપણા વિષે જે સ્નેહભાવ હશે તે ઓછો થશે, અને તે છોકરાને પણ ઘણું ખોટુ લાગશે આવી સ્થિતિમા તે છોકરાના અને માના કલ્યાણ તરફ લક્ષ દઇને તેઓ પોતાનો તાત્કાલિક સુખનો જોકે ભંગ થયો તોપણ પ્રશંસાત્મક ચિન્હો ન બતાવવા એજ ઇષ્ટ છે

ઉપરના પ્રમાણેજ વળી એક ઉદાહરણ લઇએ સુંદર સ્ત્રીપુરૂષોને ઓ વિશેષે કરીને સ્ત્રીઓને પોતાના સ્વરૂપનુ ઘણુ અભિમાન હોય છે, ઓ બીજા સ્ત્રી પુરૂષો પોતા તરફ જોઇને પોતાના સૌંદર્ય વિષે આશ્ચર્ય પામે ઓ તે તેઓ પોતાની મુદ્રાથી પ્રદર્શિત કરે એવી તેમની ઘણી ઇચ્છા હોય છે આ ઇચ્છા ઘણી ચમત્કારિક રીતે ઉત્પન્ન થાય છે અને તેનુ પ્રથક્કરણ કરવુ ઘણુ કઠણ છે કોઇ પણ પ્રકારનો દુષ્ટ હેતુ ન છતા આવી ઇચ્છા હોવી શક્ય છે, અને ઘણે પ્રસંગે તેવો દુષ્ટ હેતુ હોતો પણ નથી મૂલ્યવાન મોહક પોશાક ઓ ઘરેણા એમના બીજા એવા પ્રકારની ઇચ્છામાત્ર છે એવો એક માણસ જે ઠેકાણે છે તે ઠેકાણે જવાનો આપણને પ્રસંગ આવ્યો છે એવી કલ્પના કરો એનો મનુષ્ય તો એટલો શોભાયમાન છે કે, તેના સૌન્દર્ય તરફ જોઇને કહેનાર ચિત્તવૃત્તિ તટસ્થ રહે આ પણ રૂપ તેના સૌન્દર્યનુ શુ પરિણામ બનેલુ છે એ જોવા વારને તે મનુષ્ય નજી ગ્રીને આપણા તરફ જુએ છે એવે પ્રસંગે આપણુ

તે થએલું આશ્ચર્ય આપણી મુખથી પ્રદર્શિત કરવું યોગ્ય છે શું ! તાત્કાલિક પરિણામ તરફ લક્ષ આપતાં તેવું કરવું એમ લાગે; પરંતુ દૂરના પરિણામ તરફ લક્ષ આપતાં તેવું કરવું અનિષ્ટ છે એમ લાગ્યા વગર રહેતું નથી. કોઈએ આપણી પ્રશંસા કરી એ ઇચ્છા આવા મનુષ્યના અંગમાં એટલી પ્રબળ થઈ ગએલી હોય છે કે, તેને બીજું કંઈ સુઝતું નથી. ટાપટીપમાંજ તેનો ઘણો વખત જાયને જગતમાંના બીજા વ્યવહાર તેને નહિ જેવા લાગે છે. આટલું ડોળ દેખાવાપણું સારૂં નથી એ તેને બતાવવું જરૂરનું છે અને એને માટે આપણને આશ્ચર્ય થએલું હોય તોપણ તે ગુપ્ત રાખવુંજ સારૂં.

નિરૂપણાત્મક પરોપકારના તત્ત્વોને અનુસરીને જે આત્મસંયમનની આવશ્યકતા ઉત્પન્ન થાય છે તેના ઉપરના બે ઉદાહરણમાં બતાવેલા પ્રકારના આત્મ સંયમનની કંઈ જરૂર નથી એમ કેટલાકને લાગશે. પરંતુ આ ક્ષુલ્લક લાગનારા દુર્ગુણને ઉત્તેજન મળવાને લીધે તે પરિણામવિધિએ જડ પહોંચે છે, અને તેને લીધે તે મનુષ્યનું ઘણું અકલ્યાણ થાય છે. આ ડોળ ઘાલવાપણાનો કોઈ કોઈવાર એટલો નઠારો પરિણામ થાય છે કે, માને પોતાની છોકરી વિષે પણ મત્સર આવે છે, અને તેનું કારણ શોધતાં લોકોએ કરેલી પ્રશંસામાંજ હોય છે. તેમનાં સૌંદર્યનાં આસપાસના લોકોએ હમેશા વખાણ કરવાં, તમારા સરખું સૌંદર્ય આખા જગતમાં નથી એમ કહીને તેમને ચઢાવવાં, અને તેમને અંગે એટલું અભિમાન ઉત્પન્ન કરાવવું કે આપણા જેટલું અથવા આપણા કરતાં સુંદર મનુષ્ય જોવામાં આવે તો તેનો તેમણે મત્સર કરવો, એવા પ્રકારના ઉદાહરણ બની આવે છે, તેથી આ વાત જેટલી ક્ષુલ્લક લાગવાનો સંભવ છે તેટલી તે નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ.

એકાદિ વિશેષ વાત કરવા વીષે લોકોથી આપણી વાહ વાહ

થવી એવી ઘણાની ઇચ્છા હોય છે અને તેવા પ્રસગ પણ અસખ્ય આવે છે એકાદ પુસ્તક અથવા કાવ્ય લખવુ, વ્યાખ્યાન આપવુ, ચિત્ર કાઢવુ અથવા રગવુ, ગીત, નૃત્ય, વાદ્ય, ઇત્યાદિ કળામાની નિપુણતાના નમુના બતાવવા શરીરની અથવા મનની વિલક્ષણ શક્તિના ખેલ ખેલવા, વગેરે પ્રસગ આ પ્રકારના હોય છે આવે પ્રસગે કેટલીક વાર સત્યને સ્મરીને અને કેટલીકવાર અગાડીના દુખ ઉત્પાદક પરિણામ તરફ લક્ષ આપીને પ્રશસા ન કરવાને માટે આત્મસયમન કરવુ ઇષ્ટ હોય છે વ્યવહારમા જોનારને અથવા સાભળનારને પોતાની સમજણ પ્રમાણે ચાલવુ કઠણ પડે છે બીજાને નિરાશ કરીને તેને દુખ આપવુ નહિ એ ઇચ્છાએ પોતાના મનની ખરેખરી સ્થિતિ શી છે તે ન જોતા, અપેક્ષિત પ્રશસા કરવાને તે તૈયાર થાય છે પોતાના આશ્ચાર્થે બાલણા ખોટા પરિણામ તરફ તેમનુ લક્ષ જતુ નથી જે ઠેકાણે ઉત્તેજન આપવાની આવશ્યકતા હશે તે ઠેકાણે સત્ય તરફ લક્ષ આપીને જેટલુ આત્મસયમન કરવુ જરૂર હશે તેના કરતા વધારે કરવાનુ કારણ નથી, વળી પ્રત્યેકની કૃતિમા થોડા ઘણા ગુણનો અશ હોયછેજ, ત્યારે તેટલા પૂરતી તેની પ્રશસા કરવાને હરકત નથી ફક્ત તેવુ કરતા ડોળ દેખાડવાપણાને ઉત્તેજન ન મળતા પોતાના ગુણમાં સુધારો કરવાની તે મનુષ્યને બુદ્ધિ થશે એ વિષે કાળજી લેવી જોઇએ કળા કૌશલ્યનુ કામ હોય તો તે સબધી દૂરના પરિણામ તરફ લક્ષ આપવાનું ઘણુ કારણ નથી પરતુ એકાદુ પુસ્તક, મત્ર, નિબધ ઇત્યાદિક વિષે બોલવાનુ હોય તો ઘણો વિચાર કરીને બોલવુ જોઇએ જો પ્રશસાએ કર્તાના મનમા તેની શક્તિની પાર મહત્વાકાક્ષા ઉત્પન્ન થવાનો સભવ હશે એવી પ્રશસાનુ સયમન કરવુ ઠીક બિલકુલ ચૂપ રહેવુ અથવા સૌમ્ય શબ્દથી પ્રતિકૂળ ટીકા કરવી એજ આવે પ્રસગે તેના હિતનું થશે. અગાડીની નિરાશાથી

યનારૂં દુઃખ ઓછું કરવું એ એક વ્યક્તિનો ફાયદો છેજ; પરંતુ બી-જો સમાજનો પણ ફાયદો તેનાથી છે. જે કાવ્યમાં ખરૂં કવિત્વ નથી, અને જે પુસ્તકમાં અગવા નિબંધમાં મહત્વના વિચાર અથવા મા-હિતીઓ નથી, તેમને માટે કાગળ, શાહી અને છપાવવાનો શ્રમ એ-તો વ્યર્થ જાય છેજ, પરંતુ સિવાય ઉપયુક્ત ગ્રંથના સંગ્રહને પણ તેથી ઘણી હરકત થાય છે. માટે આવા અનેક પ્રસગે પ્રશંસાનું સ-યમન કરવું, અથવા છેવટે તે મર્યાદિત કરવી એ જગતના હિતનું છે. નિગ્રહાત્મક પરોપકારના તત્વોનો ઉપદેશ કરવાનું એ એક અતિ ઉત્કૃષ્ટ સ્થળ છે.

મનુષ્યનો સ્વભાવ એવો કઇક ચમત્કારિક છે કે, કોઇ પણ ચાલ એકવાર પ્રચારમાં આવ્યો એટલે તેની આવશ્યક્તા તરફ અથ-વા ઉપયુક્તતા તરફ ન જોતાં આંખ મીચીને તે પ્રમાણે કરતા ર-હેવુંજ. યૂરોપિયન લોકોમાં સ્ત્રીઓએ ગાવું અને સુરની પેટી ઉપર વગાડવું એ શીખવવાનો રિવાજ પડેલો છે. જે સ્ત્રીઓને તે આવડે નહિ તેનું શિક્ષણ બરોબર થયું નથી એમ એ લોકો સમજે છે ગ-મ્મતને વાસ્તે સાયંકાળે મિત્ર મંડળીમાં સ્ત્રી પુરૂષોની ભેગી સમાજ, અથવા મેળો એકઠો કરવાનો તે લોકોમાં ઘણો ચાલ છે. આ મંડળી ભેગી થઇ એટલે સ્ત્રીઓ પોતાનાં ગાયન ને વાદ્યાદિ કળાથી મડળીને મનોરંજન કરે છે. આ વાતનો અહીં ઉલ્લેખ કરવાનું કારણ એટલું-જ કે, આવે કેટલેક પ્રસગે તેમના ગાયન વાદ્યથી ગમ્મત કરવી તો દૂરજ રહી, પણ ઉલટો ત્રાસ આવે તોપણ મન મારીને ઉપરથી "વાહ! શો આજનો દિવસ આનદમાં ગયો, આ ના-ની ઉમ્મરમાં સારૂં કૌશલ્ય સપાદન કર્યું છે." ઇત્યાદિક ગૌરવ ભ-રેલા શબ્દોથી તેમનું અભિનંદન કરવાનો મડળીને પ્રસગ આવે છે. જે પ્રમાણે તરૂણ છોકરીએ ગાતાં, બજાવતાં, શીખવું જોઇએ, તે પ્ર-

ગારો તે ગમે તેવુ હોય તેપણ સાભળનારાએ તેના વખાણ કરવાજ જોઇએ નહિ તો તે અસભ્યપણાનુ લક્ષણ સમજવામા આવેછે આ વખાણમા અસત્યનો અશ હોવાને લીધે તેનુ સયમન કરવુ જેટલુ જરૂરનુછે, તેટલુજ તેનાથી સમાજ ઉપર થનારા ખોટા પરિણામને લીધે પણ જરૂરનું છે સ્ત્રીઓના શિક્ષણ સબધી લોકોની સમજણ મૂર્ખપણાની હોવાને લીધે અનેક છોકરીઓ ઉપર આ જુલમ થાય છે છોકરીને તે વિષયની પ્રીતિ હો અથવા ન હો તોપણ તે શિક્ષણ ક્રમમાથી એકવાર પાર ઉતરવુ જોઇએ આ સુધરેલ યુગમા સર્વને એક જ પ્રકારનુ સરખુ શિક્ષણ આપીને વિદ્યાના સચામાથી બહાર પાડવાનો જે ઘાતકી રિવાજ પડેલો છે તેને અનુસરીને સ્ત્રી શિક્ષણના અભ્યાસ ક્રમમા ગાયન, નાચ આદિ કળાઓનો સમાવેશ કરેલો છે તેને લીધે કેટલીક છોકરીઓને અને તેમજ શિક્ષકોને વિના કારણ ત્રાસ પડે છે, અને વખતનો અને પૈસાનો કેટલો અપવ્યય થતો જાય છે, એની કલ્પના કરી શકાતી નથી આપણે ઘણી વાતોમા અગ્રેજ લોકોનુ અનુકરણ કરવુ જોઇએ પરતુ એવી કઇ વાત ટાળી મેલવામા આવે તો ઠીક ગાયન વાદ્યાદિ કળા સરખુ શ્રેષ્ટ પ્રતિની ગમ્મતનુ સાધન બીજુ નથી ખરૂ, પરતુ જેમને તે કળા સાધ્ય થવા સભવ હશે તેમણેજ તે ઉપર શ્રમ કરવો, સર્વને વિના કારણ ત્રાસ આપવો આ મૂર્ખપણુ છે

જેમને પરવશ સાના સબધે વર્તમાનપત્ર વગેરેમા પ્રસિદ્ધ રીતે લેખ લખવા હોય તેમણે તો ઘણીજ સાવધગીરી રાખવી જોઇએ તેમણે એમદા ચાલતી અથવા વ્યક્તિની કૃતિની અયથાર્થ અથવા અયોગ્ય રચને સ્તુતિ કરી હોય તો તેનાથી ઘણો અપાય થવાનો સભવ છે

હાજી હાજી સરખોજ એક પરવશ સાનો પ્રકાર ચોતરફ ઘણો

પ્રસરેલા છે તે કમી કરવા વાસ્તે નિશ્ચયાત્મક પરોપકારના તત્વોનો ઉપયોગ કરવો આવશ્ય છે. મોટા લોકોની ખુશામત કરવાની સ્પષ્ટ અથવા અસ્પષ્ટ ઇચ્છાને લીધે "રાવ સાહેબ સરખોજ મારો મત છે" એમ કહેનારા પુષ્કળ લોકો છે. બીજા કેટલાક લોકો ખુશામત કરવાનું કંઇ કારણ ન છતાં પણ સર્વેને ખુશ કરવાનો સ્વભાવજ હોવાને લીધે એવા પ્રકાર કરે છે. પ્રત્યેક વેળાએ વિરૂદ્ધ પક્ષ લઇને ટટ્ટાર ઉભો કરી પોતાનો મત બીજાના મતને કદી પણ મળતો લાવવો નહિ, આવા પ્રકારના કેટલાક લોકો માલમ પડે છે; તેમનો જેવો તિરસ્કાર કરવો યોગ્ય છે તેવોજ જે લોકો પોતાના મગજને કોઇ દિવસ ત્રાસ ન આપતાં, બીજાના વિચાર ઉપર અવલંબી રહીને પ્રસંગ આવે "મારો વિચાર આપણા સરખોજ છે" એમ કહીને માથુ ધુણાવી બેસે છે તેમનો પણ તિરસ્કાર કરવો જોઇએ. આવા વર્તનમા એક પ્રકારના સકલ્પપણાનો અંશ હોવાનો સભવ છે પણ તે એક પ્રકારની ગુલામગિરિજ થાય.

• બીજાના વિચારની સાથે પોતાનો વિચાર મળતો આવે એમ કરવાના આ પ્રકારમાં અસત્યનો અંશ હોવાને લીધે તેનો નિષેધ કરવો જરૂરનો છે. જે મનુષ્યને કોઇપણ વાતની ઘણી માહિતી ન હોય તેમની વાત આઘી. પરંતુ જેમને અનેક વિષયોની થોડી થોડી માહિતી હશે, અને જેમને સ્વતંત્રપણે વિચાર કરવાની ટેવ હશે, તેમનાં અનેક વિષયોપર મત બનેલાં હોય છે પોતાના મત સાથે ન મળતા એવા અનેક મતોનું પ્રતિપાદન કરેલું સાંભળવાનો પ્રત્યેકને ઘણીવાર પ્રસંગ આવે છે. આવે પ્રસંગે સત્યની ટેવ રાખીને ચાલવું હોય તો આપણો વિરૂદ્ધ મત શબ્દથી અથવા મુદ્રાથી પ્રદર્શિત કરવો જોઇએ. બીજાં નઠારા પરિણામ ટાળવા માટે પણ તેવું કરવું ભાગે આવે છે, અને તેથીજ આ વાતનો નિશ્ચયાત્મક પરોપકાર સાથે સં-

બંધ પહોંચે છે. આપણે કંઇજ બોલ્યા નહિ અથવા બીજાના મત પ્રમાણે બોલ્યા તો તે મનુષ્ય ખુશ થશે ખરો, પણ તેને લી-ધે તેનો બે પ્રકારનો તોટો થવાનો સંભવ છે. એક, તેની ભૂલના મતને લીધે તેને નુકસાન થવાનો સંભવ હોય તો તેને નુકસાન કરવામા આપણે મદદ કરવા સરખુ થશે, અને બીજુ આ-પણા વિચાર બરોબર છે એ વિષે તેને વિનાકારણ અભિમાન ઉ-ત્પન્ન થશે જ્યા સુધી એક મનુષ્યનો વિચાર બીજાની અગાડી આ-વ્યો નથી ત્યા સુધી તેના સબધી બોલવાનું કારણ નથી પરતુ જ્યારે બીજાના વિચાર આપણી અગાડી આવે છે અને આપણે બોલયા નહિ તો આપણા પણ વિચાર તેનાજ સરખા છે એવું સમજી લેવાનો સભવ હોય છે, તે વખતે સ્પષ્ટપણે બોલવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે હાજી હા કહેવાની ટેવને લીધે સંભાષણમાં બુદ્ધિચાપલ્યની જે એક મોજ છે તે નહિ જેવી થાય છે હમેશા આપણો મત બીજા સાથે મળતો આવવાનો યત્ન કરવો, એટલે નાના પ્રકારના મતો અને નિરનિરાળી વ્યક્તિના વિચારોથી તેમા ઉત્પન્ન થનારા સૂક્ષ્મભેદથી વિચાર સૃષ્ટિને જે વૈચિત્ર્ય અને રમણિયત્વ આવ્યુ છે તે વિષે અ-રસિકપણું બતાવવાનું થાય છે.

જે ઠેકાણે આપણો મતભેદ પ્રસિદ્ધપણે બતાવવાથી વિશેષ ફા-યદો થવાનો સભવ નથી તે ઠેકાણે મૌન રાખવામાંજ ડહાપણ છે, તથાપિ પોતાની મુદ્રા અને અગવિક્ષેપ એમની સહયતાએ પોતાનો મતભેદ લોકોના લક્ષમાં આવશે એવી ખુબી કરવી જોઇએ બીજા મનુષ્યને ખોટુ ન લાગે એવી રીતે આપણો મતભેદ તેમને જણાવ-વો એ મોટા ડહાપણનું કામ છે ઘણા લોકોને અંગે એ શહાણપણ ન હોવાને લીધે મતભેદ વૈમનસ્યનું કારણ થાય છે.

હાલમા માનપત્રો અને તેની સાથે કંઈ બક્ષિસ આપવાનો પ્ર-

ધાત ઘણો ફેલાતો ચાલેલો છે. પોતાના કર્તવ્યથી અધિક જેમણે કંઈ કર્યું નથી અથવા પોતાનું કર્તવ્ય પણ જેમણે સારી રીતે બજાવ્યું નથી એવા મોટા કામદાર એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા લાગે એટલે તેને નાની મોટી સભા ભરીને માનપત્ર આપવું એ એક નિત્યવ્યવહારમાંનીજ રીત થતી ચાલી છે. નિરત્સાત્મક પરોપકારે તેનો પ્રતિબંધ કરવો જરૂરનો છે.

કોઇપણ ચાલની પ્રથમ શરૂઆત થાય છે ત્યારે તેનો ઉદેશ સારો હોય છે. પરંતુ તે ગાડરિયા પ્રવાહ પ્રમાણે અનુસરનારા લોકોના હાથમાં આવે એટલે તેની દુર્દશા થાય છે. જો એકાદા મનુષ્યે પોતાના અલૌકિક ગુણથી સમાજનુ કલ્યાણ કર્યું હોય તો તેનુ ઘણુ માન કરીને આપણી કૃતજ્ઞતા બતાવવી યોગ્ય છે; પરંતુ અંગે ગુણ ન છતાં એકાદાનુ બહુ માન કરવું એટલે આ સ્તુત્ય ચાલનો દુરઉપયોગ કરવો થાય. આ ચાલનો એવો દુરૂપયોગ થવા દેવો ઇષ્ટ નથી એવું ઘણાજ લોકોને લાગે છે પરંતુ યોગ્ય પ્રસંગે તેમના તરફથી સ્પષ્ટપણે નાખુશી બતાવવામાં આવતી નથી. એકાદા મનુષ્યને બહુ માન આપવાનુ નક્કી થયું એટલે તેને સોનાનું ઘડિયાળ, નકશીની પેટી, સોનેરી ચોકઠામાં બેસારેલી તેની તસબીર વગેરે કંઇ બક્ષિસ આપવાનો ઠરાવ કરે છે. જે મનુષ્યનું એવું સન્માન કરવાનું હોય તેજો લોકકલ્યાણ વિષે ખરી લાગણી ધરાવનારો અને લોકસ્થિતિ જાણનારો હોય તો તેને પોતાને માટે પોતાના મિત્રોએ નુકસાન સોસવું તેના કરતાં પોતાને એવું માનજ ન મળે તો ઠીક, એમ લાગશે. બીજી એક વાત તેમના લક્ષમાં આવ્યા વિના રહેનાર નથી. એવે પ્રસંગે ઘણા લોકો જે ટીપનો આંકડો માંડી મૂકે છે તે કેવળ એક પ્રકારનો જુલમ ગુસાડી મૂકે છે. એવી રીતે આપણે માટે આપણા મિત્રો પર જુલમ થવો અને તેમની પાસેથી બળાત્કારે વાહવા

મેળવવી એવી ઇચ્છા રાખવી મનુ ર કદીપણ રાખનાર નહિ આ મ મ મારે ટીપમા કઇ આપવાને લીધે વળી એક નુકસાન થાય છે મધ્યમ પક્તિના લોકો પાસે પૈસાની પુછ્છ પરાણે પૂરૂં થાય એટલીજ હોય છે, તે વખતે તેમની પાસેથી મારી મચરડીને એવા કામને માટે ટીપમા પૈસા ભરાવી લીધાથી બીજા સારા પરોપકાર તરફ તે મના તરફથી મળવી જોઇએ તેટલી મદદ મળતી નથી લોકહિત તરફ લક્ષ આપીને આવા કામમા મદદ ન કરવી એ નિરૂત્સાહક પરોપકારની નજરે દ્દષ્ટિ છે

જેની ઘણી કિમત પડતી નથી એવુ જમ્ન માનપત્ર આપવાનું હોય અથવા સભામા શાબ્દિક ઠરાવ કરવાનો હોય તોપણ તેમા મન ન ધાવવાના અનેક કારણો હોય છે આવા પ્રકારના ખડુ માનની જેમની ખરી યોગ્યતા હોય છે તે લોકોને તો તે ઘણીવાર મળતા નથી, અને જેમની તેવી યોગ્યતા હોતી નથી તેમને તે મળે છે ચાર ખ ટપટી મનુષ્યની મડળીના મનમા જે મનુષ્યો આ માન આપવાનું હોય છે તેમના અગમા વિશેષ ગુણ ન હોય તોપણ લોકો દબાણથી કઇ બોલતા નથી આવી રીતે લેકમત જોઇએ તેવો ખેચાય છે ઠીક જે માનપત્ર આપવાનુ તેમા પણ તે મનુષ્યના ગુણનુ યથાથ વર્ણન મળી આવે છે શુ? દોષનો તો તેમા પ્રવેશ થવો અશક્યજ ગુણમાત્ર એકપણ બહાર ન રહેતા પ્રત્યેક ગુણો કઇ પણ ભૂમિતિ ના પ્રમાણે વધારો બતાવવો આ પ્રસગો પૈકી પોતાનુ કર્તવ્ય બ રાબર બજાવવા સિવે અથવા તેટલું પણ તેમના હાથથી બનેતુ ન છતા સર્કો વળ ને ઘણુ માન આપવાનુ થાય છે પ્રત્યેક મનુષ્યે પોતાનુ કર્તવ્ય કરવુ જરૂરનું છે અને તેને માટે મોટો પ્રસિદ્ધ રીતે માન આપવાનુ કઇપણ કારણ નથી કીર્તિ મળવા વાસ્તે પોતાનુ કર્તવ્ય કરવુ એવી ઇચ્છા મનુષ્યના મનમા ઉત્પન્ન થવા દેવી એ સારૂં નથી

પારકી પ્રશંસાથી મનને નિરત કરવાને ઉપર કહેલાં કારણ મ-હત્વનાં છે. મનુષ્યની ઉત્પત્તિથી આજસુધી તેનો સામાજિક ઇતિહા-સ જોઈએ હોય તો આજસુધી જે સમાજનું હિત થએલું છે તે સ્વાર્થના અથવા જેમનામાં સ્વાર્થનું પ્રાબલ્ય વિશેષ હોઈને પરાર્થનો માત્ર થોડો પાસ હોય છે એવા વર્તનથી થએલું છે; અને જ્યાંસુધી પરાર્થ વિષે-ના ઉન્નત વિચાર મનુષ્યના વર્તનને વલણમાં લાવે એટલા પ્રબળ થયા નથી, ત્યાંસુધી પરાર્થનો જેમની સાથે થોડો ગણ બંધ છે એવા સ્વાર્થ-મિશ્રિત મનોવિકાર નષ્ટ થવા એ સારૂં નથી. કીર્તિ, મોટાઇ, પ્રતિષ્ઠા, એમની જ ઇચ્છાએ આજસુધી મનુષ્ય સારાં કામો કરવાને પ્રવૃત થએ-લા છે. કર્તવ્યની ટેવ અથવા ભૂતદયા એમનો તેમના મન ઉપર તેટલો પરિણામ થતો નથી. પોતાનું કર્તવ્ય કરવાનું હોય તોપણ તે કર-વાથી આપણી પ્રશંસા થશે આ એક વિચાર મનુષ્યના હાથે તે ક-રાવવાને કારણ થાય છે. પછી કેવળ પરોપકાર કરવાનો હોય તો તેમાં કીર્તિની ઇચ્છા રાખી હોય તો એમાં ઘણું આશ્ચર્ય નથી. એક હાથથી કરેલો પરોપકાર બીજા હાથને જાણવા દેવો નહિ એવા પણ મોટા વિચાર કવચિત જણાઈ આવેલા છે. પરંતુ જગતમાં જ્યાં ત્યા અન્યાય અને લબાડી એમનુંજ સામ્રાજ્ય હોવાને લીધે કોઇપણ હે-તુએ ન્યાયનું વર્તન કરનારો મનુષ્ય જડી આવ્યો તેથી તેની પ્રશંસા કરવી એવી બુદ્ધિ આજ સુધી થતી ચાલી છે. પરન્તુ એ સ્થિતિ બદલવા વિષે યત્ન કરવો જોઇએ મનુષ્ય જાતિની નીતિમત્તા દિવસે દિવસે વૃદ્ધિ પામતી જાય છે, એ વાત નિર્વિવાદ છે, અને તે જેટલી વૃદ્ધિ પામે તેટલી વધારવા વિષે યત્ન કરવો જરૂરનો છે મનુષ્યની ઉન્નત પદવીને ઓછાપણું આણનારાં કીર્તિ, મોટાઇ, પ્રતિષ્ઠા ઇત્યાદિ મનો-વિકારોને બદલે કર્તવ્યબુદ્ધિ, ભૂતદયા, નિરપેક્ષ પરાર્થબુદ્ધિ ઇત્યાદિ શ્રેષ્ઠ મનોવિકાર ઉત્પન્ન થવા જોઇએ. જેમ જેમ આ મનોવિકારનું પ્રાબલ્ય

વધતું જશે તેમ તેમ લોકોથી પોતાની વાત્સલ્ય કરાવવી એ મનુષ્યની ઇચ્છા ઓછી થતી જશે વળી જેમને માન આપવાનુ તેમને તેની કિંમત લાગવાની નષ્ટ થવાને લીધે તે આપવાની પણ ઇચ્છા લોકોને થનાર નથી મનુષ્ય જાતિના કલ્યાણ વિષે અગાડીનો વિચાર કરતા અનેક પ્રસંગે પરપ્રશસાની ઇચ્છાનું સયમન કરવુ અને વિશેષ કરીને જે ઠેકાણે તે ના વિષે ઘણી આતુરતા દેખાઇ આવે, તે ઠેકાણે તો અવશ્ય કરવુ, ઘણુ જરૂરનુ છે

---

## પ્રકરણ ૭ મુ

### પ્રવૃત્યાત્મક પરોપકાર

### વિવહિત સ્ત્રી પુરૂષના પરસ્પર ઉપકાર

ઐતિહાસિક કાળથી મનુષ્ય જાતનો જે લિખિત ઇતિહાસ મળે છે તેમા જે કોઇપણ અત્યંત શોચનીય બાબત કહીએ તો તે બીજી કોઇજ નથી, પરંતુ સ્ત્રીજાત સાથેના પુરૂષ જાતના વર્તન એ છે ઐતિહાસિક કાળની પહેલાનો ઇતિહાસ જો ઉપલબ્ધ હોત તો તે સબધી આથી પણ અધિક શોચનીય સ્થિતિ જણાઈ આવી હોત મનુષ્ય જાતના ઇતિહાસમા આનાથી પણ વધારે ભયકર લેખક ઉ વાતો છે મનુષ્ય ભક્ષકપણું લડાઈમા હાથ આવેલા લોકોને નાના પ્રકારના હલ હવાલ કરીને મારી નાખવાનો ચાલ દેવ અને ભૂતને જીવતા પ્રાણીનું કિંવા જીવતા માણસનું બલિ આપવાનો ચાલ, વગેરે બાબતો રૂવા ઉભા કરે એવી છે પરતુ આવા બનાવો કવચિત બનતા હોઇને તેમનો પરિણામ પણ તે તે કાળે અને તે તે વ્યક્તિ ઉપરજ થાય છે સ્ત્રી જાત સાથે હેવાનીયત રીતે વર્તવાની વાત છેક જુનીજ છે એક તો આ બાબત સર્વ વ્યાપક હતી એમ દેખાય

આવે છે. અને તે શિવાય તેનો પરિણામ પણ ઘણા લાંબા કાળ સુધી ચાલે છે. તેટલા માટેજ આ ચાલને અત્યંત શોચનીય વાત એમ ઉપર કહેલું છે. સુધરેલા, અર્ધ સુધરેલા અને જે લોકોમાં સુધારાનો ધણોજ થોડો પ્રવેશ થયો છે તેવા લોકોની સ્થિતિ જોઈએ તો, અને આ પ્રત્યેક સ્થિતિમાં સ્ત્રીઓને કેવા પ્રકારના દાસત્વમાં રહેવું પડે છે તથા તેમના પર કેવા કેવા જુલમ થાય છે એ વિચાર મનપર લઈએ તો, હજારો વર્ષ પર્યંત રાનમાં ભટકનારા લોકોમાં સ્ત્રીઓની, કેટલી હૃદયભેદક સ્થિતિ હશે તેની થોડી કલ્પના તમને થશે. એકંદરે આજ સુધીમાં સ્ત્રીજાતે જે દુઃખ ભોગવેલું છે અને જે હજી પણ તેમના ભાગમાંથી છૂટવાનો રંગ દેખાતો નથી તેની કલ્પના કરવી કઠિન છે.

વ્યક્તિ વ્યક્તિમાં જેવો જીવનાર્થકલહ ચાલે છે તેવોજ વ્યક્તિ સમુદાયમાં પણ હોય છે. જંગલી લોકોની અનેક જાતોમાં હાલ પણ મોટી મોટી લડાઈઓ ચાલે જાય છે. પૂર્વે જે વખતે પૃથ્વીપર સર્વ લોક જંગલી હતા તે વખતે પણ સર્વ ઠેકાણે લડાઈ શિવાય બીજી વાત ન હતી. 'બળીઆના બે ભાગ' એ તે વેળાનું મુખ્ય વર્તન તત્વ હતું. હાલ પણ તે છેક નષ્ટ થયું છે એમ નથી, તોપણ તેનું ભયંકર સ્વરૂપ ઘણે અંશે કમી થયુ છે. આ તત્વને અનુસરીને બળવાન લોકો, દુર્બળને કચરી નાંખી તેમને પોતાના દાસ કરતા એવી જ્યાં ત્યાં સ્થિતિ હતી. શત્રુની સાથે ફાવે તેવા ક્રૂરપણાથી વર્તવાની ટેવ મનુષ્યને પડીને તેનો પરિણામ પણ તેનાં બીજાં વર્તન ઉપર થવા લાગ્યો. જાત જાતમાં દુર્બલ સાથે ગમે તેવી રીતે પ્રબળે ચાલવું, અને ચાલ તેવો તેનાપર જુલમ કરનારા માણસોના મનમાં સ્વાર્થ શિવાય બીજો વિચાર આવવાનો અવકાશ નહતો. આવી સ્થિતિમાં સ્ત્રીઓને પણ પોતાની દુર્બલતાનો પરિણામ સ્વાભાવિક

રીતે ભોગવવો પડતા લાગ્યો સ્ત્રીઓની સાથે કેટલી ખરાબ રીતે વ
ર્તવુ તેની કઇ સીમા રહી ન હતી સ્ત્રીઓની સાથે અતિશય નિ
ર્દય અને ક્રૂર રીતે વર્તવાથી આપણને તેની પાસેથી જે લાભ મળવા
જોઇએ તે ન મળતા ઉલટા નાસ થતો જોઇ પુરુષોનુ ક્રૂરપણું થોડુંક
કમી થયુ અજ્ઞાનાવસ્થામા દુરનુ પરિણામ મનમા આવવુ અશક્ય
હોય છે, તથા ક્રોધ અને અપ્રીતિ થવાને થોડા કારણ પૂરતા ગણાય છે
તેને લીધે ઉપર જણાવેલા વિચારનો પણ ઉપયોગ ઘણો થોડો
થાય છે સ્ત્રીઓની સાથે અતિ ક્રૂર રીતે વર્તવાથી તેમની છોકરા ઉછે
રવાની શક્તિ અયોગ્ય થઈ દિન નતિ દિન એક જાતના લોકની સખ્યા
કમી થાય અને કાનાતરે તે જાત સમૂળગી નાશ પામે એ પણ સ
ભવ છે વળી ઘણુ કરીને આ કારણને લીધે અનેક જગલી લોકોના
ટોળાનુ નિર્મૂળ થઇને જે ટોળામા સ્ત્રીઓ સાથે કમી ક્રૂરપણાથી વ
ર્તવાનો રિવાજ હશે તેમનાજ જીવનને ઉત્તેજન મળતુ હશે

ઘણા પ્રાચીનકાળથી જે સ્ત્રીઓની સાથે આજસુધી પુરુષો ત
રફથી ક્રૂરપણે વર્તવામા અવતું તથા અદ્યાપિ આવે છે તે સ્ત્રીઓમા
પુરુષો કરતા કાઇક વિશેષ ગુણ હતો અથવા છે એમ નથી તેમનો
સ્વભાવ પણ પરિસ્થિતિ યોગ્ય બંધાયો હતો તથા હાલ બધાય છે
પૂર્વે એક ઠેકાણે કહ્યા પ્રમાણે પચમહાભૂતાત્મક સૃષ્ટિમા ક્રિયા પ્ર
તિક્રિયાનુ જેટલુ મહત્વ છે તેટલુજ તેનુ મહત્વ માનસિક કિવા વિ
ચારસૃષ્ટિમા છે પુરુષોના ક્રૂરપણાનુ પરિણામ પ્રતિક્રિયાની રીતે સ્ત્રી
ઓપર પણ પામ્યુ, અને તેથી ઉભયના સ્વભાવ સરખા ક્રૂર બન્યા
અને બને છે જેનો સ્વામિ ક્રૂર હોય છે તે સ્ત્રી પોતાના છોકરા પ્ર
તિ તેટલીજ ક્રૂર રીતે વર્તે છે ઉત્તર અમેરિકાના કેટલાક જગલી લો
કોના ટોળાની સ્ત્રીઓ લડાઇમા પકડાએલા માણસો ઉપર પુરુષોના
કરતા વધારે દુખ પાડવામા ચતુર હોય છે, એમ જણાયુ છે આ

સંબંધી ધ્યાન રાખવા જોગ વાત એટલીજ છે કે, જે વ્યક્તિને અથવા વ્યક્તિ સમુદાયને ગાંજે મનુષ્યના અમર્યાદ સ્વાર્થને પ્રતિબંધ કરવાનું સામર્થ્ય નથી હોતું તેમના પર જ્યાં હોય તેટલાં દુષ્પરિણામ થયાં છે. આ સર્વ સામાન્ય પરિણામનોજ એક મોટો ભાગ સ્ત્રીજાતને ભાગ આવ્યો છે. સર્વ પ્રકારના શ્રમનાં, ત્રાસનાં અને માથાફોડનાં કામ કરવાં, પુરૂષના સુખને માટે ગમે તેટલું દુઃખ સોષવું, પુરૂષની તૃપ્તિ થાય ત્યાં સુધી પોતે ઉપવાશી રહેવું, અને જે તે વધ્યા ઘટયા ઉપર પોતાનો નિર્વાહ કરવો, આ સ્ત્રીઓનો કર્તવ્યક્રમ થઇ પડયો છે.

દેશ દેશમાંની અને રાજેરાજ્યમાંની લડાઇઓ ઓછી થઇને જેવો જેવો લોકને શાંતિનો અનુભવ મળતો ગયો તેવો તેવો સ્ત્રીજાતને હિતાવહ એવો થોડો થોડો પુરૂષોના મનમાં વિચાર આવતો ગયો. આપણા જુના ગ્રંથોમાં કેટલેક ઠેકાણે સ્ત્રીજાતિનાં વખાણ ના અને કેટલેક ઠેકાણે તેમના હિતત્વના વિચારો બતાવેલા છે. એવા જે લેખ દેખાઇ આવે છે તેનું કારણ એમ જણાય છે કે તે ગ્રંથો લખાયા તે વખતે સ્ત્રીજાતિના સબંધે પૂર્વના પ્રતિકૂળ રિવાજનો મન ઉપર દાબ છતાંજ નવીન અનુકૂળ વિચારનો પ્રાદુર્ભાવ થવા લાગ્યો હતો. એવા વિચારમાં ફરક થવાથી પુરૂષજાતિનાં સ્ત્રી જાતિ સાથેનાં વર્તન દિવસે દિવસે સુધરતાં ગયા છે. પણ સ્ત્રીને કઇક હક કરીને છે, એવા પ્રકારના વિચાર હાલ લોકોના મનમાં આવવા માંડયા છે, અને એ વિચારને અનુકૂળ એવા પ્રકારના મનોવિકાર પણ તેમનામાં ઉત્પન્ન થવા માંડયા છે.

સ્ત્રીઓ સાથે વર્તવાની પદ્ધતિમાં જે અતિશય સુધારણા થઇ છે તે પૂર્વની ક્રૂર વર્તણુકનું ભાન થવાથી થઇ નથી, પરંતુ લોકોના પરિપાટી બદલાયાથી હળવે હળવે માણસના સ્વભાવમાં ફેર પડતો ગયો, અને બીજી બાબતોમાં જેવી રીતે તેની ક્રૂરતા ઓછી થતી

ગઇ છે તેવીજ રીતે સ્ત્રીઓના સબંધમાં પણ થયું. પહેલાંની રીતભાતમાં થોડો થોડો ફેર પડી નવીન રીતિઓ પડતી ગઇ. સ્ત્રીઓ પ્રતિ ક્રૂરતાથી વર્તવું એ અન્યાય છે એમ મનમાં આવવાથી લોકોએ જુની રીત તજી દીધી અને નવી રીતનો અંગીકાર કર્યો, એમ કંઇ બન્યું નથી. પુરૂષો તરફથી સ્ત્રીઓને હાથ જે નાના પ્રકારના હક્ક મળ્યા છે તેના બે મુખ્ય કારણ છે—એક તો એકે નિકટ સબંધને લીધે પુરૂષોના મનમાં તેમને માટે સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થઇ, અને બીજું, સામાજિક રૂઢિના ધોરણે ચાલવાની માણસની પ્રવૃત્તિ હોય છે તે પણ કેટલે પુરૂષો સ્ત્રીઓ સાથે પ્રેમથી વર્તતા હોય તોપણ તેમના હકના સબંધે કોઇપણ નીતિતત્ત્વનો તેમણે સ્પષ્ટ રીતે અંગિકાર કરેલો હોતો નથી, અને તેમનું વર્તન નીતિ વિચારનું પરિણામ હોતું નથી, પરંતુ ઉપર દર્શાવેલાં બીજાં કારણોને લીધે ઉત્પન્ન થએલું હોય છે

પ્રબળ અને દુર્બળ વચ્ચેનો ભેદ અને તેના નઠારા પરિણામ કમી કરવાનો યત્ન કરવો એ પરોપકારનો ઉદ્દેશ છે, એમ આગળ ઘણીવાર બતાવેલું છે. સર્વને વ્યક્તિસ્વાતંત્ર્ય મળે તેટલા માટે ન્યાયતત્ત્વની દૃષ્ટિએ પ્રત્યેક માણસને જે બંધનો ઉત્પન્ન થએલા છે, તેથી આ કાર્ય બનું જોઇએ તેટલું બનતું નથી. જે ઠેકાણે ન્યાયની મર્યાદા પૂરી થાય છે ત્યાંથી પરોપકાર શરૂ થાય છે. પોતપોતાના ધંધામાં પોતપોતાની શક્તિનો પૂર્ણ ઉપયોગ કરવાની છૂટ ન્યાયથી સર્વને મળ્યા પછી ધંધાનું તેજ અને ધંધો કરનારના કૌશલ્યથી જૂદી જૂદી વ્યક્તિને જે ફલપ્રાપ્તિ થવાની હોય તેનું વૈષમ્ય કમી કરવું એ કામ પણ પરોપકાર તરફ આવે છે. ભ્રીજાત અને પુરૂષજાત એ જે માનવી સૃષ્ટિના બે મુખ્ય ભાગ, તેમાં આ વૈષમ્ય સૃષ્ટિક્રમને અનુસરીને હમેશથી સ્વાભાવિક પરિણામને લીધે ઉત્પન્ન થએલું છે, અને તે કમી કરવું એ પરોપકારનું પહેલું કામ છે માનસિક સામર્થ્યનો

સવાલ એક કોરે મૂકતાં, શારીરિક સામર્થ્યથી સ્ત્રીઓ પુરૂષોની બ-રાબરી કરી શકનાર નથીજ, આ વિષે મતભેદ હોવાનો પણ સંભવ નથી. આ દુબળતાને લીધે તેમને ઘણા ગેરલાભ થયા છે. મુખ્ય-ત્વે કરીને સ્ત્રીજાત ઉપર પુરૂષજાતને જે રાજ્ય કરવાનું મળેલું અને હાલ પણ મળે છે તેનાં અનેક કારણોમાંનું એક તો એજછે કે સ્ત્રી-ઓ શારીરિક સ્થિતિએ દુર્બળ છે. પ્રજા ઉત્પન્ન કરવી અને તેનું પા-લન કરવું એ બે મહત્વનાં કામ સ્ત્રીઓને માથે પડેલાં હોવાને લીધે તેમનાં જીવનાર્થકલહના ઝપાટામાં પાછળી પગલાં પડેલાંછે એ નિર્વિવાદ છે. આ બે બાબતો ઉપર ધ્યાન આપવામાં તેમના આયુષ્યનો મહ-ત્વનો ભાગ જાય છે તેને લીધે તેમની શારીરિક શક્તિનો ઉપયોગ કરવાનો અવકાશજ મળતો નથી. હવે, પોતાના કુટુંબના પોષણનાં સાધન બહારથી શ્રમ કરીને પુરૂષને લાવવાં પડે છે એ વાત જો કે ખોટી નથી તોપણ વર્ષોવર્ષ અને હરરોજ સવારથી સાંજ સુધી હ-મેશાં છોકરાં પછવાડે લક્ષ આપવા જેવી જે અત્યંત મહત્વની જ-વાબદારી સ્ત્રીઓને માથે પડે છે તેને લીધે ઘર એજ તેનું જગત થઇ પડે છે, અને તેના આત્મોન્નતિના સર્વ વિચારોને તજી દેવાનું તેને ભાગે પડે છે એ વાત પણ ખોટી નથી. આ રીતે સ્ત્રી પુરૂ-ષના આયુષ્યક્રમમાં આવા પ્રકારના ફેરફારથી ઉભયની સ્થિતિમાં જે ભેદ પડવો અપરિહાર્ય બની રહ્યો છે તેનું, અને આમળ બતાવેલાં બીજાં કારણોનું સ્ત્રીજાત ઉપરનું અનિષ્ટ પરિણામ કમી કરવાને પુ-રૂષોએ મથવું જોઇએ.

પુરૂષોના હાથથી આજ સુધી પણ આવી જાતનો યત્ન થએલો છે. સુધરેલા લોકોમાં પુરૂષોએ સ્ત્રીઓની સાથે કેવી રીતે વર્તવું, તે વિષે જે સામાન્ય રૂઢિ જણાઇ આવે છે, તે પોતાની મેળે કોઇ રીતે ઉત્પન્ન થએલી નથી. સ્ત્રીઓની સ્થિતિ વિષે પુરૂષોના મનમાં દયા ઉ-

જો કે કંઇક અંશે કમી થઇ છે તોપણ તે સમુળી નાશ પામી નથી. આ સ્વાર્થબુદ્ધિ ધણાખરા લોકોમાં કંઇ કાળ સુધી બાહ્ય કારણને લીધે જો કે તે અદરશ્ય થઇ, તોપણ તે કારણો નષ્ટ થયા બરોબર, અ- યવા તેનું જોર કમી થયા બરોબર તે પુર્વવત્ પોતાનું સ્વરૂપ પ્રકટ કરે છે. વિવાહની પહેલાં પુરૂષ સ્ત્રીને મેળવવા માટે આતુર થાય છે, તેના રૂપ ગુણ ઉપર અનુરક્ત રહે છે, અને તેથી વિવાહ કરવાને તૈ- યાર થાય છે. પરંતુ પરણ્યા પછી થોડે દિવસે એ મોહ ઉતરી જાય છે, અને મનોવિકારની દુર્બળતાને લીધે તેના પર પ્રથમના જેટલી પ્રીતિ રાખતો નથી. અને ઘણીવાર એમ બને છે કે સામાજિક રૂઢિને અનુસરીને જે પ્રકારની વર્તણુક સ્ત્રીઓ સાથે રાખવી અવશ્ય છે તે પ્રકારનું વર્તન તેની સાથે રહેતું નથી. આવા વર્તનને માટે કોઇવાર બહારનાં કારણ હોય છે, અને કોઇવારતો તેવાં કારણો હોતાં પણ નથી.

જે લોકોમાં સ્વયંવરની રીત નથી, અને આપણી રીત પ્રમાણે વરકન્યાનાં માબાપજ તેઓના વિવાહ કરે છે, તે લોકોમા પણ પુ- રૂષની સ્ત્રી સાથેની વર્તણુક ઘણું કરીને ઉપરના જેવીજ હોય છે સ્વ- યંવરમાં લગ્ન વખતે અને ત્યાર પછી કેટલાક કાળ સુધી સ્ત્રીપુરૂ- ષમાં જે વિલક્ષણ પ્રકારની આસક્તિ દેખાઇ આવે છે તે નાનપણમાં લગ્ન થએલાં વધૂવરમાં જણાઇ આવવી શક્ય નથી. સિવાય જે પ્ર- માણે લોકમાં સ્વાર્થદૃષ્ટિ હોય અને તેમની રીતભાત જે પ્રકારની હો- ય તે પ્રમાણે સ્ત્રીને સારી ખોટી વર્તણુકનો અનુભવ મળે છે. ઘણે ઠેકાણે સ્વાર્થની વધારે ચઢતી થઇને રૂઢિથી જે હક સ્ત્રીઓને આપેલા હોય છે, તે પણ તેમને મળતા કઠણ પડે છે.

આમ થવાનું કારણ પરોપકારાત્મક નીતિતત્વનું મનુષ્યના મન- પર હજી કહેવા જેટલું પરિણામ આવ્યું નથી તે છે. સામાન્ય રીતે સ્ત્રીજાત માટે મનમાં અસર થઇ પુરૂષને જે સ્વહિતનો ત્યાગ ક-

વાનો છે, અથવા વિશેષે કરીને પુરૂષે પોતાની વિવાહિત સ્ત્રી માટે
જે સ્વહિત ત્યાગ કરવાનું છે, તેનો મૂળ પાયો કાયમ થયા સિવાય
ઉપરની પરોપકારી ઇમારત સ્થિર રહેવાનો સંભવ નથી હાલ સ્ત્રી
પુરૂષ વચ્ચેના સામાન્ય સંબંધ અને વિવાહિત સ્ત્રીપુરૂષમા વિશેષ
સંબંધ નક્કી કરનારા વર્તનનો જે નિયમ ચારે તરફ આપણા જોવામા
આવે છે, તેનો ઉદ્ભવ ઉભયની ગોઠવણમા અને રૂઢિમા ઉત્પન્ન થએલો
છે એમ સામાન્ય રીતે માનવામા આવે છે આ સમજ સદાચારને
તેનો ઉદ્ભવ પરોપકારના તત્વમા છે એમ લોકોના મનમા આવવુ જ
કરવું છે ન્યાય અને પરોપકારના સંમેલનથી માનવનીતિશાસ્ત્ર બ
નેલું છે આ નીતિશાસ્ત્રનો સિદ્ધાંત અને તેનો ઉદ્દેશ જ્યા સુધી
લોકના મન ઉપર પૂરું રીતે ઠસ્યો નથી ત્યા સુધી કેવળ સોઇ માટે
અને રૂઢિને લીધે પળાતા વર્તનના નિયમનું ઉલ્લંઘન માણસના હા
થથી થવાનો ઘણો સંભવ છે સૃષ્ટિક્રમને અનુસરીને સ્ત્રીપુરૂષમા
જે ન્યૂનાધિકતા સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલી છે તે બની તેટલી
કમી કરવાની આવશ્યકતા પરોપકારાત્મક નીતિતત્વથી ઉત્પન્ન થાય
છે એ વાત પુરૂષોએ પોતાના મનમા ઠસાવવી જોઇએ, અને તેને
અનુકૂળ પડતા મનોવિકાર ઉત્પન્ન કરવા માટે શ્રમ લવો જોઇએ

પ્રજોત્પત્તિનો કાળ સ્ત્રીના આયુષ્યમા ઘણોજ મહત્વનો ભાગ
છે એ અરસામા મોટી જવાબદારીના, અને જેનું પરિણામ સ્ત્રીને
આખા જન્મારા સુધી સોસવુ પડે એવા બનાવ બની આવે છે આ
વાત તરફ પુરૂષોએ વધારે લક્ષ આપવુ જોઇએ હમેશા શરીર સ્વસ્થ
રહેતુ નથી અને કદી કદી તેને પથારીવશ રહેવાનો પ્રસંગ આવે
એવી તેની સ્થિતિ હોવાને લીધે તેના મનમા પણ ઘણી ચિંતા ઉત્પન્ન
થાય છે ગર્ભપાલન અને છોકરા ઉછેરવા એ બે મહત્વના કાર્ય તે
ઓને માથે પડેલા છે, તેનો એ પરિણામ છે એ લક્ષમા ધારીને પુ

રૂષોએ સ્ત્રીઓની સાથે વધારે મમતાળુ રીતે વર્તવાની જરૂર છે. સ્ત્રીઓની આ સ્થિતિમાં વળી એક બનાવ વારંવાર બની આવે છે, અને તેનું કારણ લક્ષમાં ન લેવાથી પુરૂષનો સ્ત્રી ઉપરનો પ્રેમ ઓછો થવાનો સંભવ છે. ગર્ભસ્થિતિમાં, છોકરાંના પોષણ પાછળ, અને ત્યાર પછી તે બોલતા ચાલતા શીખે ત્યાંસુધીમાં, સ્ત્રીઓમાં તેમના પાલન પોષણ માટે એટલી નિર્બળતા આવે છે કે શરીરિક ઉપરાંત તેમનું માનસિક બળ પણ છેક કમી થઇ જાય છે. આ વખત પહેલાંની સ્ત્રીની બુદ્ધિ અને ચાલાકી જોઇને તેની તથા પોતાની ભાવિ સ્થિતિ વિષે પોતાના મનમાં તરંગ કરનારા માણસને નિરાશાના પ્રસંગ આવે છે. બુદ્ધિમાન અને વિદ્વાન માણસને પોતાની સ્ત્રીએ તેના કાર્યમાં મદદ કરવી, પુરૂષના અનેક વિષય ઉપરના વિચાર સમજવાની અને તે વિષયો ઉપર વિવાદ કરવાની તેને યોગ્યતા આવવી, અને વિચારસૃષ્ટિના અન્યોન્યના સુખદુઃખના એક બીજાએ વિભાગી થવું, એવી સમજ થવી સ્વાભાવિક છે. આ તેની આશાનો ભંગ થયો એટલે •પોતાની સ્ત્રી વિષે તે નિષ્કાળજી રહે છે, અને તેના સંસારસુખનો ભંગ થાય છે. પરંતુ સ્ત્રીના બુદ્ધિસામર્થ્યમાં જે ફેર પડે છે તેનાં યોગ્ય કારણ લક્ષમાં લઇને પુરૂષે સ્વાભાવિક રીતે બની આવતા પ્રસંગ માટે પોતાની ગરીબ બિચારી સ્ત્રીને દુઃખને ભોગ પાડવી જોઇએ નહિ. આવા પ્રકારનું પરિણામ બની આવવાથી ખરાબ લાગવું એ સ્વાભાવિક છે. પરંતુ તે વિષે ઉતાવળીઆ થઇ પોતાના વર્તનમાં ફેરફાર કરવો એ યોગ્ય નથી. આવા પ્રસંગે તો ઉલટી તેનાપર દયા કરવી જોઇએ. કારણ કે પોતાના પતિનો પોતા વિષે મનોરથ પૂર્ણ થયો નહિ, અને પોતાનું એક ઉત્તમ પ્રકારનું સુખ ગયું, એવા વિચાર મનમાં આવીને સ્ત્રીને અત્યંત સંતાપ થયા વગર રહેવાનોજ નહિ.

પોતાની વિવાહિત સ્ત્રી માટે પુરૂષે પોતાના હિતનો કિંવા સ-

ખનો ત્યાગ કરવાનો તે કંઇ અમર્યાદ છે એમ નથી ઉત્ક્રમણની જે પાયરીએ મનુષ્યસ્વભાવ પહોંચેલો છે તે પાયરી પૂર્ણ ઉત્ક્રાંતિની ઘણી નીચે હોવાથી મનુષ્યસ્વભાવમા ઘણી ઉણપ રહેલી છે તેથી એક પક્ષે પરોપકારની નજરે પોતાની સ્ત્રી માટે જે બાબતમાં લક્ષ આપવાની જરૂર છે તે તરફ દુર્લક્ષ રહે છે, અને બીજે પક્ષે જે પ્રકારના હક સ્ત્રીને આપવા ઇષ્ટ ન હોય, અને જે બાબતમા પુરૂષે લક્ષ આપવાનું કારણ ન હોય, તે હક મેળવવા સારૂ અને તે બનાવ પુરૂષ પાસે કબુલ કરાવવા સારૂ સ્ત્રી તરફથી યત્ન થાય છે, અને પુરૂષ તરફથી તેને કંઇ હરકત લેવામા આવતી નથી કોઇકોઇવાર સ્ત્રીના સ્વાભાવિક દૌર્બલ્યના પરિણામ મટાડવા માટે જેટલી વાત પુરૂષોએ કરવી જરૂરની છે તેનાથી અધિક વાત તેમની પાસે કરાવવામા આવે છે

ખરા લગ્નકાળ પછી અને સ્ત્રીને એક છોકરૂં થાય ત્યાં સુધીમાં જે કાળ જાય છે તે દરમિયાન સ્ત્રીપુરૂષ બન્નેના વર્તન ને કંઇક કાયમનું સ્વરૂપ મળે છે આરંભમા અતિ આસક્તિને લીધે પુરૂષ સ્ત્રીની મરજી પ્રમાણે ચાલવા માડે છે, અને પછી તરતજ ગર્ભ રહ્યો એટલે તેની સ્થિતિ તરફ ધ્યાન આપીને તેવુંજ વર્તવુ એમ તેને લાગે છે ગર્ભને લીધે સ્વાભાવિક રીતે શારીરિક વ્યાધિ ઉત્પન્ન થાય છે અને પહેલી વખતના અપરિચિતપણાને લીધે તેની ભીતિ ઉત્પન્ન થાય છે આવે વખતે પોતાની સ્ત્રીની ઇચ્છા વિરૂદ્ધ વર્તન કરે તો તેના શરીર ઉપર માઠા પરિણામ થાય એમ મનમા આણીને તેની માગણી કદાપિ વ્યાજબી કરતા અધિક હોય તોપણ પુરૂષ તે પૂરી પાડવાને આનાકાની કરતો નથી આવા વર્તનની શરૂઆત થયા પછી જો કેટલોક કાળ એ રીત ચાલુ રહે તો પછી ઉભયનો એ પ્રમાણેનો સ્વભાવ બધાઇ જાય છે એકવાર પુરૂષના મન ઉપર સ્ત્રીનો આવા પ્રકારનો દાબ પડી ગયો એટલે તે દાબ ઘણા

માજુએથી કાઢી નંખાતો નથી. પુરૂષ ગરીબ સ્વભાવનો અને સ્ત્રી નીચ સ્વભાવની હોય, અને તેમની વચ્ચે આવી રીત પડી જાય તો પરિણામ ઘણુંજ ભયંકર આવે છે. પુરૂષ સ્ત્રીનો ગુલામ બની રહે. અને સ્ત્રીઓ તેને ગમે તેમ દબાવવો, આવાં ઉદાહરણો લોકમાં ચારે તરફ જોવામાં આવે છે.

આવી સ્થિતિમાં પુરૂષે કેવી રીતે વર્તવું તે કહેવું કઠણ છે. આ પ્રશ્નનો ઉત્તર દરેક વ્યક્તિના સ્વભાવે અને જૂદી જૂદી હકીકતનો વિચાર કરીને જૂદો જૂદો આપવો પડશે. પુરૂષે સ્ત્રીને ગુલામ કરીને તેના ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપિત કરવું અથવા પુરૂષનું ઉદ્યોગિક ઉપરીપણું સ્ત્રી ઉપર રહેવું એ સ્થિતિ તો ઘણી નઠારી છેજ પરંતુ એનાથી ઉલટું થવું એ તો તેના કરતાં પણ નઠારૂં છે. કારણકે, સાધારણ રીતે સ્ત્રીઓના સ્વભાવમાં હાલમાં પણ સલામત વિવેક બુદ્ધિનો અંશ થોડો દેખાય છે, અને તાત્કાલિક મનોવિકાર ઉપર તેમનાં આચરણ અવલંબીને રહે છે. સ્ત્રીઓની સ્થિતિનો વિચાર કરીને જે છૂટ તેમને આપવા યોગ્ય છે તેટલી આપ્યા પછી જો એકલી સ્ત્રી પોતાના સ્વામી તરફથી વધારે છૂટ લેવા યત્ન કરશે તો તેઓએ તેમના વિષે પોતાની નાખુશી બતાવવી જોઇએ સ્ત્રીઓને ગર્ભની અને બીજા ગદવાડની વખતે તેવું કરવાથી તેમના ઉપર માઠું પરિણામ થવાનો સંભવ છે, તેથી તે પ્રસંગ બાદ કરી બીજા પ્રસંગોમાં પોતાનો હક સાચવવા માટે પુરૂષોએ કાળજી રાખવી જરૂરની છે. તેવું કરવાથી બંનેનું પણ છેવટ વધારે સુખાવહ થશે પુરૂષના અંગના જે ગુણને લીધે સ્ત્રીઓનું મન પુરૂષ તરફ વળે છે, અને તેમનામાં પ્રેમ કાયમ થતો જાય છે, તેમાં તેનું શ્રેષ્ઠ માનસિક સામર્થ્ય આ એક છે. પુરૂષ ઉપર પોતાનું માનસિક ઉપરીપણું સ્થાપન કરવાના સ્ત્રીઓના પ્રયત્ન ચાલતી વખતે, પુરૂષે જો પોતાનું માનસિક દૌર્બલ્ય વ્યક્ત

કર્યું તો તેનો પરિણામ બન્નેના પ્રેમમા કમીપણું આવવુ, અને વૈવા-
હિક અને સામાજિક સુખમાં વ્યત્યય આવવો એમ થાય છે પોતાના
મત અમલમા લાવનાર, અને સ્ત્રીઓ સાથે ખરાબ રીતે ચાલના
રા પુરૂષ ઉપર સ્ત્રીઓની જેટલી પ્રીતિ જડી આવે છે તેટલી તેમની
સાથે મમતાથી ચાલનારા અને તેની આજ્ઞામા રહેનારા ધણી ઉપર હોતી
નથી એમ ઘણીવાર જણાઇ આવ્યુ છે એ મનમા લાવીને સ્ત્રીઓના
અંકિત થઇને રહેવાનો આપણા ઉપર વારો આવે નહિ એ વિ
પુરૂષોએ ખબરદારી રાખવી જોઇએ

સ્ત્રીપુરૂષના સબધ વિષેના પ્રશ્નના ઉત્તર, હમેશા તે તે કાળને
પૂરતા અને તે તે લોકને લાગુ પડનારા એવાજ આપી શકાશે કાર
ણ સમાજવ્યવસ્થા સુયત્ર ચલાવવાને જે ગુણની આવશ્યકતા છે તે
ગુણની જેવી મનુષ્યસ્વભાવમા હજી સુધી ખામી છે, તેવી ગૃહ
વ્યવસ્થા સુયત્ર ચલાવવાને અતિ આવશ્યક એવા ગુણની પણ
હજી સુધી ખામી છે હાલમા સર્વ લોકોને સામાન્ય એવી
કઇ બાબતો કહી શકાશે ઉભયમા પરસ્પરના સુખદુખના વિ
ભાગી થવાની ઇચ્છા, અને પરસ્પર વિષે ઉપકાર બુદ્ધિ એ ગુણ
હોવા અવશ્ય છે આ ગુણનો જો બને પૈકી એકમા અભાવ હશે
તો તેમના ઘરસુખનો વિઘાત થશે, અને તે કશાથી પણ પૂરાવાનો
નથી પુરૂષની સ્ત્રીવિષે જે ઉપકારબુદ્ધિ તે સબધી એટલુ કહી શ
કાશે કે, તે બાજુમાથી કમી થવા કરતા વધારે થએલી હશે તો ઠીક

વિવાહિત સ્ત્રીપુરૂષો મધ્યે બન્નેના મનમા પણ ઉપકારબુદ્ધિ
હોવી અવશ્ય છે, એ પહેલા કહેલુંજ છે પુરૂષે સ્ત્રી ઉપર ઉપકાર
કરવાના પ્રસગ મુખ્ય મુખ્ય બાબતોમા હોઇને ઘણા થોડા હોય છે,
પણ સ્ત્રીને પુરૂષ ઉપર ઉપકાર કરવાના પ્રસગ ઘણા આવે છે અને
તે છેક ક્ષુલ્લક વાતને સબધે હોય છે સ્ત્રીને જો કે પુરૂષના અગની

સ્વાભાવિક ખામી પૂરી કરવાની હોતી નથી, તોપણ પુરુષથી જે તેને ફાયદો મળે છે, અને તે માટે પુરુષને જે સ્વહિતનો ત્યાગ કરવો પડે છે તેનો મોબદલો પુરુષને મળવો અવશ્ય છે. આ મોબદલો સ્ત્રીએ પુરુષને ગૃહસુખ આપવું એ થાય. એ ગૃહસુખ પુરુષને આપવા માટે સ્ત્રીઓને હમેશાં સ્વસુખ કમી રાખીને નિરપેક્ષબુદ્ધિએ ચાલવું પડે છે.

સંસાર ફરેલા માટે ખરચ થનારો પૈસો પુરુષને બહારથી શ્રમ કરીને આણવો પડે છે એ વાત સ્ત્રીએ ભૂલવી કામની નથી. અને આ ઉપકારનો બદલો પણ તેણે કરવો જોઇએ. પુરુષે આ જવાબદારી પોતાના અંગ ઉપર રાખવી અને સ્ત્રીએ ગૃહકૃત્ય સંભાળવાં. આ શ્રમવિભાગ સ્વાભાવિક પરોજ ઉત્પન્ન થાય છે. ન્યાયની દૃષ્ટિએજ એ બન્નેનાં કર્તવ્યો ઠરેછે. તથાપિ ન્યાયની દૃષ્ટિએ યોગ્ય એવાં ગૃહકૃત્ય સંભાળીને સ્ત્રીને પોતાના સ્વામી વિષે ઉપકાર બુદ્ધિ બતાવનારી નાની નાની બાબતોમાં પુષ્કળ વગ હોય છે. ખરૂં ગૃહસુખ આ નાની નાની ક્ષુલ્લક વાત ઉપરજ ઘણું અવલંબીને રહે છે. એક તરફ જંગલી અને અર્ધ સુધરેલા લોકોમાં જો સ્ત્રીઓના હક અને સ્વાતંત્ર્ય વાસ્તે અત્યંત બેપરવા એવા સ્વામી જડી આવે છે, તો બીજી તરફ સુધરેલા લોકોમાં હદથી જાદે સ્વાતંત્ર્યનો ઉપભોગ અને પુરુષના સુખ વિષે અત્યંત બેફાળજી એવી સ્ત્રીઓ જડી આવે છે. પુરુષના હાથથી થવા જેવાં હોય એવાં શ્રમનાં અને જવાબદારીનાં પુષ્કળ કામ જંગલી અને અર્ધ સુધરેલા લોકોમાં સ્ત્રીઓનેજ કરવાં પડે છે, પરંતુ સુધરેલા લોકોમાં ન્યાયથી સ્ત્રીઓ તરફ આવેલું ગૃહકૃત્યનું કામ પણ તેમના હાથથી બરાબર થતું નથી. સ્ત્રીઓએ કરવા જેવાં કામ પણ ઘણી સ્ત્રીઓ ન કરીને ટાપટીપમાં અને પાડોશણો જોડે ગપ્પાં સપ્પ મારવામાં ઘણો ખરો વખત ગાળીને ઘરકામ તરફ લક્ષ આપતી નથી. ઘરની વ્યવસ્થા સારી રીતે ચાલતી હોય તો સંસાર સ્વર્ગ બની

ક ત્યાંના લોક સ્વર્ગ સુખનો અનુભવ લેછે અને આપણે અહીં સર્વત્ર નરકવાસ જેવું છે. પરંતુ સાધારણ રીતે એમ કહેવાય કે ત્યાંનો ગૃહસ્થ જે સુખ અનુભવે છે તે સુખ અહીંનો તેટલીજ સ્થિતિવાળો ગૃહસ્થ તેના કરતાં ઘણું કમી ભોગવે છે. ત્યાં પુરૂષનો ફુરસદનો વખત બહુધા પોતાના કુટુંબના સમાગમમાં જાય છે. ફરવા હરવા જવું હોય, ખેલમાં જવું હોય, અથવા સભા કે મેળામા જવુ હોય તો પોતાની સ્ત્રીને સાથે લઇ જવાનો ત્યાં ચાલ છે. ત્યાંની સ્ત્રીઓ ભણેલી હોવાથી પોતાના પતિ સાથે નાના પ્રકારના વિષયોમાં વાતચિત કરે છે. તેથી તેના સ્વામીને મોજને માટે ઘરબ્હાર જવાની જરૂર પડતી નથી. કુટુંબના સર્વ માણસોએ એકઠા થઇ આનંદથી વાતચિત કરવા બેસવાનો પ્રસંગ એ લોકને હમેશા મળે છે. એકંદર કુટુંબના માણસોના સમાગમમાં અને વાતચિતમા લોકોનો જેટલો વખત જાય છે તેનો ઘણો થોડો અંશ આપણા લોકોનો જાય છે. બબ્બે છોકરાં થાય ત્યાંસુધી સ્ત્રીપુરૂષ વચ્ચેની શરમ ઓછી થતી નથી. પુરૂષ ઘરમાં હોય ત્યારે પુરૂષ એક દિવાનખાનામાં બેસે તો સ્ત્રીએ બીજા દિવાનખાનામાં બેસવુ જોઇએ. ઘણા લોકો પોતાના ઘરમાં ગમ્મતનું સાધન નહિ મળવાથી મિત્રોને ત્યાં જઇ ગમ્મત મેળવે છે, અથવા રમત ગમ્મત અને ગપ્પાં મારે છે કુટુંબનાં સર્વ માણસે એક ઠેકાણે બેસીને આનંદથી સંભાષણ કરવાનો ચાલ પણ આપણા લોકોમા બિલકુલ નથી એમ કહેવાને હરકત નથી. સ્ત્રીઓ અભણ હોવાથી ઘરકામની કુથલી શિવાય તેમની સાથે વાત કરવાનો બીજો વિષયજ રહેતો નથી. સ્ત્રીઓમાં પુરૂષપર પ્રેમ અને તેને ખુશ કરવાની ઇચ્છા એ ગુણ આપણી સ્ત્રીઓમા તેઓના કરતાં થોડોક વધારે છે એમ કહીએ તો ચાલે. પરંતુ આપણા કેટલાક અસમજણના રિવાજને લીધે તથા અભણ સ્ત્રીઓને લીધે પુરૂષને ઘેર જેટલું સુખ મ-

એટલા માટેજ સ્ત્રી પુરૂષના સામાજિક સંબંધમાં અને તેજ પ્રમાણે વૈવાહિક સંબંધમાં પણ ન્યાય અને પરોપકાર એ બે કલ્પના જેટલી ભિન્ન રાખી શકાય તેટલી ભિન્ન પાડવી ઇષ્ટ છે. ન્યાયની દૃષ્ટિએ ઉભયનાં કર્તવ્ય કયાં છે અને પરોપકારની દૃષ્ટિએ કયાં છે એ આંખ આગળ તરી રહેલાં હોય તો પરોપકારને હકનું સ્વરૂપ આવે નહિ, અને સુખોત્પાદક મનોવિકાર ઉત્પન્ન કરવાનું તેનું સામર્થ્ય નષ્ટ થવાનું નથી.

વૈવાહિક સંબંધમાંનું ઉપકારનું અત્યુન્નત સ્વરૂપ કહીએ તો વિવાહિત સ્ત્રીપુરૂષો પૈકી પ્રત્યેકે બીજાને તેના હકનો પૂર્ણપણે ઉપયોગ કરી આપવા માટે અત્યંત તત્પરતા દેખાડવી તે છે. જ્યાં સુધી એક બીજા તરફથી પોતપોતાના હકને સંભારવાનો અને બીજાના હકને થાય તેટલી અડચણ આણવાનો પ્રવત્ન શરૂ થશે ત્યાં સુધી ખરૂં વૈવાહિક સુખ મળવું અશક્ય છે. જે વખતે બન્નેમાં બીજાની પાસેથી ઉપકાર કરી લેવાની ઇચ્છા રાખવા કરતાં પોતામાં બીજાના ઉપર ઉપકાર કરવાની ઇચ્છા અધિક જણાશે તે વખતેજ સ્ત્રી પુરૂષને વૈવાહિક સુખનો પૂર્ણ અનુભવ થશે.

---

## પ્રકરણ ૮ મું.

### માબાપનો છોકરાં ઉપર ઉપકાર.

"આત્મનીતિ તત્વો" એમાં "સંતતિ" એ પ્રકરણમાં જે વાતનો ઉલ્લેખ કરેલો છે તેમાંની ઘણીખરી વાતો આ પ્રકરણમાં ઘાલી હોય તોપણ ચાલે એમ છે; અને કેટલીક તો તેના કરતા અહીંયાજ જણાવવી એ સારૂં છે. માબાપે છોકરાં સાથે કયા પ્રકારનું વર્તન

આપણા લોકોની છોકરાંના શિક્ષણ સંબંધી ઉપર કહ્યા પ્રમાણે સ્થિતિ થાયછે, અને તેમના ખાવા પીવા તરફ પણ જોઇએ તેટલું લક્ષ આપવામાં આવતું નથી. છેક લાચારીને લીધે જ્યાં તેવો પરિણામ થતો હોય ત્યાં ઉપાય નથી. પરંતુ વિવાહાદિ કાર્યમાં શક્તિ ઉપરાંત પૈસા ખરચવાને લીધે, અને દરદાગીના ઘડાવવામાં પૈસો ખરચવાને લીધે, જેમને પોતાના ખાવા પીવા સંબંધી હાલ હવાલ પડે છે એવા થોડા લોકો નથી. અવિભક્ત કુટુંબવ્યવસ્થાને લીધે સર્વ કુટુંબનો બોજો માથે પડવાથી જેમને પોતાને માટે અને પોતાનાં છોકરાંને માટે જરૂર જેટલા પૈસા ખરચ કરવાને મળતા નથી એવા પણ લોકો ઘણા હોય છે. આ સર્વ લોકોએ છોકરાં સબંધી પોતાનું કર્તવ્ય યાદ લાવીને ઉપરના પ્રકારનો ખર્ચ થોડો કમી કર્યો હોય તો ચાલે એમ છે. સમાજનાં અને આપ્ત સંબંધીનાં કર્તવ્યો કરતાં પોતાની સંતતીનાં કર્તવ્યો અધિક મહત્વનાં છે એ કહેવાની જરૂર નથી.

એકંદર લોકસમુદાયમાં વિચારની જેટલી મોંઘાઇ જણાઇ આવે છે તેટલી બીજા કશાની નથી. જગતમાં સેંકડે નવાણું લોકો પોતાના બાપદાદાના વિચાર ઉપર ભરૂંસો રાખીને ચાલનારા નીપજે છે. આ વાત ઉપરથી જગત્, તેમાંના પદાર્થ, અને તેમનો સબંધ આ વિશે તેમના મનની સ્થિતિ કેવી હશે તેની કલ્પના કરાશે, અને ઉપરનું સત્ય સિદ્ધ કરવા વાસ્તે બીજા પ્રમાણ શોધી કાઢવાની આવશ્યક્તા રહેનાર નથી. ઘણું કરીને સર્વ લોકો ગતાનુગતિક હોઇને, પડેલી રેવને રસ્તે આંખો મીચીને સરલ ચાલનારા હોય છે તેમાના ખાંચાખુંચી અને ખાડા પોતાને તો દેખાતા નથીજ, પરતુ તે બતાવ્યા હોય તોપણ આંખ ઉઘાડીને એ શું છે એ જોવાની તેમને બુદ્ધિજ થતી નથી. કોઇ પણ વાતના ખરાખોટાપણાવિશે અને સારા નરસા વિશે પોતાની જવાબદારી ઉપર સ્વતંત્ર રીતે વિચાર કર-

વાળું તેમનો એક મહાનનું બળ લાગે છે. નવીન વિચાર સબંધી બીજી
નવીવતનમાં જે તેમનામાં મોહામોનના દેખાઇ આવે છે, તેજ પોતાના
છોકરાં સબંધી વર્તનમાં પણ સ્પષ્ટ દેખાય છે. છોકરાંની ખાવાપીવા
સબંધી અને તંદુરસ્તીના સબંધે કાળજી રાખવી, અને સરકારી અ
થવા ખાનગી નિશાળમાં તેમને શીખવા મોકલવાં, અને તેવી સગવડ ન
હોય તો તેમને શીખવવા માટે ઘેર પગારદાર શિક્ષક રાખવા એટલે
પોતાની છોકરાં સબંધીની કર્તવ્યની મર્યાદા પૂરી થઇ એવી તેઓની
સાધારણ સમજ હોય છે.

પરંતુ પરોપકારની દૃષ્ટિએ મા-બાપના કર્તવ્યનો વિચાર કરીએ
તો તેની મર્યાદા વધારે વધારવી જોઈએ. માનસિક શિક્ષણનો
કંઇ ભાગ શિક્ષક ઉપર સોંપેલો હોય તો ચાલે, અને તેઓને માટે
તેનું કરવાની જરૂર પણ છે. પરંતુ કેટલાક ભાગ તરફ તો મા-બાપે
જાતે લક્ષ આપવું જોઇએ. બુદ્ધિવિષયક શિક્ષણનો અગાડીનો ભાગ
શિક્ષક ઉપરજ સોંપવાથી ફાવશે છે પરંતુ તે સબંધી આરંભનો
ભાગ અને નીતિશિક્ષણને અગત્યનો એવો જે મનોવિકારના શિક્ષણ
તે માબાપે એ પોતાના હાથમાં લેવા જોઇએ. આ કામમાં તે
મને બીજાએ મદદ કરી હોય તો ચાલે. પરંતુ તેમની જગા બીજાએ
લેવી એ ચાલવાનું નથી. હાથ ઉપર રમવાની સ્થિતિમાં છોકરું હોય
તોપણ તેની બુદ્ધિનો વ્યાપાર ચાલતો હોય છે, અને પોતાની ફરતેના
જગત માટે તે તેની માના મોં તરફ જોતું રહે છે અને હાથમાં કંઇ પદાર્થ
રહે તો તે માને બતાવવા માટે તેના મોં તરફ ફેરવવાનું કરે છે
તેમ બોલતાં ચાલતાં આવડતાં માંડે, અથવા જે નવી વાત તેની નજરે
પડે છે તેનું પોતાના બુદ્ધિએ ગ્રહણ કરીને પોતે કાઢેલા અનુમાનો
બરોબર છે કે નહિ એ તાળીને જોવાને વાસ્તે, તે પોતા ઉપર પ્રીતિ
કરનારા મનુષ્યને, અને ઘણું કરીને માબાપને " આ એવુંજ કે

નહિ ?" "તે તેવુંજ કે નહિ ?" આવા પ્રકારના પ્રશ્ન પૂછે છે. એવું કરવાને પોતાના બુદ્ધિવિષયક વ્યાપારમાં ઉત્તેજન મળે એવો તેનો હેતુ હોય છે. નાનાં છોકરાંની એ ઇચ્છા તૃપ્ત કરવાનું કામ બીજા કરતાં માબાપ તરફથીજ વિશેષ થવું જોઇએ, અને નાના પ્રકારના પ્રશ્ન પૂછીને નવીન માહિતી મેળવવાની જે અતિશય ઇચ્છા નાનાં છોકરાંમાં દેખાઈ આવે છે તે તૃપ્ત કરીને ખરા શિક્ષણના પાયાનું ચણતર માબાપેજ કરવું જોઇએ. શિક્ષણ પદ્ધતિનું સ્વાભાવિક સ્વરૂપ એજ થાય. અપત્ય વાત્સલ્યને લીધે પોતાનાં છોકરાંનું પદાર્થોનું અવલોકન કરવાની અને પછી તે સંબંધી વિચાર કરવાની શક્તિ જોઇને માબાપને જેટલું કૌતક લાગવાનો સંભવ છે તેટલું બીજાને લાગવાનું નથી. એ માટે છોકરાંના બુદ્ધિવિકાસને મદદ કરવાનું કામ માબાપના હાથથી જેટલું સારૂં થશે તેટલું બીજા કોઇના હાથથી થનાર નથી. નાના પ્રકારના પ્રશ્ન પૂછીને જ્ઞાન પ્રાપ્તિની અતિ ઉત્કટ ઇચ્છા નાનાં છોકરાં બતાવે છે. તે તૃપ્ત કરવાને અંગે સહનશીલતા જોઇએ. ઉપકારબુદ્ધિને લીધે શાતપણે તેમના પ્રશ્નના ઉત્તર આપવાને માબાપને કંટાળો આવનાર નથી. તે વારંવાર તેમને સમજવા જેવી નવીન વાત તરફ અને વિષય તરફ તેમનું લક્ષ વાળીને તેમના મનમાં અધિકાધિક જીજ્ઞાસા ઉત્પન્ન કરવા વિશે પ્રયત્ન કરશે હવે કોઇ એમ કહેશે કે બાપને બહારના કામથી થાક લાગીને અને માને ગૃહકૃત્યના ત્રાસને લીધે એ કર્તવ્ય કરવાને વખત મળનાર નથી પરંતુ મહ્રા વખત મળ્યો નહિ તોપણ દરરોજ નિયમે થોડુ થોડું લક્ષ દેવામાં આવે તો છોકરાંને યોગ્ય માર્ગમાં લાવી શકાય, અને તેમનામાં આપોઆપ સુધારો થઇ જાય. સુશિક્ષિત માબાપોને પોતાના છોકરાંની બુદ્ધિ કેવી કેવી રીતે વૃદ્ધિ પામે છે એનું લક્ષપૂર્વક અવલોકન કરવું એ એક ગમતજ છે.

છોકરા નાની વયમાંથી પ્રૌઢ દશામાં આવે ત્યાં સુધી તેમના આચરણને યોગ્ય વલણ લાવવાની માબાપની જવાબદારી છોકરાની બુદ્ધિવિષયક શિક્ષણની જવાબદારી કરતાં પણ અધિક છે છોકરાને નીતિ શિક્ષણની ઘરના જેવી બીજી શાળા નથી માબાપના છોકરા સાથેના વર્તન જો જોઇએ તેવા હોય, તો છોકરાના મનમાં તેમના વિશે જે પ્રેમ અને જે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થશે તેમના યોગે માબાપને પોતાની ઇચ્છા પ્રમાણે તેમના મનોવિકારને વલણ આપી શકાશે માબાપ તરફથી પોતાના છોકરાના મન ઉપર એક પ્રકારનો જાદુ મરખો પરિણામ કરવાનો યત્ન થાય છે અને તેનો હમેશાં સારા કામ તરફ ઉપયોગ કરવો એ આપણું કર્તવ્ય છે, એમ ડાહ્યા માતપિતાને લાગે છે માબાપ અને છોકરા એમનામાં એવો સબંધ ઉત્પન્ન થવો જોઇએ કે અમૂક એક પ્રકારનુ વર્તન આપણા માબાપને ગમતુ નથી એવુ તેના ચહેરા ઉપરથી દેખાયુ કે ત ત છોકરાના મન જે ઉપર ઉભા હોય તેજ જગાએ સ્થિર રહેવા જોઇએ આવા પ્રકારનો સબંધ ઉત્પન્ન થશે એટલે છોકરાના સારા વર્તન વિશે પસંદગી અને નઠારા વર્તન વિશે નાખુશી બતાવ્યાથી કામ થાય છે શારીરિક શિક્ષા અને ધાક એમનો ઉપયોગ કરવાનો ઘણો પ્રસંગ આવનાર નથી આટલી પાયરીએ જઇ પહોંચવુ એ જો કે હાલની સ્થિતિમાં ઘણા ખરાની શક્તિ ઉપરાંત છે, તોપણ આરંભથી આ રીત આંખ આગાડી ગણીને વર્તન કર્યું હોય તો, છોકરાને નીતિશિક્ષણ આપવાનુ કામ કંટાળા ભરેલું ન થતાં આનંદદાયક થશે પરંતુ છોકરાના સ્વભાવના ધોરણે અને વારંવાર આવનારી અડચણના પ્રમાણથી પોતાનો વર્તન ક્રમ ઠરાવવાને મનુષ્યને અંગે ફક્ત કલ્પનાજ હોવી જોઇએ માબાપના કર્તવ્યો તેમના હાથથી સારી રીતે પાર પાડવાને ગમે એટલી જો કે અડચણો હોય તોપણ તેમાં છોકરાના શરીર સંગોપન

પ્રમાણેજ તેમના મનઃસંશોધનનો પણ સમાવેશ થાય છે એમાં સંશય નથી. છોકરાંને જગતમાં રહેવાને યોગ્ય કરવાની જરૂર હોય તો એક પ્રકારની યોગ્યતા તેમને અંગે આવવા દેવી એ માબાપનું કર્તવ્ય સમજીને, બીજા પ્રકારની યોગ્યતા તેમને અંગે લાવવાની તેમના ઉપરની જવાબદારી ન રહેવી એ યુક્તિને અનુસરીને નથી.

કેટલીક વાતોમાં માબાપનો છોકરાં ઉપર ઉપકાર થવો જોઇએ તેના કરતાં ઘણો ઓછો થાય છે, પરંતુ બીજી કેટલીક વાતોમાં તે વ્યાજબીથી વધારે થાય છે. એટલે છોકરાંના હમેશના સુખ તરફ લક્ષ ન આપતાં તેમના તાત્કાલિક સુખ તરફ લક્ષ આપીને માબાપ તેમનાં વધારે લાડ કરે છે છોકરાંને લાડ કરીને બગાડી નાંખવાની આ રીત ચારે તરફ જડી આવે છે, અને તે નિકરકાર ભરેલી સમજવામાં આવે છે.

છોકરાંનું શિક્ષણ એવા પ્રકારનું હોવુ જોઇએ કે તે પ્રૌઢ વયમાં આવ્યા પછી પોતાની જવાબદારી ઉપર જગતમાંના સર્વ વ્યવહાર કરવાની તેને અંગે યોગ્યતા આવશે. એ ધ્યાનમાં રાખીને છોકરાંના આયુષ્યક્રમ આગળના આયુષ્યક્રમ સાથે કોઇપણ રીતે તુલના થાય એવા પ્રકારનાં કરવાં જોઇએ એટલે ઉદ્યોગ અને વિશ્રાંતી અથના સુખોપભોગ એમનામાં અગાડી ઉત્પન્ન થનારૂં પ્રમાણુ જો કે પૂર્ણ રીતે રાખવામાં આવે નહિ તોપણ કઇ પણ પ્રણામ રાખવુ જોઇએ. હવે પૂર્વ વયમાં છોકરાંના શરીરની અને મનની વૃદ્ધિ થતી જાય છે એ લક્ષમાં લાવીને જે ભેદ રાખવા જરૂરના દેખાય તે રાખવા જોઇએ. આપણે છોકરાંના શરીર માટે અને મન માટે જે અન્ન આપીએ છીએ તેનો કાંઇ ભાગ પોષણ તરફ અને કઇ ભાગ વૃદ્ધિ તરફ જાય છે. એ માટે આપણા તરફથી તેમને જે અન્ન મળશે તેના કરતાં તેમની પાસેથી બન્ને પ્રકારના કામ કમી થશે. તથાપિ

ઉદ્યોગ અને તેનું ફળ એમનામાં જે સ્વાભાવિક સબંધ પ્રૌઢ વયના બચ્ચાંમાં સહેજ જણાઇ આવે છે અને જેના ઉપર જગતનો વ્યવહાર અવલંબેલો છે, તે સબંધ છોકરાના પણ વ્યવસાયમાં નાનપણથી રખાય તેમના ખેલ વિશે યત્ન કરવો જરૂરનો છે એક સરખી તેમની ઇન્દ્રિય સુખની ઇચ્છા તૃપ્ત કરવા ન બેસતાં ઇન્દ્રિય સુખના પ્રમાણથી ઉપયુક્ત વ્યવસાય પણ તેમના હાથથી થાય એ વિશે ખબરદારી રાખવી જોઇએ છોકરાને બાળકબુદ્ધિનું લાડ કરવાનું છોડી દીધા શિવાય છોકરાને આવા પ્રકારનું વલણ લાગી શકાય નહિ

ઉદ્યોગ અને સુખોપભોગ એમનામાં યોગ્ય પ્રમાણ નષ્ટ થએ સુખોપભોગની ઇચ્છા વધીને ઉદ્યોગ કરવાની ઇચ્છા ઓછી ઓછી થતી જાય છે અને એનો પરિણામ પ્રૌઢ વયમાં મનુષ્યો ભોગવવો પડે છે નાનપણમાં પડેલી ટેવ ઉમર લાયક થયે અધિકાધિકજ વધતી જાય છે આ પરિણામ ગરીબથી શ્રીમંત સુધી સર્વત્ર સરખો દેખાઇ આવે છે દિવસે દિવસ સુખોપભોગનાં સાધનો અધિકાધિક ઉત્પન્ન થતાં હોવાને લીધે પૈસાવાળા લોકોના છોકરાઓ આવા પ્રકારની ટેવથી બગડવાનો અધિક સંભવ હોય છે કેટલાક સુખોપભોગના પ્રકાર એવા છે કે તે [illegible] ગણી મૂકવા એ ઠીક પરંતુ શ્રીમંતના છોકરાઓ નાનપણથીજ તેના એટલે સ્વાદ લાગે છે કે મોટપણમાં પોતાનો એશઆરામ ભોગવવાનું પૂરતું સામર્થ્ય ન હોવાને લીધે તેઓ પારકાના પૈસા ઉડાવી દે છે છોકરાના શિક્ષણની વ્યવસ્થા વિચારપૂર્વક કરીએ તો પોતાની આસપાસ જગતમાં જે વાતો સ્વાભાવિક રીતે બનતી હોય, અને જે સુંદર સૃષ્ટ પદાર્થો દેખાતા હોય તેમાં છોકરાની ગમત કરી આપવામાં ઘણા પદાર્થોનો ઉપયોગ કરી લેવા જેવો હોય છે મનોરંજન માટે ગમ્મત કરી લેવાના કૃત્રિમ સાધનની યોજના કરવાની આવશ્યકતા નથી સહાનુપણ

ની ઉપકારબુદ્ધિ મનમાં રાખનારાં માબાપ ગમ્મતનાં અને સુખોપ-ભોગનાં નૈસર્ગિક સાધનનો ઉપયોગ કરીને, મૂર્ખ અને ફાલતુ લાડ કરનારાં માબાપ જગતમાંની ખરી જવાબદારી અંગ ઉપર આવ્યા-ની પહેલાંજ અતિ સુખોપભોગે પોતાનાં છોકરાંનાં મન ધરાઇ જાય એમ કરે છે. તેમ ન કરવા વિશે યાદ રાખવું જોઇએ.

ઘણાં માબાપોના મનમાં પોતાનાં છોકરાં વિશે ઉપકારબુદ્ધિ હોવી જોઇએ તેટલી હોઇને એક વાતમાં ઓછાપણું થવાને લીધે અનેક વખત ઘણો નઠારો પરિણામ બને છે. ઘણાં છોકરાં હોય એટલે જૂદાં જૂદાં છોકરાં ઉપર પોતાની માયા કેવી વહેંચી દેવાની અને કાની તરફ કેટલું લક્ષ આપવાનું એનો સુમાર કેટલાંક માબાપને રહેતો નથી, અને તેને લીધે કુટુંબમાં અસંતોષ ઉત્પન્ન થાય છે. આ અસંતોષથી કેટલો અનિષ્ટ પરિણામ થાય છે તેની ઘણાખરાને બરોબર કલ્પના આવતી નથી.

માબાપની સર્વ છોકરાં ઉપર સરખી પ્રીતિ હોતી નથી એ સ્વા-ભાવિક છે. જેમનામાં સર્વ અંશે સામ્ય છે એવા ગમે તેવા બે પદાર્થ અથવા એક પદાર્થના બે ભાગ મળનાર નથી. તેજ પ્રમાણે એક સરખા એક એવા વિચાર અથવા મનોવિકાર પણ જણાઈ આવવાના નથી. મનુષ્યની આગાડી ચાર પદાર્થ આણીને મૂક્યા હોય તો સર્વ ઉપર સરખી પ્રીતિ ઉત્પન્ન થવી જેમ શક્ય નથી, તેમજ ચાર છો-કરાં હોય તો તે સર્વ ઉપર સરખી પ્રીતિ રહેવી શક્ય નથી. હળવે હળવે તેમના ઉપરના પ્રેમમાં લક્ષમાં ન આવે એવાં કારણોથી ફરક ઉત્પન્ન થાય છે અને કેટલાંક અધિક પ્યારાં લાગે છે, અને કેટલાક ઓછાં વહાલાં લાગે છે. જન્મથીજ કેટલાંક છોકરાં વિશે માના મનમા અધિક પ્રીતિ ઉત્પન્ન થાય છે, અને કેટલાંક વિશે કમી ઉત્પન્ન થાય છે. વળી જૂદાં જૂદાં છોકરાં વિશે ઓછો વધતો પ્રેમ મનમાં હોય એટલે

તેમની સાથે વર્તવામા પણ ફરક પડે છે, અને પ્રતિક્રિયાએ છોકરાના
મનમા માબાપ વિશે જે પ્રેમ ઉત્પન્ન થવાનો—તેમા પણ ફરક પડે છે

પરોપકાર વિષયની સ્વાભાવિક રીતે ઉત્પન્ન થનારી બુદ્ધિને
શ્રેષ્ટ વિચારની મદદથી સ્વાધિનમા રાખીને તેને યોગ્ય વલણ આપવુ
કેટલુ જરૂરનુ છે એ આ ઠેકાણે દેખાઇ આવે છે ન્યાય અને પરો-
પકાર આ બન્નેની દૃષ્ટિએ માબાપની સર્વ છોકરા સાથે જેટલી સરખી
લાગણી હશે તેટલી હોવી જરૂરની છે, એટલે માબાપની મગજીનો
અને માયાનો અંશ સર્વેને સરખો મળવો જોઇએ શરીર સંગોપન
અને મન સંગોપન આ જે છોકરા સંબંધી માબાપના કર્તવ્ય તે વિશે
સર્વ છોકરાનો માબાપ ઉપર સરખો હક્ક હોવો જોઇએ આ સ્પષ્ટ
ન્યાય કોઇથી પણ નાકબુલ કરી શકાવાનો નથી ન્યાયની હદ ઓ-
ળંગી પરોપકારના ક્ષેત્રમા પગ મૂક્યા પછી પણ જે ફાયદા માબાપે
પોતાના છોકરાને વહેંચી આપ્યા હશે તેની પણ વહેંચણી સર્વેને સ-
રખી મળે એ સયુક્તિક દેખાય છે

આ સંબંધી સ્વાભાવિક મનોવૃત્તિ ઉપર વિચારનો પૂર્ણ અમલ
ચલાવવો ઘણો અગત્યનો છે કારણ, કુટુંબમાંના મનુષ્યોમા પક્ષનુ
નરસાવુ શરૂ થયુ એટલે અતિશય નઠારો પરિણામ બની આવે છે
ઘણી વાતોમા જેમના મનની મોટાઇ દેખાઇ આવે છે એવા માબાપો
પણ પોતાના અપ્રિય છોકરા સાથે નઠારી રીતે વર્તે છે, અને ક્ષુલ્લક
અપરાધો બદલ તેમને ઘણી સખત શિક્ષા કરે છે વળી તેમનાં જ
ભાઇબહેનો સાથે તેમની વર્તણુક છેક નિરાળા પ્રકારની હોય છે મા
બાપની હાડછેડને લીધે છોકરાના દિવસ હમેશા દુઃખમા અને ઉદા-
સપણામા જવા એ ક્ષુલ્લક વાત નથી પરંતુ આ પ્રત્યક્ષ પરિણામ
સિવાય વળી ઘણો ખોટો અપ્રત્યક્ષ પરિણામ થાય છે છોકરાના મ-
નમા જે ખિન્નતા ઉત્પન્ન થાય છે તેનાથી તેમનુ ધૈર્ય ખેંચાઇ જાય

છે, અને ઘણીવાર તેમની બુદ્ધિ પણ મંદ થતી જાય છે; તેમના વર્તનને ખોટું વલણ લાગે છે અને તેમના સ્વભાવમાં કાવતરાપણું, દ્વેષબુદ્ધિ તથા મત્સર એ દોષોનું બીજ આરોપણ થઇને તે સારી રીતે વધે છે; વળી છોકરાંની સાથે માયાળુપણાનાં, અને તેમના મનમાં પોતા વિષે પ્રીતિ ઉત્પન્ન કરવા સરખાં માબાપનાં વર્તન હશે તો તેમનો છોકરાં ઉપર જે દાબ હોય છે તે આવા પક્ષપાતી વર્તનથી નષ્ટ થાય છે.

પરોપકારની દૃષ્ટિએ માબાપનાં પોતાનાં છોકરાં સંબંધી અનેક કર્તવ્યો છે, પરંતુ તેમાં તેમની સાથે વર્તનાં સ્વાભાવિકપણે ઉત્પન્ન થનારો ભેદ નષ્ટ કરીને સર્વે ઉપર સરખી નજર રાખવી એના જેટલાં મહત્વનાં કર્તવ્યો બીજાં થોડાંજ હશે.

માબાપના પરોપકારના અવ્યવસ્થિતપણાનો વળી એક પ્રકાર કહેવાનો છે. આ પ્રકારમાંની એક વાતમાં વ્યાજબી કરતાં કેટલો બધો વધારે ઉપકાર થાય છે, અને બીજી વાતમાં વ્યાજબી કરતાં ઘણો ઓછો થાય છે. કેટલાક લોકો એવા મળી આવે છે કે, તેમને પોતાનાં છોકરાં વિશે ઘણી પ્રીતિ અને કાળજી હોતી નથી, અને તેમના સંબંધી પોતાને કર્તવ્ય કરવા જેવુ કંઇ છે એવા વિચારથી પણ તેમને વધારે ત્રાસ થતો નથી. પોતાની મેળે છોકરાં ઉછરે તો ઉછરે અને તેમના શરીરની અને મનની સ્થિતિ જેવી થવાની હોય તેવી થાય. આવા લોકો કોઇ કોઇવાર હદપાર શ્રમ કરીને અતિ તૃષ્ણાએ વિપુલ સંપત્તિ મેળવે છે, અને તેમના પછી તે તેમનાં છોકરાંને મળે છે. આ પૈસા મેળવવાની ઇચ્છા સર્વ અંશે અથવા ઘણે અંશે પણ પોતાનાં છોકરાંની સારી રીતે બરદાશ કરીને રાખવી એવી બુદ્ધીથી થએલી હોય છે એમ નથી. સંપત્તિથી માન અને બીજા વ્યવહારીક ફાયદા મળે છે એના માટેજ મુખ્યત્વે કરીને સ્વાર્થની દૃષ્ટિએ આવા

મનુષ્ય પૈસા મેળવવાને પ્રવૃત્ત થાય છે પુષ્કળ સંપત્તિ ગયા પછી તે પોતાના છોકરાને મળ્યાથી, શ્રમ અને કાળજી શિવાય તેમને પોતાનો ચરિતાર્થ ચલાવી શકાશે આ વિચાર કદી કદી તેમના મનમાં આવવો સ્વભાવિક છે સ્વાર્થ વાસ્તે સંપત્તિ મેળવેલી હોય તોપણ તે પોતાના છોકરાનેજ આપવાની બુદ્ધિ મનુષ્યને ઘણું કરીને હોય છે આ જે ઉપર કહેલા લોકો તરફથી છોકરા ઉપર ઉપકાર થાય છે તેનો માર્ગ ભૂલ ભરેલો હોય છે

હાલની સામાજિક વ્યવસ્થામાં સંપત્તિની વહેંચણી એવી કંઈ ચમત્કારિક રીતે થએલી છે કે, કેટલીક થોડી વ્યક્તિ પાસે કુબેરને લાજ લગાડે એવી સંપત્તિ ભેગી થએલી છે, તેના કરતા કંઇક અધિક લોકો મધ્યમ પ્રકારની સ્થિતિમાં છે, અને બાકીના સર્વે દરિદ્ર અવસ્થામાં છે મનુષ્ય જાતિની ઉત્ક્રમણ અવસ્થાના પ્રમાણથી આ સ્થિતિ જો કે હાલના કાળને યોગ્ય અને અવશ્ય હોય તોપણ તેને સંક્રમણ સ્થિતિ એમ કહેવાને હરકત નથી પ્રાચીન કાળમાં રાજકિય હક તથા રાજકિય સત્તા એમની જે વહેંચણી થતી હતી તે પણ આ તરેહ પ્રકારની હતી પરંતુ રાજકિય બાબતમાં મનુષ્યો મનુષ્યોમાં ભેદ દિવસે દિવસે ઓછો થાય છે એમ સ્પષ્ટ દેખાય છે તેજ પ્રમાણે સંપત્તિની વહેંચણી સબંધી પણ હાલ દેખાઇ આવનાર મનુષ્યોમાં વૈષમ્ય ( જુદાપણું ) આગળ આવનાર કાળમાં દિવસે દિવસે કમી થતું જશે એવી અટકળ થાય છે. "બળીઆના બે ભાગ" એ જેમના વર્તનનું પ્રધાન તત્વ હતું એવા લોકોથી હાલનો સુધરેલો મનુષ્ય સમાજ ઉત્પન્ન થએલો છે, અને તે કંઇક અંશે તેજ તત્વો ઉપર અવલંબીને ચાલનારી એક પ્રકારની ઔદ્યોગીક સ્થિતિમાંથી જાય છે આ ઔદ્યોગીક ઉત્ક્રાંતિની ઇમારત કરારના પાયા ઉપર બંધાએલી છે મનુષ્યોના સર્વે પ્રકારના ઔદ્યોગીક વ્યવહાર પરસ્પરમાં કરાર થઇને

થાય છે. એ કસર કરતાં પ્રત્યેક મનુષ્ય પોતાનો થાય તેટલો ફાયદો કરી લેછે. " બળીઆના બે ભાગ " આ તત્વોનો જે અંશ હાલની ઔદ્યોગીક સ્થિતિમાં દેખાઇ આવે છે તે અર્ણીજ. આ તત્વોના એટલી સત્તા હજી લોકો ઉપર છે એમાં આશ્ચર્ય કરવા સરખુ કાંઈ નથી. કારણ, મનુષ્ય સ્વભાવમાં ફેરફાર થઇને તેમના વિચારમા ફેરફાર થવાને યુગના યુગ લાગે છે હાલની ઐદ્યોગીક સ્થિતિને લીધે સંપત્તિની વહેચણીમાં જે વૈષમ્ય ઉત્પન્ન થએલું છે તે કેટલાક લોકોને એટલુ અસહ્ય થયુ છે કે આ સ્થિતિ એકદમ નષ્ટ કરવા સારૂ તેમણે સોશિયાલિઝમ્, કામ્યુનિઝમ્, વગેરે પંથ કહાડેલા છે. વળી તેમને વચમાં વચમાં યશ પણ આવે છે, અને હજી પણ આવશે. સોશિયાલિઝમ્, કામ્યુનિઝમ્, વગેરે પંથોનો મૂળનો ઉદેસ જોકે સારો હોય તોપણ સૃષ્ટિમાંના ફેરફાર જેમ જેમ કાળ ગતિએ હળવે હળવે ઉત્ક્રાંત થતા જાય છે તેવા પ્રયત્ન કરવાનો તેમનો હેતુ ન હોવાને લીધે, થોડીવાર થોડી વ્યક્તિ ઉપર જો કે તેમણે કંઇ પરિણામ કર્યો તોપણ પ્રચંડ સમાજ ઉપર ઘણો પરિણામ થતો નથી. હાલની ઔદ્યોગીક સ્થિતિમાજ થોડો થોડો ભેદ પડી જઇને કાલાન્તરે તેને હાલના કરતાં ઘણું ભિન્ન સ્વરૂપ પ્રાપ્ત થશે, અને સામાજિક સ્થિતિમાં અને મનુષ્ય સ્વભાવમાં પણ ઇષ્ટ ફરક પડીને સંપત્તિના વહેચણીમાં હાલ દેખાઇ આવનારૂ વૈષમ્ય આગળ ઘણું કમી થશે. તથાપિ સંપત્તિની વહેચણી છેક સરખી થવી માત્ર સંભવિત દેખાતી નથી. દિવસે દિવસે અપ્રતિમિત દ્રવ્ય મેળવવાની શક્યતા પણ ઓછી ઓછી થતી જશે, અને મનુષ્યને તેટલી ઇચ્છા પણ રહેવાની નથી. એ ઇચ્છા ઓછી થવાનુ એક કારણ છોકરાં વિશે ખરી પરોપકાર બુદ્ધિને લીધે તેમને ઘણું દ્રવ્ય રાખવું નહિ એમ લોકોના મનમા લાગે એ છે.

શ્રમ કર્યા શિવાય પોતાનો ચરિતાર્થ જગતમાં ચાલે એવી આશા

હોવી અને તે પરિપૂર્ણ થતી, એનાથી છોકરાના વિચાર ઉપર અને તેમના વર્તન ઉપર ઘણો અનિષ્ટ પરિણામ થાય છે "આત્મનીતિ તત્વો" આ પુસ્તકમાના 'શ્રમ' ના પ્રકરણમા, અને બીજા ઠેકાણે બતાવ્યા પ્રમાણે જે મનુષ્યના આયુષ્યક્રમમા સુખોપભોગ તથા ઉદ્યોગ એમનામા કાર્ય કારણ તત્વનો સબધ રહેતો નથી, અને જેને ઉદ્યોગ શિવાય જોઇએ તેટલો સુખોપભોગ લેવાનાં સાધનો અનુકુળ હોય છે તેનું જીવન જોઇએ તેટલુ જુસ્સાવાળુ થતું નથી માનવી સૃષ્ટિમા તથા બીજા પ્રાણીના શરીર ઉપર ઉત્પન્ન થનારી જુઓ, ચાચડ, જળો, ઇત્યાદિ પ્રાણી શિવાય બીજા બાકીના પ્રાણીસૃષ્ટિમા જીવનાના મુખ્ય તત્વો કહીએ તો ઉદ્યોગ છે ઉદ્યોગથી શરીરનું પો ષણ ને વૃદ્ધિ થાય એવા પ્રકારનીજ તેમની ઘટના છે આ સૃષ્ટિમાનું સ્વાભાવિક જીવનતત્વ એક બાજુએ રહીને જે વેળાએ કૃત્રિમ ઉ પાયોથી જરૂર જેટલુ ચલન વલન ઇત્યાદિ વ્યાપાર શિવાય શરીર પોષણ થવા લાગે ત્યારે તે પ્રાણી ઉપર અનિષ્ટ પરિણામ બને છે તેમના અવયવોની ચચળાઇ નષ્ટ થાય છે, શરીર સ્થુળ થાય છે અને બુદ્ધિને મદપણુ આવે છે આવી સ્થિતિ પેઢીઓ અને પેઢીઓ કા યમ રહે તો તે પ્રાણીઓને અત્યત અવનત સ્થિતિ પ્રાપ્ત થશે ગરીબ મજુર શરીરે મજબુત ને રૂષ્ટપુષ્ટ, અને શ્રીમત લોકો ફીકા અને રોગી એવા ઘણીવાર જણાઇ આવે છે એનું કારણ એજ છે આપણને અગાડી પુષ્કળ સપત્તિ મળનાર છે, એ આશાને લીધે ઉત્પન્ન થએલી શારીરિક અને માનસિક અવનતીના ઉદાહરણો ચારે તરફ જોઇએ તેટના જડી આવે છે, અને લોકોના ખાનગી સભાષણમા તેમનો વારવાર ઉલ્લેખ પણ થાય છે

આપણા છોકરાને તેમના પોતાના ઉદ્યોગે વ્યવહાર ચલાવવાના અડચણ પડે નહિ એવી રીતે તેમને ધધે લગાડી દેવા એ ત્યુજ મા

બાપનું કર્તવ્ય છે. વ્યાજબી કરતાં અધિક પરોપકાર બુદ્ધિએ આના કરતાં પણ તેની વધારે તરતીબ કરવાથી ઉપર જે એક નઠારૂં પરિણામ બતાવેલું છે તેના કરતાં પણ નિરાળું વળી એક અનિષ્ટ પરિણામ બને છે. માબાપ ઉપર પ્રેમ, પુજ્યબુદ્ધિ અને ભક્તિ એ શ્રેષ્ટ મનોધર્મ છોકરાંમાં ઉત્પન્ન થવા જરૂરના છે; પરંતુ તેમનાથી છેક વિરૂદ્ધ એવા વિચારને અને મનોવિકારને તેમના મનમાં અવકાશ મળે છે. બાપના મરણથી વિપુલ સંપત્તિ, મોટી સત્તા અથવા બન્ને પણ મળવાનો સંભવ હોય તો છોકરાંના મનમાં બાપ વિશે કયા પ્રકારના વિચાર આવે છે એની કલ્પના ઈંગ્લાંડમાંના રાજા પાચમા હેન્રી અને તેનો મર્ણોન્મુખ થએલો બાપ એ બેની વચ્ચે જે સંવાદ થયો તે ઉપરથી કરી શકાય છે. બાપની છેલ્લી માંદગીમા તેના અંતકાળ પૂર્વેજ પાચમા હેન્રીએ રાજપદ ખુંચી લીધું હતુ. તેમ કરવાનું કારણ બાપે પછ્યું ત્યારે હેન્રીએ ઉત્તર આપ્યો કે “મારી સાથે બોલવાની શક્તિ આવવા લાયક તમે સાજા થશો એમ કદી મને લાગ્યુ નહિ.” તે ઉપર બાપે પ્રત્યુત્તર કર્યો કે “આવા પ્રકારનો વિચાર તારા મનમા આવવાને તારી રાજતૃષ્ણા એ કારણ થયું.” ઉપરના પ્રકારમાં ગમે તેટલી સત્યતા હો, પણ માબાપ અને છોકરાં એમનામાં કયા પ્રકાર બનવાનો સંભવ હોય છે તેનો આ વાત ઉપરથી સારો બોધ મળશે. વળી એક ઉદાહરણ આપવા જેવું છે. ઈંગ્લાંડમા કેટલીક પેઢીઓ પછી જન્મનારા વારસોના નામથી ઇસ્ટેટ રાખવામાં આવે છે તેવુ કર્યું એટલે વચલી પેઢીનો જે વારસ હોય તેને તે ઇસ્ટેટ વેચવા વગેરેનો હક હોતો નથી. તેણે તેનું ઉત્પન્ન માત્ર ખાવુ ઉદાહરણ, છોકરાંના છોકરાંના નામથી ઇસ્ટેટ રાખી હોયતો તે છોકરાથી વેચાવાની નહિ અથવા ઘરાણે મેલાવાની નહિ. જે વખત છોકરાંના છોકરાંના હાથમા જાય ત્યારે તે તેની નજરમાં આવે તેમ વ્યવસ્થા કરી શકે આવી રીતે આખરે

જે વારસના હાથમા તે ઇસ્ટેટ જવાની હોય તેના મનમા વચમાના વારસો વિષે મત્સર, દ્વેષબુદ્ધિ વગેરે દુષ્ટ મનોવિકાર ઉત્પન્ન થાય છે એ વાત અનુભવ સિદ્ધ છે આ ઉપરના ઉદાહરણો પ્રમાણેજ અસંખ્ય પૈસા મેળવી રાખનાર મનુષ્યની સ્થિતિ થાય છે બાપના મરણે પોતાના હાથમા સંપત્તિ આવશે અને તેના દાબમા રહેવાનો ત્રાસ છૂટશે એ વિચાર મનમા આવ્યો એટલે બાપના મરણ વિષેની ભયકર ઇચ્છા અપ્રત્યક્ષ રીતે પણ છોકરાના મનમા ઉત્પન્ન થાય છે છોકરા વાસ્તે અપરિમિત દ્રવ્ય મેળવી રાખ્યુ એટલે એક પ્રકારે ઘરમાને ઘરમા પોતાનો શત્રુ ઉત્પન્ન કરી રાખ્યા બરાબરજ છે હવે પિતૃપ્રેમની સત્તા છોકરાના મન ઉપર વિશેષ થઇને ઘણુ કરીને તે પોતાની અમંગળ ઇચ્છા પૂર્ણ કરવા સારૂ સાધનોની યોજનાની તજવીજ કરનાર નથી એ વાત ખરી તથાપિ આવા વિચારથી તેના મન ઉપર અનિતિકારક અનિષ્ટ પરિણામ થયા શિવાય રહેવાનુ નથી

છોકરા વાસ્તે પુષ્કળ પૈસા મેળવી રાખવાનો આ રિવાજ સર્વે પ્રકારથી અપકારક છે તેના યોગે છોકરાને અંગે નાનપણથી નિરૂદ્યોગીપણું અને નીષ્કાળજીપણ એ દોષ ઉત્પન્ન થઇને સંપત્તિના તાબા નીચે આવ્યાથી તે દૃઢ થાય છે અને તેના આયુષ્ય ક્રમમા અવ્યવસ્થિતપણું ઉત્પન્ન થાય છે આ શિવાય માબાપ વિષે તેમના મનમા દુષ્ટ વિચાર આવે છે, એ પ્રથમ કહેલુજ છે વળી બીજુ એવી રીતે પૈસો મેળવનાર મનુષ્યનુ અને સમાજનુ પણ નુકશાન થાય છે એક સરખુ ઉદ્યોગમા મન ઘડાઇ જઇને પૈસા તરફ સર્વે દૃષ્ટિ લાગેલી હોવાને લીધે એવા મનુષ્યનુ મન આકુંચિત થઇને બીજા માનસિક સુખના ઉપભોગને અયોગ્ય થઇ જાય છે, અને તેનો પરિણામ તેના શરીર ઉપર પણ ઘડાઇને તેની શક્તિ જલદીથી ક્ષીણ થઇ જઇને તે અકાળમૃત્યુના મુખમા પડે છે શિવાય સંપત્તિના

લોકો મનુષ્ય નિર્દયપણાની ચડસાચડસીને પ્રવૃત થાય છે, અને આ તેના આચરણને ચડસાચડસીની મર્યાદા આ પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે, ધંધા સંબંધી જેમનો તેની સાથે સંબંધ થાય છે તેમનું અને રાજ્યનું નુકસાન થાય છે.

ઉપરના વિવેચન ઉપરથી એવું સ્પષ્ટ દેખાય છે કે પોતાના, બીજા લોકોના અને સમાજના હિત તરફ અને હક તરફ લક્ષ આપ્યું હોય તો, અને છોકરાં વિશે પણ યોગ્ય પરોપકાર બુદ્ધિએ ચાલવાનું મનમાં આણ્યું હોય તો મનુષ્યે પોતાનાં છોકરાં માટે તેમને શ્રમ કરવાની આવશ્યકતા લાગવાની નહિ એટલું દ્રવ્ય સંપાદન કરી મૂકવું સારૂં નથી.

---




## પ્રકરણ ૯ મું

### છોકરાંના માબાપ ઉપર ઉપકાર

માબાપનાં છોકરાં સંબંધી જેવાં કર્તવ્યો છે તેવાંજ છોકરાંઓના પણ માબાપ સંબંધી હોય છે. આ કર્તવ્યો કંઇ ન્યાયની અને કંઇ પરોપકારની દૃષ્ટિએ ઉત્પન્ન થયેલાં છે. છોકરાનાં માબાપ સબંધ જે સ્વાભાવિક કર્તવ્યો છે તે વિશે તેમના મનમાં વિચાર આવવા માટે તે છોકરાં ઘણાં મોટાં થવા જોઇએ. પોતાની આજ્ઞા પ્રમાણે ચાલવાની આવશ્યકતા ફક્ત માબાપ નાનપણથી છોકરાંના મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરેછે, અને તે સબંધી છોકરાં ઉપર તેમની સખતાઈ ચાલેલી હોય છે; વળી કંઇ થોડે પ્રસંગે જો કે છોકરાં માબાપની આજ્ઞા પાળતાં નથી, તોપણ ઘણે પ્રસંગે એ કર્તવ્ય તેમની તરફથી ઘણી સારી રીતે બજાવવામાં આવે છે. છોકરાંના આ કર્તવ્યનો ઉદય અનિયંત્રિત અધિકારથી છે એવી સામાન્ય લોકસમજ છે. છો-

કાના અને માબાપની વચેના સબંધનો વિચાર કર્યો હોય તો એ કર્તવ્ય સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે એ કલ્પના લોકોના મનમા આવતી નથી

છોકરા ઘણા મોટા થયા શિવાય પોતાના કર્તવ્યનો વિચાર તેમના મનમા આવતો નથી એ વાત જો કે ઘણે અંશે ખરી છે, તોપણ કોઇ કોઇવાર પંદરથી વીશ વરસની વયમાજ છોકરાના મનમા માબાપ વિશે ભક્તિ અને લાગણી ઉત્પન્ન થઇને તેઓ તે પોતાની મેળેજ મદદ કરવા લાગે છે એવા ઉદાહરણો બની આવે છે એ ઉદાહરણો મુખ્યત્વે કરીને ગરીબીથી નિર્વાહ કરનારા કુટુબમા બને છે અને વિશેષત મા ઉપર પડનારો કામનો બોજો ઓછો કરવા વાસ્તે તેના કઈ કામો કરીને તેને મદદ કરવા સબધનો હોય છે આવે પ્રકારે છોકરાના હાથથી વર્તન બનતા છતા કદાપિ તેમના મનમા એવા વિચાર આવતા હશે કે આપણે જે માબાપને મદદ કરીએ છીએ તે આપણા પોતાની સારુ તેમણે આપણે વીશે જે કાળજી લીધી છે તેના પ્રમાણથી કઇજ નથી પરતુ ઘણું કરીને છોકરાના હાથથી જે આવા પ્રકારના સ્તુત્ય વર્તન બને છે તે ઉપકારનો બદલો કરવાની ઇચ્છાએ બનતા નથી પ્રીતિને લીધે અને દયાને લીધે ઉત્પન્ન થનારા મનોવીકારની પ્રેરણાએ બને છે

પરતુ ઘણુંખરા છોકરાની સ્થિતિ ઘણી શોચનિય હોય છે તે ઉમરે આવતા જોગ થયા તોપણ માબાપે કરેલા ઉપકારનું સમરણ કરીને તે વિશે કૃતજ્ઞતા બુદ્ધિ તેમના મનમા ઉત્પન્ન થતી નથી છોકરાના ખાવા પીવા સબધી કાળજી રાખવી, તેમને કપડાલત્તા પૂરા પાડવા, અને તેમને શિક્ષણ આપવુ એ કામો માબાપે કરવાજ જોઇએ તે વિશે તેમનો ઉપકાર માનવાનું કારણ જ નથી, આવી ઘણા છોકરાની સમજણ ખોટી હોય છે, અને તે પ્રમાણે તેમનુ વર્તન પણ દેખાઇ

આવે છે. તેમને જોઇતા હોય તે પદાર્થ માબાપે કંઇ વિશેષ કારણે અથવા સામર્થ્ય ન હોવાને લીધે આપ્યા નહિ તો તેમના ઉપર તે ચરજતા દેખાય છે. જેમ કે તે પદાર્થ માબાપ પાસેથી લેવાનો તેમનો હક્ક છે શું ? છોકરાંએ હઠ કર્યાને લીધે, અથવા પોતાની ઇચ્છા વિરૂદ્ધ કંઇ કામ કરવાને લીધે, તેને ઉપદેશ કરવાનો બાપને પ્રસંગ આવ્યો હોય તો, છોકરાંનું જે વર્તન દેખાઇ આવે છે તે ઉપરથી તેમના મનમાં કૃતજ્ઞતા બુદ્ધિનો કેવો અભાવ હોય છે તે સારી રીતે સમજાય છે. માબાપને છોકરાં માટે અનેક પ્રકારનાં કેટલાકધાં કષ્ટ ભોગવવાં પડે છે તે યાદ કરીને તેના ઉપકારનો ફ્રચ્યો કરવો તો એક તરફ રહ્યું, પરંતુ ઉલટ જેમાં કંઇજ હરકત નથી એવી તેમની ઇચ્છા હોય તે પ્રમાણે તેમણે ચાલવું જરૂરનું છે, એવો ઉપદેશ છોકરાં ઘણું કરીને બોલ્યા વગર સાંભળી લેછે. પરંતુ આ ઉપદેશથી તેમના મનમાં જોઇએ તેવા મનોવિકાર ઉત્પન્ન થતા નથી. માબાપો છોકરાં માટે ઘણું કષ્ટ ભોગવે છે એ વાત તેમનાથી નાકબુલ તો કરી શકવાની નથીજ, પરંતુ કદિ સોસે તોપણ તેમણે વિશેષ કંઇ કર્યું નથી, છોકરાં માટે તેમણે સર્વ કંઇ કરવું જોઇએ, અને છોકરાંએ તેનો મોબદલો આપવાનુ કંઇ કારણ નથી એવી છોકરાંની સમજ સર્વત્ર દેખાય છે.

મનુષ્યની પ્રાથમિક સ્થિતિમા માબાપ અને છોકરાં એમનામાં એવોજ સંબંધ હતો ખરો. મનુષ્યથી ઇતર પ્રાણી સૃષ્ટીમાં તો હમેશાં પૂર્વની પેઢી તથા નવીન પેઢી એમની વચ્ચે એવોજ સંબંધ હોય છે. ગમે તેટલો ત્રાસ પડ્યો હોય તોપણ ન કંટાળતાં, મુંગાં પ્રાણીઓ પણ પોતાનાં બચ્ચાંનું તે સ્વતંત્ર રીતે પોતાનો ચરિતાર્થ ચલાવવાને સમર્થ થાય ત્યાં સુધી મોટી કાળજીથી સંગોપન કરે છે. પરંતુ બચ્ચાંને પોતાના માબાપે પોતાને માટે શું કર્યું છે એ જાણવાની શ-

ક્તિ ન હોવાને લીધે, ઉલટુ તેમના વિષે તેમના મનમાં કૃતજ્ઞતા બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. મનુષ્યેતર જીવસૃષ્ટિમાં દેખાઇ આવનારો આ માબાપ અને છોકરાં એમનામાંનો સબંધ માનવી સૃષ્ટિમા પણ ઘણો કાયમ રહેલો છે જે વયમા પોતાનો અને પોતાના કુટુંબનો અનિવાર્ય સ્વતંત્રપણે ચલાવવાનું સામર્થ્ય મનુષ્યને અંગે આવવુ જોઇએ, તે વયમા પણ ઘણા જુવાનીઆ માબાપ ઉપર આધાર રાખીને રહેનારા દેખાઇ આવે છે વળી તેમને જે જોઇતું હોય તે માબાપના તરફથી ન મળ્યુ તો અપમાનકારક શબ્દોથી તેમનું તાડન કરવાને પણ આઘુ પાછુ જોતા નથી માબાપનો છોકરાં ઉપર થનારા અનંત ઉપકાર, અને તેને લીધે ઉત્પન્ન થનારા માબાપના સબંધના કર્ત્તવ્યો, એ વિષે અનેક ધર્મના અને જાતના અતિ પ્રાચીન પુસ્તકોમા ઉલ્લેખ જડી આવે છે એ ખરૂ છે આની નામના એક ઇજિપ્ત દેશમાંના વિદ્વાને આ વિષય સબંધી પોતાના વિચાર અગાડી લખ્યા પ્રમાણે પ્રદર્શિત કરેલા છે—

"તને નિશાળમા મૂક્યો હતો અને જે વખતે તારો મહેતાજી તને રોજ નિયમ પ્રમાણે વિદ્યા શિખવતો હતો તે વખતે તારી મા પોતાના ઘરમાથી તારે માટે અન્ન પાણી લાવી આપતી હતી હવે તુ ઉમ્મરે પહોચ્યો છુ, તારૂં લગ્ન થયુ છે, અને તે પોતાને માટે ઘર બાધેલું છે, પરતુ તારી માએ જે તારે માટે દુખકારક કષ્ટ ભોગવ્યુ છે અને રાત્રિ દિવસ કાળજી રાખેલી છે તે તું તારા મનમાથી કદી વિસારી મૂકનો નહિ તે અસંતુષ્ટ ન થાય એ વિષે તું ઘણું સભાળતો રહે નહિ તો તે તારૂં અનિષ્ટ થવા માટે હાથ જોડીને ઇશ્વરની પ્રાર્થના કરશે અને તે પ્રાર્થના ઇશ્વર સાભળશે"

તથાપિ વિચાર દૃષ્ટિએ જો કે ઉપરના મતોની સત્યતા સર્વેએ કબુલ કરી હોય, અને નીતિગ્રંથમા તેના ગસડા ગાયા હોય, તોપણ

મનુષ્યના આચરણ ઉપર તેનો ઘણો પરિણામ આજ સુધી થયેલો નથી, અને હાલ પણ આ વિચારનું મહત્વ લોકોને તેટલું લાગતું નથી. મા-બાપ વિષે પોતાનું કર્તવ્ય કરીને કઇ છે અને તે કરવાને આપણાથી થાય તેટલો પ્રયત્ન કરવો જોઇએ એ વાત મનુષ્યોને જો કે સમજાય છે તોપણ તેનું હજી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થયું નથી.

ઉપકાર દૃષ્ટિએ માબાપ સંબંધી જે મનુષ્યોનાં કર્તવ્યો છે તે વિષે હાલ લોકોમાં પ્રસ્રુત થયેલી કલ્પના ઘણી આકુંચિત છે. કેવળ પશુવૃત્તિથી ચાલનારા લોકોની વાત છોડી દેઇએ તો, માબાપના ચરિતાર્થની ખોટ પુરવી અને શારીરિક મદદથી તેમનું સંરક્ષણ કરવું એ આપણું કર્તવ્ય છે એમ લોકોને લાગે છે. પરંતુ ઝીણી ઝીણી વાતો સંબંધી તેમના તરફ લક્ષ રાખવું, તેમની સાથે પ્રેમથી ચાલવું અને તેમને ખુશ કરવા સારૂ યત્ન કરવો, આ વાતોની પણ તેટલીજ અગત્ય છે; તથાપિ તેવું કોઇને પણ લાગતુ નથી માબાપના કેવળ શારીરિક સુખ તરફ લક્ષ આપવાથી છોકરાનું કર્તવ્ય પૂરૂં થતુ નથી; તેમના માનસિક સુખ તરફ પણ તેમણે લક્ષ લગાડવું જોઇએ. નાનપણમાં છોકરાંને રંજન કરવા માટે અને સુખ આપવા માટે માબાપ જે તરેહનાં પ્રયત્ન કરે છે તે રીતનાં પ્રયત્ન છોકરાએ માબાપના વૃદ્ધાપકાળે તેમને રંજન કરવાને વાસ્તે કરવાં જોઇએ.

આ વાત સંબંધી મનુષ્ય સ્વભાવમાં જેટલું ઓછાપણું રહેલું છે તેટલું ઘણીજ થોડી વાત સબંધી રહેતું હશે. અનેક જાતના જંગલી લોકોમાં ઘરડા મનુષ્યોને તેમના વૃદ્ધાપકાળમાં અનપાણી વગર મરવાનો જેવો ઘણી વખત વારો આવે છે, તેવો સુધરેલા લોકોમાં આવતો નથી એ ખરૂં છે. તથાપિ તરૂણ છોકરાંએ તેમના માનસિક સુખ તરફ આપવું જોઇએ તેટલું લક્ષ ન આપવાથી ખેદ ઉત્પન્ન થઇને કષ્ટ થતાં વૃદ્ધ માબાપ સુધરેલા લોકોમાં પણ જોઇએ તેટલાં

દેરી. જુવાન તરફથી એ કામ સારૂં થવાનો સંભવ નથી; કારણ તેમના તરફથી આ કર્તવ્યો સારી રીતે બજાવવાતાં નથી, અને એટલા ઉપરથીજ આ વિષય સંબંધી તેમના વિચારમાં અને મનોવિકારમાં કમીપણું છે એ સિદ્ધ થાય છે. સદાચરણ અને નીતિ એ ઉપર વ્યાખ્યાનો આપનારા ધર્મોપદેશક વગેરે આ વિષય તરફ વધારે લક્ષજ આપતા નથી, અને તેમણે લક્ષ આપ્યું તોપણ તેનો ઘણો ઉપયોગ થતો નથી.

મનુષ્યને સદાચરણનો માર્ગ બતાવવાનું કામ જેમના ઉપર સોંપેલું છે તેમને તરુણોના મન ઉપર માબાપના સંબંધનાં તેમનાં કર્તવ્યો જો સારી રીતે ઠસાવ્યા નહિ, તો તે તરુણના માબાપને જેટલું નુકસાન થાય છે તેટલુંજ અથવા તેનાથી પણ વધારે તે તરુણનું પોતાનું થાય છે. માબાપનો છોકરાં ઉપર દાવો શો છે એ તેમના મન ઉપર સારી રીતે ન ઠસવાથી તેમને લારપછી પસ્તાવો કરવાનોજ ફક્ત પ્રસંગ આવે છે. આ પશ્ચાત્તાપ એવી વખતે થાય છે કે, તેનાથી તેનો ઉપયોગ કરી લેવાને સવડ રહેતો નથી. એ તરુણ મનુષ્યો પોતે વૃદ્ધ થતા અને તેમનાં છોકરાં તરફથી તેમને આનાકાની થવા લાગી એટલે, છોકરાંએ માબાપ તરફ લક્ષ આપવું કેટલું જરૂરનું છે, અને તે તેમણે આપ્યું નહિ તો તેમની કેવી સ્થિતિ થાય છે, એ અનુભવથી તેમને સમજવા લાગે છે, અને પોતે પણ પોતાના માબાપને તેમના વૃદ્ધાપકાળે વિનાકારણ દુઃખ દીધું એવો તેમને પશ્ચાત્તાપ થાય છે.

---

## પ્રકરણ ૧૦ મું

### આજારીની માવજત.

આ પહેલાનાં ત્રણે પ્રકરણોમાં જે એક વિષયનો વિચાર કરવો અવશ્યનો હતો તેનો સમાવેશ આ ભાગમાં કરેલો છે. પરણેલાં સ્ત્રી

પુરૂષો, માબાપ અને છોકરા આ સર્વેનું પણ પરોપકારની દૃષ્ટિએ પરસ્પર નિત્યનું કર્ત્તવ્ય જોતું હોય તો, કુટુંબમાંનો કોઇ મનુષ્ય સ્વભાવિક રીતે અથવા અપઘાતે આજારી પડ્યો હોય તો બાકીના મનુષ્યોએ તેની વિશેષ કાળજી લેવી જરૂરની છે માંદા પડવું એ સૃષ્ટિક્રમમાં સાધારણ વાત છે, અને કોઇને પણ મદદ આપવી હોય તો તેને તે ભોગ વવાને તથા કુટુંબના બીજા માણસોએ તેની માવજત કરવાને હમેશા તૈયાર રહેવું જોઇએ ઘણીવાર ઘરો (દરિપતાળ) રોગ ગૃહનું સ્વરૂપ આવે છે અને ઘરમાંના મનુષ્યો ઇસ્પીતાળના ચાકરોના જેવું કામ કરવું પડે છે

કુટુંબમાંના મનુષ્યો શિવાય બીજો કોઇ મનુષ્ય માંદો પડ્યો હોય તો અથવા અપઘાતથી માંદો પડ્યો હોય તો, પોતાને દુઃખ થવાની બીક હોય તોપણ તેની સેવા ચાકરી કરવી પરોપકારની દૃષ્ટિએ યોગ્ય થાય કે નહિ એ વિશે ગમે તેટલો સંશય હોય તોપણ કુટુંબમાંના એકાદા મનુષ્ય ઉપર તેવો પ્રસંગ આવ્યો હોય તો બીજા મનુષ્યોએ એવી રીતે તેની માવજત કરવી યોગ્ય છે એ વિશે કોઇને કંઇ સંશય હશે નહિ મનુષ્ય જાતની પરંપરા કાયમ રાખવા માટે પુરૂષોએ પોતાની સ્ત્રીનું સંરક્ષણ કરવું જરૂરનું છે એ કોઇપણ કબુલ કરશે કારણ માતાનું સંરક્ષણ સારી રીતે થયું નહિ તો તેનો પરિણામ તેનાથી થનારી સંતતિ ઉપર થવાનો જે કારણથી સ્ત્રીનું સંરક્ષણ કરવું એ પુરૂષનું હમેશનું કર્ત્તવ્ય થઇ રહેલું છે તેજ કારણથી તેજ માંદી પડી હોય તો તેણે તેની કાળજી રાખવી જરૂરની છે એજ ન્યાયે કુટુંબના સંરક્ષણો માટે કુટુંબનું પોષણ કરનારા પુરૂષોની મંદવાડમાં સારી માવજત રાખવી એ તેમની સ્ત્રીઓનું કર્ત્તવ્ય થઇને રહે છે છોકરા આજારી હોય તો તેમના તરફ માબાપે લક્ષ રાખવું એ તો તેમનું કર્ત્તવ્ય ઉઘાડું દેખાય છે કારણ છોકરા પ્રૌઢ ઉમ્મરે આવે

ત્યાં સુધી દરેક રીતે તેમને ઉછેરવાં એ માબાપનાં સામાન્ય કર્તવ્ય છે, તેમાં આ વિશેષ ભાગનો સમાવેશ થાયછેજ. જેમના છોકરાં કૃતાંકારસ્તાં થયાં છે એવાં માબાપ માંદા પડ્યાં હોય તો ફક્ત મનુષ્ય જાતિની પરંપરા કાયમ રહેવાને માટે છોકરાંએ તેમને મદદ કરવી એમ કહેવાય નહિ. આ ઠેકાણે માબાપની કાળજી રાખવાની જે આવશ્યકતા ઉત્પન થાય છે, તેનાં કારણ આવા પ્રકારના કૃત્યોથી એકંદર ઘનરી સુખની વૃદ્ધિ છે. માબાપના ઉપકારનો બદલો કરવો એ પણ અંશતઃ કારણ છે એમ કહેવાને હરકત નથી.

સ્પર્શ-જન્યરોગનો મનુષ્યને વિકાર થયો હોય તો તેની ચાકરી કરવી, એટલે પોતે તે રોગને અથવા પ્રસંગે મરણને પણ પાત્ર કરી લેવું એ થાય. આવી બીક હોય તોપણ ખરી રીતે જોતાં આવા પ્રકારનાં કર્તવ્યો બજાવવાં જોઇએ. સામાન્ય સૃષ્ટિક્રમ ઉપરથી આપણને આ શિખામણ લેવા સરણી છે. એક પ્રાણીના જીવ વાસ્તે બીજા પ્રાણીને પોતાનો જીવ આપવો પડે એવાં અનેક ઉદાહરણો જીવ સૃષ્ટિમાં દેખાઇ આવે છે. પ્રજાની ઉત્પત્તિ, અને ઉત્પન કરનારના પ્રાણનું ઉત્ક્રમણ, આ બન્ને ક્રિયા જેમાં એક કાળે થાય છે એવી નીચી પ્રતિના પ્રાણીઓમાં અસખ્ય જાતિ છે. ઉપરની પ્રતિનાં પ્રાણીમાં પણ, અને ઘણુંકરીને માદાને અંગે, એવા પ્રકારની સ્વાભાવિક બુદ્ધિ (પ્રેરણા) જડી આવે છે કે, અનેક પ્રસંગે પોતાનો જીવ જોખમમાં નાંખીને પોતાનાં બચ્ચાંનું સંરક્ષણ કરવા માટે માદી દોડે છે. જેમના અંગે જીવન સામર્થ્ય અધિક હોય તેમણે જીવવું અને જેમને અંગે કમી હોય તેમણે મરવું, આ સૃષ્ટિનિયમને લીધે પ્રાણીને અંગે એવા પ્રકારની પ્રવૃત્તિની ઉત્પત્તિ થયેલી છે. મનુષ્ય કરતાં બીજાં પ્રાણીમાં પણ જો બચ્ચાં સારૂ પોતાનો જીવ જોખમમાં નાંખવાને માદી તૈયાર થાય છે, તો છોકરાં આજારી હોય તો તેમની માએ જીવની પરવા ન

વરસ ધણીના આજારીપણાની ચાકરી કરતાં પોતે આજારી પડીને તેના પહેલાંજ મરી ગયેલી સ્ત્રી જડી આવે છે. બીજે ઠેકાણે અનેક વર્ષ સુધી પોતાનાં માના બીછાના પાસે બેશી રાત્રિ દિવસ કષ્ટમાં કાડ્યા પછી, તેમાંથી તેનો છૂટકો થયો ન થયો એટલામાંજ ફોઇના અથવા માશીના બીછાના પાસે બેશીને તેજ પ્રકારની ચાકરી કરવાનો જેના ઉપર પ્રસંગ આવેલો છે એવી છોકરીઓ જડી આવે છે. વળી એ પ્રકારે પોતાના આયુષ્યના ઘણા દિવસ આજારીઓની સાથે ગયાને લીધે શ્રમથી અને ત્રાસથી તેનું માથું ફરી જાય ત્યાં સુધી પ્રસગ આવેલા જણાય છે. ત્રીજે એક ઠેકાણે સ્ત્રીને ગાંડછા લાગવાને લીધે તેને ઘરમાં રાખી મૂકીને તેને બીજાતુંજ તે કંઇ કરશે તેથી એક સરખું તેના તરફ લક્ષ ગખવાથી કોઇ મનુષ્યના વૃદ્ધાપકાળના દિવસ મોટા કષ્ટમાં અને હાલ હવાલમાં ગયેલા દેખાય છે. આવા પ્રકારનાં ઉદાહરણમા આત્મયજ્ઞની ઘણી જરૂર છે એ ખરૂં. તથાપિ દુઃખમાં પડેલાનું જીવતર સહન કરવા યોગ્ય થવાને જે ઉપાય કરવાના તેથી પોતાનું જીવતર નષ્ટ થનાર નથી, એટલો સુમાર ચાકરી કરનારા મનુષ્યોએ પણ જોવો જરૂરનો છે. મદવાડમાં પડેલાનુ દુઃખ ઓછું કરવું અને પોતે દુઃખ ઉપાડી લેવું આ બેમા તોડજોડ કરવો જોઇએ.

વિશેષેકરીને જે મનુષ્યો મંદવાડમાં એક સરખું ધ્યાન રાખીને કુટુંબમાંના બીજા માણસ પાસેથી વાજબી કરતાં વધારે ચાકરી કરી લેવાને જુએ છે, તેમના તરફ તો છેક જોઇએ તેટલુંજ લક્ષ આપ્યું હોય તો તે પુરતું છે કદી કદી તો એકજ આજારી મનુષ્ય ઘરમાંના સર્વે માણસોને પોતાની બાવતમાં રોકી રાખે છે, અને તેમની પાસેથી કામ કાઢી લેઇને કૃતજ્ઞતા બતાવવાની તેને બદલે તેનું એક સરખું ચરચરાટપણું ફકત ચાલેલું હોય છે. આજારી માણસોનો આ જુલમ ચાલવા દેવો કામનો નથી. આજારી મનુષ્યના સ્વાર્થને

વાળદારી મુખ્યત્વે કરીને કુટુંબમાના મનુષ્યો ઉપર પડવી જોઇએ, અને સમાજમાના બીજા મનુષ્યો ઉપર તેનો અશ આવેજ, તો તે ઘણો થોડો આવશે, એ કોઇ પણ કબુલ કરશે. જે આહિત મનુષ્યને મદ-વાડમાં મદદની આવશ્યકતા લાગશે, અને જેને અંગે તેની પાત્રતા હશે, તેને અપ્રત્યક્ષ રીતે કંઇ મદદ કરી એટલે તે પૂરતી છે. જ્યારે એકાદા મનુષ્યને કોઇ પણ આપ્ત ન હોય અથવા આપ્તની અવેજી પણ તેની કાળજી રાખનાર બીજું કોઇ ન હોય તે વખતે ફક્ત આહિત મનુષ્યને પરોપકાર દષ્ટિએ તેના તરફ જરૂર જેટલું લક્ષ આપવું જરૂરનું છે.

આવા પ્રકારે લક્ષ આપવાની મર્યાદા ઠરાવવી તે, તે મનુષ્યનો સ્વભાવ અને તેનાં પૂર્વનાં આચરણ એમનાથી આવા ઉપકારને તેણે પોતાને કેટલે સુધી પાત્ર કરીને લીધેલો છે એનો વિચાર કરીને ઠરાવવી જોઇએ. જો એકાદા મનુષ્યે જોઇએ તેટલા સાધનો અનુકુળ છતાં પણ, પોતાના આજારીપણાને માટે અથવા વૃદ્ધાવસ્થા માટે (ઘરડપણ માટે) કંઇ પણ તજવીજ કરીને રાખી મૂકી ન હોય, તો તેના આજારીપણામાં જે મદદ કરવાની તે, આવા પ્રકારની તજવીજ જેણે કરીને રાખી હશે તેને કરવાની મદદ કરતા ઘણી થોડી હોવી જોઇએ એ કહેવાની જરૂર નથી. દુઃખમાં પડેલાની સ્થિતિ પ્રત્યક્ષ જોઇને લાગણી થવાથી દુરદર્શિ અને અદુરદર્શિ એ બનેને પણ સરખીજ મદદ કરવી એવી મનની પ્રવૃત્તિ થાય તો ન્યાયના વિચારથી તેનું સયમન કરવુ જોઇએ. સદ્વર્તન અને દુર્વર્તન તરફ પણ એવુંજ લક્ષ રાખવુ જરૂરનું છે. સદાચારી અને દુરાચારી મનુષ્યોને જેટલું તેમના આચરણને અનુરૂપ એવું ફળ મળે તેટલું મેળવી આપવા માટે સર્વ મનુષ્યોએ યત્ન કરવો જોઇએ. જેનુ કોડી પણ મૂલ્ય નથી એવા, અને જેનો કાંઇપણ ઉપયોગ છે એવા બન્ને પ્રકારના લોકોને જો આજારીપણામા

સરખીજ મદદ મળે તો ઉપર બતાવેલો અસાધારણ ભેદ રહેવાનો નથી
આ પછી મનુષ્યોના અગના બીજા ગુણો અને રોજગારીનો તથા
તેનાથી સમાજનો કેવો ફાયદો છે એ બાબતનો વિચાર કરવો જો
એ જેમનો સમાજને ઉપયોગ નથી, અથવા ઉલટું જેમનાથી સમા
જનો ઉપદ્રવ છે એવા લોકોને જે મદદ કરવામાં તેના કરતા કેટલી
બધી વધારે મદદ જેમની વિદ્વત્તાથી અથવા કૌશલ્યથી સમાજને
ઘણો ફાયદો થવાનો સંભવ હશે એવા લોકોને કરી જોઈએ

ઉપરનું ધોરણ જો માણસોને મળવાનું તેમના આચરણનો
અને સ્થિતિનો વિચાર કર્યા પછી ઉપકાર કરનારના આગળ ની
સ્થિતિ ઉપર પણ વિચાર કરવો જોઈએ જે મનુષ્યો નિરોગી અને
તંદુરસ્ત હોયજ તથા આજારી મનુષ્યોના સંસર્ગ અને તેમની ચાકરી
કરવાના કામથી જેમના ઉપર હમેશ ખરાબ પરિણામ થવાનો સં
ભવ ન હોય એવા મનુષ્યોએ નિત આજારી મનુષ્ય તરફ લક્ષ આ
પવું પરંતુ જે મનુષ્યો અશક્ત હોય જેમની પોષકશક્તિ ઘણીજ
ક્ષીણ થએલી હોય એવા મનુષ્યોએ આ ઉપકાર કરવા તરફ લક્ષ આપવું
જોઈએ નહિ સંસાર નજરે પરોપકારનો વિચાર કર્યો હોય તો આવા
નકરો ભેદ પાડવો જરૂરનો છે આજારી મનુષ્યના સંસર્ગે આજારી
પડવાનો પ્રસંગ આવ્યો હોય તો જે લોકો તેમાંથી જલદી સાજા
થવાનો સંભવ હોય એવા મનુષ્યોએ બીજા કરતા આજારી મનુષ્યતરફ
અધિક લક્ષ આપવું જોઈએ સાંસર્ગિક રોગનો પણ ઉત્તર વયમાં
શક્તિ ક્ષીણ થવાને લીધે જેટલો પરિણામ થાય છે તેટલો પૂર્વ વયમાં
થતો નથી અને વિશેષ કરીને ઉત્તરવયમાં માણસોના મનમાં તેનું ભય
હોય તેથી તો તે પરિણામ અવશ્ય કરીને રહે છે પ્રત્યેક મનુષ્યે યોગ્ય
મર્યાદાની અંદર સ્વાર્થ બુદ્ધિ રાખવીજ જોઈએ આ સ્વાર્થની નજરે
ઉપરની પરોપકારબુદ્ધિનું આચરણ કરવું જેવું અવશ્ય છે તેવુંજ પરાર્થની

દઈએ પણ કોઇ કોઇવાર પરોપકારથી મન નિરત કરવું પડે છે. આજારીની ચાકરી કરવાથી થાક લાગવાને લીધે અથવા સંસર્ગથી આપણે આજારી પડ્યા હોઇએ તો આપણા કુટુંબમાંના બીજા મનુષ્યોને કયા પ્રકારનો ત્રાસ થવાનો સંભવ છે એ વિચાર અવશ્ય કરવો જોઇએ. આ ત્રાસ ઘણે પ્રકારે થવાનો સંભવ છે. સાંસર્ગિક રોગથી પિડાતા ત્રાહિત મનુષ્યને મદદ કરવાથી આજારી પડીને ઘેર આવેલો મનુષ્ય પોતા ઉપરજ સંકટ લાવી મૂકેછે એમ નથી, પણ તે ઘરમાંના બીજા મનુષ્યો ઉપર પણ સંકટ લાવેછે કારણ તેની ચાકરી કરીને ઘરમાના વગા બીજાં માણસોને તે માંદગી ભોગવવાનો અથવા મરવાનો પણ સંભવ હોય છે. શિવાય તેની ચાકરી કરવામાં ઘરનાં બીજા મનુષ્યોને થનારો ત્રાસ, અને તેને લીધે તેમના મન ઉપર થનારો પરિણામ, તેજ પ્રમાણે તેનું દુઃખ જોઇને બીજાને થનારૂં દુઃખ, અને કદાપિ તે મરી જાય તો તેથી તેના કેટલાક સગાને થનારૂં દુઃખ, અને કેટલાકને થનારૂં જન્મનું નુકસાન, આ સર્વ વાતો તો છેજ. મરણનો ભયકર પ્રસંગ જતો રહ્યો તોપણ, કંઇ કાળ સુધી તે મનુષ્યને પોતાની હમેશાંનાં કર્તવ્યો કરવા વિશેની શક્તિ રહેતી નથી, અને કોઇકોઇવાર તે મનુષ્ય જન્મનું દુબળું થઇ રહે છે. આ સર્વ પરિણામનો એકદર વિચાર કરવાથી એમ જણાય છે કે, જે મનુષ્યને અને પોતાને કોઇપણ પ્રકારનું આપ્તપણું નથી તેના મદવાડમાં પરોપકારની નજરે જે મદદ કરવાની તે પોતાની ઉપર ઘણું સકટ ન આવે એ ધોરણ રાખીને કરવી, અને જેની પછાડી કુટુંબનો ઘણો ફેલાવો છે અને જેમને મોટાં જવાબદારીના કામ કરવાનાં છે તેમણે તેટલી પણ કરવી નહિ.

ઉપરના વિચારના ધોરણે ચાલવાનું કહીએ તો જેમને આવા પ્રકારની મદદ કરવા માટે અગાડી થવાની જરૂર નથી એવા પુષ્કળ લોકો આવી મદદ કરે છે, અને તેમને કઇ ઇજા થતી નથી આ હમેશાં આંખ આગળ બનનારી વાત ભૂલવી કામની નથી. વૈદ્યનો

ધધો કરનારા લોકો નાના પ્રકારના રોગીઓ પાસે દરરોજ ઘણી-
વાર જાય છે તોપણ તેઓને ભાગ્યેજ કોઈ રીતે કંઈ હરકત થતી નથી હવે
ધણું પ્રસંગે તે (વૈદ્ય) પહેલા રોગ મારવાના ઉપાય કરીને નાખી મુક્તા
હશે, તેમ છતા પણ એ વાત ઘણી આશ્ચર્ય ની છે એ કહ્યા વગર
ચાલતું નથી દરરોજ તેનું તે કામ કરવાની ટેવ પડવાને લીધે તે-
મના મનની બીક છેક જતી રહે છે, અને તેને લીધે તેમને કંઈ
થતું નથી એમ દેખાય છે એમ હોય તોપણ ધંધાની શરૂઆત ક
રતા કેટલાક કાળ સુધી પહેલાની ટેવ ન હતા તેમના ઉપર કંઈ પણ
પરિણામ કેમ થતો નથી એ અજાયબ જેવું કહેણ છે રોગશાળામા રોગીની
ચાકરી કરનારી બાઈઓ હોય છે તે પણ રોગની દરકાર ન ગણે
એવી બને છે આ ઉપરથી રોગશાળાની ચિન્તા ઉત્પન્ન થઈને જેની
તેની ઠામઠ કરી આ પોતાનો ધંધો છે એમ લાગે તો પોતાનો
જીવ સકટમા નાખવો પડે છે એ વાત તો ખરીજ, પરતુ આપણને
પરની જેટલી બીક લાગે છે તેટલી લાગવાનું કંઈ કારણ નથી વળી
જે કેટલાક સાસર્ગિક રોગનો સબધ નથી હોતો તે કેમ એ આવા પ્ર-
કારનો ધંધો કરીને પણ શરીર પ્રકૃતિ સારી રહેવાને કંઈ હરકત નથી

રોગમા પીડાતાની આસનાવાસના કરવા માટે આત્માર્પણ ક-
રવા તૈયાર થનારા મનુષ્યો અતિશય કોમળ અંત કરણના હોયછે, અને
રોગીના દુ ખ જોઈને વિલક્ષણ પ્રકારની દયાએ તેવુ કરવાને પ્ર
વૃત્ત થાય છે આ મનોધર્મનું પ્રથક્કરણ કરવું ઘણું કઠણછે વિશેષે
કરીને સ્ત્રીઓમા આ મનોધર્મ ઘણો જડી આવે છે આ અંત કરણની
પ્રવૃત્તિ હોવાથી અને તે શિવાય માની છોકરા વિષેની જે પ્રકારની સ્વા-
ભાવિક બુદ્ધિ હોય છે તેવી હોય તો, અનાથ રોગીની ચાકરી કરવી એ
એક મનને આનદ આપનારૂંજ કામ બની જાય છે માની છેક નાના
બાળક ઉપરની પ્રીતિ પણ વિશેષે કરીને તેમની અતિશય દીન અવ

સ્થાને લીધે ઉત્પન્ન થયેલી હોય છે. આ બે મનોધર્મને અનુકુળ એવા આચરણથી થનારૂં સમાધાન, તેમને પોતાને થનારા દુઃખ કરતાં અને ત્રાસ કરતાં, તેમને વધારે લાગે છે, અને એને લીધે તેમના હાથથી આવા પ્રકારનાં વર્તન બને છે. આ પરોપકારથી થનારા સુખનો અનુભવ લેવાની ઇચ્છા તો સાધારણ મનુષ્યને થવાની નહિજ, પરંતુ તેણે આવા મનુષ્ય તરફ જોઇને આશ્ચર્ય પામતાં રહેવું.

જેમનો કુટુંબ સાથે કંઇ સંબંધ હોતો નથી એવા લોકોના સ્વાભાવિકપણે બનવાના આજારમા ચાકરી કરવાને જોકે અનેક વાતોના વિચારે મન કચવવાનો સંભવ છે, તોપણ, અપઘાતને (દુઃખને) લીધે ઇજા થઇને જેમનુ હાથપણ (સેવા ચાકરી) કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાયછે તેમને મદદ કરવા માટે તેવું મન કચવવાનુ કંઇ કારણ નથી. ગાડીઓની અથડાઅથડી થવાથી, ઘણી ઉચાઈ ઉપરથી પડવાને લીધે, અથવા તોફાની ઘોડા તથા બળદના સપાટામાં આવવાથી, ઇજા થવાના અનેક પ્રસગ આવેલા ઘણાખરાના જોવામાં આવ્યા હશે આવે પ્રસંગે, પ્રત્યેક પોતા તરફથી દરેકને થવા જેવી હોય તેટલી મદદ કરવી જરૂરની છે. જેમને અંગે જંગલી સ્થિતિમાંનો નિર્દય પણાનો ઘણો અંશ સિલક રહેલો હોય, તેજ આવી વખતે છેક ઉદારી રહી શકશે. પરોપકારનો છેક સ્થૂળ વિચાર કરનારા લોકોને પણ જોકે અપઘાતથી દુઃખમાં પડેલા લોકોને મદદ કરવાની આવશ્યકતા દેખાઇ આવેલી છે, તોપણ આવે પ્રસગે દુઃખમાં પડેલાને સારી રીતે ઉપયોગ થવા માટે જે પ્રકારનું જ્ઞાન અને કૌશલ્ય સંપાદન કરવાની જરૂરછે, તે મેળવવા માટે આજસુધી સુધરેલા લોકોમાં પણ કહેવા જેવો પ્રયત્ન થયેલો નથી. આવા પ્રકારનો યત્ન કરવાની આવશ્યકતા હાલમાંજ પાશ્ચાત લોકોને કોઇક ઠેકાણે થોડી લાગવા માંડેલી છે. આજ સુધીની સ્થિતિ કહીએ તો, એકાદા મનુષ્યને જખમ લાગ્યો હોય ત્યારે, અથવા તેનો

હાથ પગ તૂટ્યો કે મચકાયો હોય ત્યારે જે મેંકડો લોક તેને મદદ કરવાની ઇચ્છાથી તેની આસપાસ ભેગા થાય છે, અને તેને માટે લાગણી બતાવતા હોય છે, તેમણે તે પ્રસંગે શું કરવું એની કંઇપણ માહિતી હોતી નથી. ઉલટું, અજ્ઞાનથી તેને કાંઇ વિરુદ્ધ મનગમતા-જ ઉપાય કરે છે તેને લીધે સ્વાભાવિક રીતે જે પરિણામ બનવાનો હોય તેના કરતાં પણ ભયંકર પરિણામ બની આવે છે, અને મદદ કરવાની ઇચ્છાનો પરિણામ અપાય કરવો એમ બને છે કારણ, ઉપાય કરવાના રસ્તા ઘણા થોડા હોય છે, પરંતુ અપાય કરવાના માર્ગ અસંખ્ય હોય છે એને લીધે અજાણ્યા મનુષ્યના હાથથી અપાય થવાનોજ વિશેષ સંભવ હોય છે

આ માટે પ્રસંગ આવે ત્યારે આ વિશેષ પ્રકારનો પરોપકાર પોતાના હાથથી કરવાની જેમની ઇચ્છા હોય તેમણે દુરદર્શિપણાથી શસ્ત્રવૈદ્યની કળાનું અથવા વૈદ્યશાસ્ત્રમાના આ પ્રકરણમાના સ્થૂળ તત્વોનું જ્ઞાન સંપાદન કરવું જોઇએ અપઘાત બન્યાથી કુશળ શસ્ત્રવૈદ્યની મદદ મળે ત્યાં સુધીમાં વચ્ચે ઘણો વખત જાય છે, તે વખતે જખમ થયેલા મનુષ્યની કેવી વ્યવસ્થા રાખવી એ માહિતી હોવા પુરતું જ્ઞાન હોય એટલે થયું. અપઘાતથી દુ:ખ પામેલા લોકોને તાબડતોબ કયા ઉપાય કરવા એ વિષયના જ્ઞાનનો લોકોમાં પ્રસાર કરવા માટે પાશ્ચાત્ય લોકોએ મોટી મોટી મંડળીઓ સ્થાપન કરેલી છે, અને અનુભવથી આ જ્ઞાન પ્રત્યક્ષ આપવા માટે એ મંડળીઓના આશ્રય નીચે ફરતી ઇસ્પીતાળો રાખીને લોકોને શિક્ષણ આપવાનો ક્રમ ચાલેલો છે આ મંડળીનો લોકો ઉપર અનંત ઉપકાર છે એમ કહેવું જોઇએ કમનસીબથી આ જ્ઞાનનો અને કૌશલ્યનો ઉપયોગ કરવાનો વખત આવ્યો એટલે તેનો થવો જોઇએ તેટલો ઉપયોગ થતો નથી એ દુઃખની વાત છે. ઘભરાવાને લીધે અથવા અનેક ઉપાયો પૈકી

કયો યોજનો એનો નિશ્ચય જલદીથી ન કરતાં આવા પ્રસંગ આવ-
વાને લીધે શીખેલું નિરૂપયોગી થાય છે. અનુભવી અને વહીવટ ક-
રનારા લોકોની પણ કોઈ કોઈવાર તેવી સ્થિતિ થવાનો સંભવ છે. પછી
જેમને કહેવા સરખો અનુભવ ન હોય તેમની તેવી સ્થિતિ થવી એમાં
આશ્ચર્ય નથી. તોપણ એવા પ્રકારનો યત્ન કરવો નિરૂપયોગી છે એમ
સમજવું નહિ; ઉલટો, તે વિશેષ કાળજી પૂર્વક થઈને, લોકોને જાસ્તી
અનુભવ લેવા દેવો, અને બને તો આવા પ્રકારના જ્ઞાનનો સામાન્ય
લોકશિક્ષણમાં પણ પ્રવેશ કરવા માટે ખટપટ કરવી જરૂરની છે.

---

## પ્રકરણ ૧૧ મું.

### જુલમમાં અને સંકટમાં ફસાઈ પડેલાને મદદ.

નીતિવિષયક કલ્પના મનમાં લાવીને તે ઉપર વિચાર કરવાની
જેટલી યોગ્યતા હોય તે પ્રત્યેક મનુષ્યને અનેક કારણે, જુલમથી
પીડાએલા લોકોને મદદ કરવી એમ લાગે છે. વળી ઘણુંકરીને જે-
મના ઉપર જુલમ થાય છે તે જુલમ કરનારાથી દુર્બળ હોય એટલે
તો તેમના વિષે ઘણીજ દયા ઉત્પન્ન થાય છે. જેમના ઉપર જુલમ
થતો હોય તેમના શારીરિક અથવા માનસિક દુઃખો પ્રત્યક્ષ જોઇને
અથવા સાંભળીને, મનુષ્યનાં મન એકદમ કળકળી ઉઠે છે; જુલમ
કરનારા વિષે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થાય છે; વ્યક્તિવિષયક હકની
પાયમાલી થયાને લીધે ન્યાય દેવતાનો અંગમાં પ્રવેશ થાય છે, અને
તે મનુષ્યની દૂરના પરિણામ તરફ જલદી નજર પહોચવા જેવી હોય
તો, સમાજસંસ્થાના સામાન્ય તત્વનું ઉલ્લંઘન થયાથી તેને ઘણો
ગુસ્સો આવેછે. જુલમે ત્રાસી ગયેલા લોકો વિષે વિચાર મનમાં

શ્રેષ્ઠ પ્રતિનું છે, કારણ તેના ઉત્પાદક મનોવિકાર મનુષ્ય સ્વભાવના અતિ ઉન્નત સ્વરૂપથી ઉત્પન્ન થનારા હોય છે.

પરોપકારના આ પ્રકારનું મહત્વ ધર્મ પુસ્તકમાં અને નીતિશાસ્ત્ર ઉપરના ગ્રંથોમાં કેટલું બધું લખેલું હોયછે તોપણ તેનો મનુષ્યોના મન ઉપર ઘણો થોડો પરિણામ થયેલો છે. સર્વ જાતના અને સર્વ ધર્મના લોકોમાં દુર્બળોનું જુલમથી રક્ષણ કરવા વાસ્તે જેમણે પોતાના જીવ સંકટમાં નાંખેલા છે, એવા ઉદાર આત્મા આજસુધી પુષ્કળ થઇ ગયેલા છે; પરંતુ જુદા જુદા સમાજમાંના લોકોની સામાન્ય રીતે સ્થિતિ જોઇ હોય તો, પરોપકારના આ તત્વોનો કહેવા જેવો અમલ જેમના ઉપર થએલો છે એવા મનુષ્યોનો અભાવજ મળવો કઠણ છે. ખ્રિસ્તી મીશનરી ખ્રિસ્તી ધર્મના સામર્થ્ય વિષે મોટી શેખી મારે છે, તથા હિંદુઓ અને મુસલમાનો પણ પોતે પોતાના ધર્મની શેખી મારે છે. પરંતુ ધર્મના જુદા જુદા પંથોના લોકોએ પરસ્પર જેટલો જુલમ કરેલો છે તેટલો જગતમાં બીજા કોઇપણ કામ માટે થએલો નથી, આ એક બીજામાંના જુલમ સિવાય, ખ્રિસ્તી દેશોએ એક પછી એક જોઇએ તેટલા દેશ કબજે કરીને ત્યાંના લોકો ઉપર ચાય તેટલો જુલમ કરેલો છે, અને હજી પણ ખ્રિસ્તી દેશો પગ નીચે ચગદી નાંખેલા દેશોમાંના લોકો ઉપર મોટો ઘણો પણ જુલમ કરે છે. હવે ખ્રિસ્તી લોકોમાં હાલની સ્થિતિમા ન્યાયી અને પરોપકારવાળા વ્યક્તિઓ વધારે જણાય છે એ વાત ખરી, પરંતુ તેનું કારણ ખ્રિસ્તી ધર્મ નથી પણ તેમની માનસિક ઉન્નતિ છે. ગરીબ ઉપર જુલમ કરનારા વિકરાળ પુરૂષો જોતાંજ તેમનો ધિક્કાર આવવો જોઇએ; પરંતુ નાનપણથી આ વાત હમેશાં આંખ આગળ હોવાને લીધે તેનો એટલો ધિક્કાર આવતો નથી નિશાળમાં જનારાં છોકરાંમાં પણ જુલમી વર્તનના પ્રકાર દેખાઇ આવે છે. મોટા અને લાંઠ છો-

કનાએ નાના છોકરાને જોઇએ તેટલો ત્રાસ આપવો અને તે વિષે કોઇએ શું કે આ કરવું નહિ એવો પ્રમાણસર જડી આવે છે ધાર્મિક લોકોની દેખરેખ નીચે ચાલતી બોર્ડિંગશાળાઓમાં પણ આજ પ્રમાણે જણાઇ આવે છે વધારે શું, આ શાળા ઉપર ધર્મનું આડંબર બતાવનારા અધિકારીને પણ તે વાત સમજવામાં આવી હોય તોપણ તે તે તરફ આંખ આડા કાન કરે છે કોઇ વખતે તો છોકરાઓ કરેલા જુલમને લીધે ભયંકર અપઘાત બને છે થોડા વર્ષ પહેલા આવા અપઘાતથી એક છોકરો મરણ પામ્યા વિષે એક બિશપે દીલગીરી પ્રદર્શિત કરી તે વિષે પછી કંઇ વિશેષ કર્યું નહિ આવોજ દાખલો થોડા દિવસ ઉપર કલકત્તામાં બનેલો છે ત્યાં નિશાળના છોકરાઓથી ભયભીત થઇ એક ખાનગી ડુબી મરવાનો માર્ગ લેવો પડ્યો હતો

નાનાથી તે મોટા સુધી અને જંગલી લોકોથી સુધારાની ટોચ પરના લોકો સુધી પરોપકારના જે પ્રબળ ઊર્મિઓનો ઉદ્ભવ દેખાય છે તેની આવશ્યકતા લોકોના મન ઉપર ઠસાવવાનું કામ ઉત્કૃષ્ટ નીતિતત્ત્વની મદદથી કરવું જોઇએ પ્રબળના જુલમથી દુર્બળનું સંરક્ષણ કરવા સારૂ પોતાને ઇજા થઇ તોપણ તે સોસવી એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે, એ મનમાં રાખીને ચાલનાર લોકોનું કોઇ પણ સમાજમાં પ્રાબલ્ય થયા સિવાય મનુષ્ય સ્વભાવને અને મનુષ્યની સામાજિક સ્થિતિને અતિ ઉન્નત સ્વરૂપ પ્રાપ્ત થવું શક્ય નથી

મનુષ્યે દુષ્ટ સ્વભાવથી એક બીજાને ત્રાસ આપવાને લીધે થયેલા અથવા થવાના દુ:ખના નિવારણ કરવા માટે, અને તેજ પ્રમા

જે પંચમહાભૂતાત્મક સૃષ્ટિમાંના અને ભાગરૂપ જે શક્તિના પ્રયોગો આલેકીઓ છે તેમના ભયંકર સ્વરૂપનાં, મનુષ્યના જીવન કરતાં પણ ઘાતક પરિણામ નિવારણ કરવા માટે, પ્રત્યેક મનુષ્યે પોતાનું કેટલું નુકસાન કરી લેવા તૈયાર થવું જોઇએ એ બાબતનો વિચાર કરવા પહેલાં આ પ્રત્યેક પ્રકારના અનર્થ ટાળવા માટે જે ધૈર્યની આવશ્યકતા હોય છે તે વિષે બે બોલ લખવા જરૂરના છે. આ ધૈર્યની બીજાપ્રકારની વાતમાંજ વિશેષ જરૂર લાગે છે. કારણ મનુષ્યને કંઇ પણ કરવું આ-વવાનો સંભવ છે. પરંતુ સૃષ્ટિમાંની શક્તિની આગાડી દયા માયા વ-ગેરે કાંઇ પણ ચાલવાનું નથી.

ધૈર્ય આ ગુણને સંબંધે સાધારણ લોકોના કલ્પના ચમત્કારિક હોય છે દેશકાળ વર્તમાનનો વિચાર ન કરતાં મનુષ્યને અંગે ધૃષ્ટતા દેખાઇ આવી કે, તેમનું સર્વ પ્રસંગે મરખુજ વખાણ કરવું અને તે-મનો આભાર દેખાઇ આવ્યો એટલે તેમની નિંદા કરવી એવું તેમના મનનું વલણ હોય છે એવા પ્રકારની અવિચારની પ્રવૃત્તિનું કોઇ દિવસજ સમર્થન કરવામાં આવનાર નથી. સઘળી રીતે નહિ તોપણ ઘણે અંશે, આ ગુણનો મનુષ્યના અંગમાં ઉદય થઇને તેની વૃદ્ધિ થવાનું કારણ તેનો પોતાનો જગતમાં અનુભવ થાય. સ-કટ સાથે ટક્કર ઝીલીને તેમાંથી નિભાવી લેવાનું પોતાનું સામર્થ્ય પ્રત્યેક મનુષ્ય વખતે વખતે કસમાં લાવીને જુએ છે, અને આવે અનેક પ્રસંગે તેને જેવો અનુભવ થાય તે પ્રમાણે તેનો સ્વભાવ બીકણ અથવા હીંમતવાળો બને છે. ક્રૂર પ્રાણીઓ સાથે અથવા સૃષ્ટિ-માંની ઉગ્રશક્તિ સાથે લડવાને જે મનુષ્યોને અનેક પ્રસંગે અપયશ આવ્યો હોય, અને તેનું દુઃખદાયક પરિણામ ભોગવવું પડેલું હોય, તેમના ઉપર ફરીને તેવો પ્રસંગ આવ્યો હોય તો તેગણે આગાડી પગ

મૂકતાં બીકણપણું એ સ્વાભાવિક છે. પણ એવે પ્રસંગે પ્રત્યેક વખતે પણ આવતો ગયો તો મનુષ્યને ધૈર્યનાં કામો કરવાને જોક લાગે એવું રહેતું નથી. અને કેટલીકવાર અતિશય કરવાની પણ ઇચ્છા મનુષ્યના અંગમાં ઉત્પન્ન થાય છે. નવાં નવાં ધૈર્યનાં કામો કરવાથી મનમાં ઘણાં એટલે વધારે વધારે સમાધાન થાય અને વળી પરાક્રમ કરીને બતાવવાની તક આવી હોય તો તે મેળવવા વિષે પરાક્રમની ઉત્કટ થયેલી એવી મનુષ્યની સ્થિતિ થઈ જાય છે. એ ઉપરથી એમ દેખાય છે કે, બીકણપણું અને ધૈર્ય એ સ્વાભાવિકપણે ઉત્પન્ન થનારા મનુષ્ય સ્વભાવના ધર્મ છે. શારીરિક સામર્થ્ય, નીતિ વિષયક વિચારનું અને મનોવિકારનું પ્રાબલ્ય, તથા બુદ્ધિચાપલ્ય, એ ગુણોમાં જે પ્રમાણમાં કમીપણું હશે તે પ્રમાણમાં મનુષ્યને અંગે બીકણપણું ઉત્પન્ન થશે અને જે પ્રમાણે આ ગુણનું આધિક્ય હશે તે પ્રમાણમાં તેમને અંગે ધૈર્ય આવશે. કોઇપણ કઠણ કામ અને લીધા પછીથી તે કરવાને કયા પ્રકારની અડચણ આવવાનો સંભવ છે અને તેમાંથી નિભાવ થવાને પોતાને અંગે પૂરું સામર્થ્ય છે કે નહિ એની અટકળ કરી લેવી કઠણ હોય છે અને આ અટકળ ભૂલથી તો પ્રાણ જવાનો સંભવ હોય છે. ઉદાહરણ માટે આલ્પસ પર્વત ઉપર ચઢીને ત્યાંની માહિતી મેળવવાનું પણ અઘરું કામ કરવાનું છે એવી કલ્પના કરો. જો એકાદો મનુષ્ય શરીરે એટલો અશક્ત હોય, કે બે ત્રણ હજાર ફુટ ચઢી ગયાની સાથે તેને પગ આગાડી મૂકવાની શક્તિ ન હોય, અથવા તેના હાથે ખડકનો અથવા ઝાડના મૂળીઆંને ટેકો રાખી પોતાનું શરીર ઘણીવાર ધારણ કરી રાખવાનું સામર્થ્ય ન હોય; કે તેની દૃષ્ટિ ધીમી હોવાને લીધે પોતાની આંખ આગળ-ની જમીન તેના ઉપર પોતાનો પગ બરોબર ઠરે એવા પ્રકારની છે કે નહિ તે ઓળખી શકાતું ન હોય; અથવા કઠણ પ્રસંગ આવ્યો હતાં તેમાંથી પાર પડીને જવાના તેના અંગમાં સમય સૂચકતા બીલકુલ ન હોય; તો

એવા માણસે એવા મહાભારત કામમાં હાથ ઘાલવાનો વિચાર સ્વપ્નામાં પણ આણવો નહિ. ઉપર કહેલા શારીરિક અથવા માનસિક દોષો પૈકી જો એક પણ અંગે હોય તો તે બાકીના સર્વગુણોને નિરૂપયોગી કરી નાંખીને તે મનુષ્યનો નાશ કરવાને બસ થશે. એવા મનુષ્યે એવું કામ હાથમાં લેવું એ ધૈર્ય ન હોઇને મૂર્ખપણાનું સાહસ છે. પરંતુ જે મનુષ્યના હાથ પગ સશક્ત હોઇને સૂક્ષ્મ હવામાં શ્વાસોશ્વાસને યોગ્ય એવાં જેનાં ફેફસાં હોય અને જેની ઇન્દ્રિઓ તિક્ષ્ણ હોઇને મગજ શાન્ત અને સ્વચ્છ હોય તથા પ્રસંગે ન ગભરાતાં યુક્તિથી છૂટીજવાનું જેના અંગમાં સામર્થ્ય હોય, તેમને એવાં જોખમનાં કામ અંગ ઉપર લેવાંમાં હરકત નથી. આવા ગુણોનું ધૈર્ય, એ સ્વભાવિક પરિણામ છે.

મનુષ્યને અંગે હમણાં કહેલા ગુણદોષ જે પ્રમાણથી હોય તે પ્રમાણથી તેનું વર્તન વધતા ઓછા ધૈર્યનું અથવા બીકણપણાનું હોય છે. વળી કોઇના પણ ધૈર્યના અથવા બીકણપણાના વર્તન ઉપર ટીકા કરતાં આ ગુણદોષનો વિચાર કરવો જોઇએ. ઘણે પ્રસંગે બીકણ પણાએ બતાવવામાં આવેલા દોષો વિષે દયા આવવી અને ધૈર્ય બતાવનારા ગુણો માટે સન્માન બુદ્ધિ ઉત્પન્ન થવી, આ કરતાં વધારે તિરસ્કાર અથવા સ્તુતિ કરવાનું કારણ નથી. ઘણે પ્રસંગે આવું કહેવાનું કારણ, કેટલાક થોડા પ્રસંગે દોષોને લીધે અથવા ગુણને લીધે સ્વાભાવિક રીતે જે બીકણપણું અથવા ધૈર્ય ઉત્પન્ન થવાં જોઇએ તેના કરતાં પણ ઘણાં વધારે બનાવવામાં આવે છે. એવું થયું હોય તો પહેલા વિષે ધિક્કાર અને બીજા વિષે વખાણ કરવું એ જરૂરનું છે. પરંતુ વાજબી કરતાં વધારે બતાવેલું ધૈર્ય અવિચારનું સાહસ માત્ર ન હોવું જોઇએ.

સાધારણ પ્રમાણથી કોઇ પણ મનુષ્યને એકાદુ ધૈર્યનું કામ

•

ન પડવું એ શ્રદ્ધાપૂર્ણ છે. બીજાં સંકટોના કામમાં પણ એ વર્તન લાગુ પાડવા સરખાં છે. ગજ બહારનાં કામ કોઇએ માથે લીધાં હોય તો તે બિનતની પસંદગી બતાવવી જોઇએ. જરૂરનું કારણ ન છતાં પોતાનો જીવ જોખમમાં નાંખનારા કેટલાક મૂર્ખ લોકો હોય છે અને તેમનાં અજ્ઞાનનાં લોકો તરફથી ઘણાં વખાણ કરવામાં આવે છે. સામાન્ય લોકો તરફથી જે વાત ધૈર્યની કરીને સમજવામાં આવે છે, તેમાંની ઘણીખરી કેવળ મૂર્ખપણાની હોય છે. વાસ્તવિક રીતે આવી વાત કેવળ શૌર્ય દર્શાવનારી ન છતાં અગાડીના પરિણામની અજ્ઞાનતા દર્શક હોય છે. સારો હેતુ હોય તોપણ નિષ્કાળજીપણાથી જીવ ઉપર ઉદાર થવું સારૂં નથી.

જેમની અગાડી દયા માયા કાંઇ પણ ચાલવાની નથી એવી સૃષ્ટિમાંની શક્તિના પ્રભાવને લીધે જે લોકો સંકટમાં પડ્યા હોય તેઓને પરોપકાર બુદ્ધિએ છોડવવાનું કરવાને વાસ્તે યત્ન કરતાં ઉપર આપેલી વાતનો વિચાર કરીને, સિવાય આગળ બતાવ્યા પ્રમાણે આ યત્ન કરનારના જીવને અપાય થયો હોય તો તેનાથી અપ્રસક્ષ પરિણામ શું બનવા જેવો છે, એનો પણ વિચાર કરવો અવશ્યનો છે.

આટલી વાર સુધી સામાન્ય વિચાર થયો, હવે એક બે વિશેષ પ્રસંગનાં ઉદાહરણ લેઇએ. એક માણસ પાણીમાં બુડે છે, તેને બચાવવાને માટે પરોપકારની દૃષ્ટિએ ભુસ્કો મારવો કે નહિ એ વિષે પાસેના મનુષ્યનું શું કર્તવ્ય છે તે જોઇએ. આ ઠેકાણે પાસે રહેલા મનુષ્યના અંગના ધૈર્યનો અને તેની સ્થિતિનો વિચાર કર્યો હોય તો કેટલાક લોકોએ પાણીમાં ભુસ્કો મારવો યોગ્ય થશે, કેટલાકે તે મારવો નહિ એ નિશ્ચયપણે કહી શકાય નહિ, અને કેટલાક લોકોએ એ પ્રયત્નમાં પડવું યોગ્ય થાયજ નહિ.

જો એકાદો મનુષ્ય તારો હોય અને તેને અંગે પુરતું

સામર્થ્ય હોય, તો તેણે પાસે બુડતા માણસને બચાવવાનો પ્રયત્ન ન કરવો એ નિર્દયપણાનું અથવા તેના કરતાં પણ ખરાબ વર્તન સમજવું જોઇએ, અને તે વિષે દોષ આપવો જોઇએ. જે મનુષ્યના અંગમાં પોતાપર વધારે સંકટ ન આવતાં બીજાનો જીવ બચાવવાનું સામર્થ્ય હોય, તેણે તેનો ઉપયોગ ન કર્યો તેથી મનુષ્ય વધ તરફ દુર્લક્ષ કરવાનો આરોપ તેના ઉપર મેલવાને હરકત નથી તેના સબંધી ફક્ત એટલુંજ સબબ બતાવાય, તે એકે, બુડતા મનુષ્યને બચાવવા જતાં બચાવનાર ને બુડનાર બન્નેના જીવને જોખમ થાય. પરંતુ બચાવનાર મનુષ્યે બુડનાર મનુષ્યની પટાડી જઇને તેને કાઢ્યો હોય તો તેવું થવાનો સંભવ નથી.

પરંતુ જે મનુષ્યના અંગમાં પ્રસંગને અવશ્ય એટલું બળ અને તરવાનો કસબ ન હોય અથવા બન્ને ન હોય, તેના વિષે શો અભિપ્રાય આપવો? મનુષ્ય તેટલો બળવાન ન હોય તો તેનાથી વધારે વાર સુધી પાણીમાં ટકી શકાય નહિ, અથવા બળવાન હોય તોપણ ટેવથી તરવામાં સારી રીતે વાકેફગાર થયા સિવાય તેનાથી એ કામ નિભવાનું નહિ કદાપિ તે મનુષ્યના અંગમાં સો પચાસ હાથ સુધી તરવાનું સામર્થ્ય હોય અને બુડનારો મનુષ્ય તેના કરતાં પણ અધિક અંતરે હોય, અથવા આ પ્રસંગ સમુદ્રમાં બનેલો હોય તો મોજાનું જોર એટલું બધું ભયંકર હોય કે તેના સપાટામાંથી પોતેજ છૂટવાની પશ્ચાત પછી બુડનારાને બચાવવાની વાત તો દૂરજ રહી. આવી વસ્તુસ્થિતિ હોય તો અવિચારની પરોપકાર બુદ્ધિએ મનુષ્ય જીવ જોખમમાં નાખવાને બધે તૈયાર થાય, પરંતુ આજુબાજુ જોઇને પરોપકારનો વિચાર કર્યો હોય તો આવે પ્રસંગે મનુષ્યે આગાડી પગ ન મૂકવો એજ યોગ્ય છે આ ઠેકાણે અવિચારવાળા પરાર્થને વિચારવાળા સ્વાર્થે પ્રતિબંધ કરવો જોઇએ. કારણ, એક જીવ બચાવવાનો નિરર્થક

યત્ન કરવામાં બે જીવનો નાશ થવો એ સર્વથા અયોગ્ય છે.

બીજી પણ કેટલીક વાતોનો વિચાર કરવો અવશ્યનો છે. જે મનુષ્યોને બાયડી છોકરાં અને નજીકનાં સગાં ન હોય, એટલે જેના મરણે કહેવા સરખું દુઃખ કોઇને થવાનો સંભવ ન હોય, તેમણે જેના અંગ ઉપર કુટુંબ સંબંધી અનેક પ્રકારની જવાબદારી છે એવો મનુષ્ય જે ઠેકાણે અગાડી ધસનાર નહિ, તે ઠેકાણે ચોડું ઘણું સાહસ કરવું યોગ્ય થશે. આવે ઠેકાણે પરોપકાર બુદ્ધિજ એકને અગાડી જવાને અને બીજાને પાછાડી રહેવાને કહે છે. આત્મસંરક્ષણની બુદ્ધિ પ્રત્યેક મનુષ્યને અંગે સ્વાભાવિકપણે ઉત્પન્ન થયેલી હોય છેજ, પરંતુ તેનો કંઇ સંબંધ ન છતાં, પોતા ઉપર અવલબીને રહેનાર મનુષ્ય સંબંધી પોતાનાં કર્તવ્યો વિષે વિચાર મનમાં આવીને, સંકટમાં પડેલા મનુષ્યને છોડાવવાને વાસ્તે અગાડી વધવાને તૈયાર થયેલો પગ જે જગોએ હોય તેજ જગોએ રહેવાનો સંભવ છે.

આ ઉપરથી એવું ધ્યાનમાં આવશે કે, આ સંબંધી કંઇ ખાત્રી પૂર્વક કહી શકાય નહિ. કુશળ તરનારા સબધી ઉપર આપેલા ઉદાહરણ પ્રમાણે જ્યાં કર્તવ્યની દિશા ખુલ્લે ખુલ્લી દેખાય છે તે પ્રસંગ છોડીને બાકીના પ્રત્યેક ઠેકાણે તે તે વખતપુરતું અને તે તે વ્યક્તિને પૂરતો જૂદો વિચાર કરવો જોઇએ. આ વિચાર કરતાં પૂર્વે કહેલી સર્વ વાત લક્ષમાં આણીને, વળી બીજું જે મનુષ્યનો જીવ બચાવવાનો તે મનુષ્ય કેટલી કિંમતનો છે એ પહેલું જોવું જોઇએ. કારણ, જેનું વર્તન ઘણું શહાણપણાનું હોય અથવા જેનાથી સમાજને વધારે ઉપયોગ થવા સરખો હોય, એવા મનુષ્યના જીવને માટે જેટલો યત્ન કરવો યોગ્ય છે તેટલો દુષ્ટ અને દુરાચારી મનુષ્ય માટે કરવાની જરૂર નથી.

એકાદ મનુષ્ય ખુનો હોય સો તેને બચાવવાનો પ્રયત્ન કરવા

સબંધી ઉદ્‌ભવનારા પ્રશ્ન કઠણ હોય છેજ પરંતુ તેના કરતા પણ કઠણ પ્રશ્ન આગમા મરનારા મનુષ્યને છોડવવાના સબંધી ઉત્પન્ન થાય છે પહેલા પ્રસંગે બુડનારાનો જીવ બચાવવા જનારા મનુષ્યનું સામર્થ્ય, ચાતુર્ય અને ચપળતા એમનો પુષ્કળ ઉપયોગ થવાનો સંભવ હોય છે અને પાણી જોકે મારનાર શાંત હોય છે અને કોઇ મારનાર તેમા ભયંકર મોજા ઉત્પન્ન થાયછે, તોપણ તેની તેમને તે વખત પૂરતી સારી અજમાશ કરતા આવડે છે પરંતુ આ પ્રસંગે જે આ ગ્‌ની સાથે સબંધ હોય છે તેની ઘાતક શક્તિનું જોર ઘણું ભયંકર હોઇને આ સામર્થ્યનો લાભકારક ઉપયોગ થતો નથી, અને પહેલી મદદ પણ પ્રમાણની અટકળ કરી શકાતી નથી

સાહસિક મનુષ્યે પોતાના જીવની પર્વા ન કરતા આગના મોમા પેસી જઇને પોતાના આપ્ત અને આશ્રિત મનુષ્યોના પણ જીવ બચાવવાના ઉદાહરણો વારંવાર આપણા સાંભળવામા તથા વાચવામા આવે છે અને તેજ પ્રમાણે આવા પ્રયત્ન કરવાને વાસ્તે આગમા પડીને નાખોડી થયે ' મનુષ્યની હૃદયને ભેદે એવી હકીકત પણ ઘણી વાર સાંભળી આવે છે આવે પ્રસંગે એકાદા માણસને આગમા પડવા વિષે આપણે સલાહ આપવી કે શું ? એક પ્રાણીનો જીવ બચાવવાનો ઘણો સંભવ ન છતા બીજા પ્રાણીએ પોતાના જીવની આહુતિ આ પવી એટલી આત્મત્યાગની પરામાષ્ઠા થવી એવો પરોપકારના તત્વોનો ઉદ્દેશ છે શું ? આ પ્રશ્નનો બંધ બેસતો ઉત્તર આપી શકાતો નથી પ્રસંગનું સ્વરૂપ, સહાસ કરનારાનો જેને વાસ્તે સાહસ કરવાનું તેની સાથેનો સબંધ, અને એ સબંધને લીધે અને પરસ્પર પ્રેમને લીધે ઉત્પન્ન થનારૂ મનોવિકારનું પ્રાબલ્ય, એટલી વાતોનો વિચાર કરીને નિશ્ચય કરવો જોઇએ કેટલીક વેળા મનુષ્ય સ્વાર્થ ત્યાગ કરવાને પૂર્ણપણે તૈયાર થયો હોય તોપણ તેણે શું કરવું એ

કહેવું ઘણું કઠણ છે. એકાદા મનુષ્યે આગની જ્વાળામાં પેશીને એક કોટડીમાંથી એક છોકરાને બહાર કહાડયું હોય તો તેને લેઇને મેડા ઉપર જઇને ત્યાંની બીજી ઓરડીમાં જઇને બીજા છોકરાને તેજ ફેરે લેઇને આવવું કે શું, એનો નિશ્ચય કરવો ઘણો કઠણ છે. એવું કર્યું હોય તો કદાપિ પાછા આવતા પહેલાંજ તે જગાએ આગ આવી પહોચે તો સર્વ જણ બળી મરવાનાં. ઠીક, એક છોકરાને બહાર સુરક્ષીત ઠેકાણે મૂકીને પછી પાછો આવે તો ત્યા સુધી બીજું છોકરૂં બળી મરવાનું જે વખતે સર્વ વાતનો આવો ઘોટાળો હોય, તે વખતે કંઇ પણ નિશ્ચયથી કહેવાય નહિ. આગના ઘણા પ્રસંગ બાજગનાજ હોય છે. આવા ગુચવણના પ્રકરણમાં નીતિશાસ્ત્રને ચુપ રહેવું પડે છે.

જે વખતે આગમાં પડનું મેલનાર મનુષ્યના જીવ વિશેષ પ્રશ્ન ન છતાં તેના નાશથી બીજાં અનેક મનુષ્યો વિપત્તિમાં પડવાનો સંભવ હોય તે વખતે એવાં કૃત્યથી મનુષ્યે પરાંગમુખ રહેવુ એવીજ નીતિશાસ્ત્રની સલાહ છે.

આવા પ્રકારના ધૈર્યની પ્રસસા કરવાની મનુષ્યની પ્રવૃતિ ઘણા પ્રાચીન કાળથી જતી આવે છે. અને તે તેવીજ કાયમ રાખવી મનુષ્ય જાતના હિતની છે. જે મનુષ્યના પરોપકાર વિષયક મનોવિકાર એટલા પ્રબળ હોય છે કે તે બીજાના જીવ બચાવવાની વધારે આશા ન છતાં પણ તેને માટે છેવટનો યત્ન કરવા સારૂ પોતાનો જીવ ખુવે છે, તે મનુષ્યના મનનું મોટપણ કઇ વિલક્ષણ સમજવુ જોઇએ, અને આ એક ગુણને લીધે મનુષ્ય જાતિમાં જતી આવનારા નાના પ્રકારના લાજ લાગે એવા દોષો ઉપર કંઈ અંશે આચ્છાદન પડે છે એમ કહેવાને હરકત નથી. આવા શ્રેષ્ઠ પ્રતિના ગુણ કેટલાંક મનુષ્યમાં કોઇ કોઇવાર મળી આવે છે અને લીધે મનુષ્ય જાતિને કોઇવાર પણ ઉન્નત અવસ્થા આવે એવી આશાને જગા રહે છે. એવા ઉદાર અ-

તકરણને મનુષ્યના મનને મોટું નુકસાન થાય છે એ વાત ખરી કારણ કે જીવનનો ભોગ દેનાર તો તેની સંતતિ ઉપર અને બીજા મનુષ્યો ઉપર પણ તેના ગુણોનો થોડો ઘણો પરિણામ થાત પરંતુ સ્વાર્થને ખાતર કોઈ જે પરાર્થનું ઉત્કૃષ્ટ ઉદાહરણ તે આપી જનાર છે તેથી એ નુકસાન દાબી દેશે, એમ કહેવાને હરકત નથી

આ પ્રકરણમાં જે પ્રશ્નનો વિચાર કરેલો છે તે ગમે તેવી વર્તન કરતા મધ્યમ વર્તનનું અવલંબન કરવું ઘટે પ્રસંગે યોગ્ય થશે મતલબ માથે જુગાર ખેલતા, તેના ફાંસામાં કંઈક જણાય છે કે શું એવી શંકા આવતા સરખું પરિણામ ઘણીવાર હમેશાં જ છે "પોતા ઉપર જેટલી પ્રીતિ કરે છે તેટલી પોતાના પાડોશી ઉપર કરે" એ અતિ ઉન્નત નીતિતત્ત્વ લીધું હોય તોપણ પ્રત્યેક મનુષ્યે બીજાના જીવની કિંમત પોતાના જીવ કરતા વધારે ગણવી એવું તેમાંથી નીકળી શકતું નથી આ ઉપરથી એવું અનુમાન કાઢવાને હરકત નથી કે જે વખતે સંકટમાં પડેલા મનુષ્યનો બચવાનો ઘણો સંભવ હોય તે વખતે તેને મદદ કરવી યોગ્ય છે, પરંતુ આના કરતા વધારે કરવા વિષે પરોપકારના તત્ત્વોનો આગ્રહ નથી

---

## પ્રકરણ ૧૨ મુ.

### સગાંવહાલાં તથા મિત્રને પૈસાની મદદ

સમાજ વ્યવસ્થામાં જેવો જેવો ફેર પડે છે તેવો તેવો મનુષ્યના કર્તવ્ય વિષેનો વિચાર પણ બદલાતો જાય છે પ્રાચીનકાળમાં કુટુંબ એ સમાજનો ઘણો નાનો ઘટકાવયવ (ભાગ) સમજવામાં આવતો હતો અને કુટુંબો કરવાના કહીને કેટલાક કર્તવ્યો હતા આ વ્યવસ્થા હળવે હળવે નહિ સરખી થઈને પ્રત્યેક ઉમરના આ-

વેશ મનુષ્ય સમાજનો અતિ નાનો ઘટક સમજાયો. આવી વ્યવસ્થા હાલના કાળમાં શરૂ થઇ છે અને કુટુંબના કર્તવ્યની કલ્પના નહિ સરખી થઇને વ્યક્તિના કર્તવ્યની કલ્પના ઉત્પન્ન થયેલી છે. આ-સ્ટ્રેલિયામાંના મૂળના રહેવાશી લોકોમાં હાલ પણ કુટુંબને જવાબદાર ગણવાની વ્યવસ્થા જણાઇ આવે છે એટલે મનુષ્યે ખુન કર્યું હોય તો તેના આખાના સગાવહાલાને પણ તે વિષે જવાબદાર ગણવામાં આવે છે અને તે સર્વ શિક્ષાને પાત્ર ગણાય છે. સઘળા યુરોપખંડમાં પ્રાચીનકાળમાં આવીજ સ્થિતિ હતી. કુટુંબમાંના અથવા ટોળીમાંના એક મનુષ્યે કંઇ અપરાધ કરવો અને સર્વ લોકોએ તે વિષે શિક્ષા ભોગવવી એવી સ્થિતિ આપણા હાલના વિચારે ઘણી ચમત્કારિક લાગે છે; પરંતુ તે વખતે તે વિષે કોઇને કંઇ લાગતું નહોતું. હવે પ્રત્યેક મનુષ્ય પોતાના આચરણ વિષે માત્ર જવાબદાર છે. ઘણી નજીકના સંબંધનો ભલે કે મનુષ્ય હોય તોપણ તેને બીજાના વર્તન વિષે કોઇ પણ પ્રકારની દંડ ભોગવવી પડતી નથી.

એક દૃષ્ટિએ પૂર્વની કૌટુંબીક સમાજ વ્યવસ્થા હાલની વ્ય-ક્તિથી થયેલી સમાજ વ્યવસ્થા કરતાં ઘણી ઉત્તમ હતી એમ લાગે છે, કારણ તે વ્યવસ્થામાં મનુષ્યને સ્વાભાવિકપણેજ પરાર્થનું વર્તન કરવું ભાગે પડતું હતું; પરંતુ બીજી નજરે હાલની વ્યવસ્થાથી તે ઘ-ણી કમી પ્રતિની હતી એમ કહેવું પડે છે કારણ કે તે સ્થિતિમાં કુટુ-બની અથવા ટોળીની બહારના મનુષ્યો વિષે પૂર્ણ ઉદાસીનતા અથવા શત્રુભાવ પણ હતો. હાલની વ્યવસ્થાએ કુટુંબમાં એક બીજા વિ-ષેના કર્તવ્યની મર્યાદા જો કે પૂર્વની વ્યવસ્થા કરતાં ઘણી આકું-ચીત હોય છે તોપણ દેશબાંધવ એ નાતાએ અને જાતિબંધુ એ નાતાએ મનુષ્યોનાં પરસ્પર વિષે જે કર્તવ્યો છે તેમના મર્યાદા પહે-લાં કરતાં ઘણી પ્રસરેલી હોય છે. પૂર્વની સ્થિતિમાં દેશ વિષે હાલના

જેટલી ઉન્નત કલ્પના આવવી શક્યજ નહતી, અને મનુષ્ય જાતનાં
પ્રાણી આ નાતાને લીધે ઉત્પન્ન થનારા કર્તવ્યોનો વિચાર તેમના મ-
નમાં થોડો પણ આણવો શકતા હતા કે નહિ એ વિષે શંકા લાગે
છે પ્રત્યેક વ્યક્તિએ પોતાના સ્વભાવનુ અને તે સ્વભાવને અનુ-
સરીને વર્તનનું ફળ ભોગવવું જોઇએ એ સર્વ પ્રાણીસૃષ્ટિમાં
નીતિનું આદિતત્વ છે પૂર્વની વ્યવસ્થામાં આ તત્વનું ઉપાય ઘણુ-
ભાગે ઉલ્લંઘન કરવામાં આવતું હતું. કારણ મનુષ્યોના વર્તનનો
પરિણામ જેટલો તેના ઉપર તેટલોજ તેના સગાવહાલા ઉપર લાદ-
વામાં આવતો હતો પરંતુ હાલની વ્યવસ્થાથી તે નિયમનું ઉલ્લંઘન
થતું નથી, એટલીજ વાત વ્યક્તિ વિષયક નીતિની દૃષ્ટિએ નવીન વ્ય-
વસ્થાનું શ્રેષ્ઠપણું સિદ્ધ કરવાને પૂરતી છે દેશ વિષે અને સમાજ વિષે
નીતિની દૃષ્ટિએ પણ, હાલની વ્યવસ્થાથી ઇષ્ટ પરિણામ થઈ આવ્યુ
છે એમ હમણાં દર્શાવેલુંજ છે, ત્યારે સર્વ પ્રકારથી પૂર્વના વ્યવસ્થા
કરતા હાલની વ્યવસ્થાજ શ્રેષ્ઠ છે એમ કહેવાને હરકત નથી.

ઉપરના મતની સત્યતા કબુલ કરી એટલે આમવર્ગને મદદ
કરવા સબંધી મનુષ્યના કર્તવ્યો ઠરાવતા આ મતના ધોરણે વિચાર
કરવો ઠીક પડશે સામાન્ય રીતે નીતિતત્વોનો મુખ્ય હેતુ મનુષ્ય જા
તની પરંપરા કાયમ રાખવી એ હોય છે આ હેતુ ગ્રહણ કરીને તેની
કસોટી ઉપર નીતિતત્વોની ઓછી વધતી યોગ્યતા ઠરાવવાની હોય છે
હવે મનુષ્ય જાતિની પરંપરા કાયમ રાખવા માટે પહેલી જરૂરની વાત
કહીએ તો માબાપે પોતાના છોકરાનું સંગોપન કરવું એ છે ત્યારે
માબાપના છોકરા સબંધી કર્તવ્યો તો મુખ્ય ગ્રહિત વાતથી પ્રત્યક્ષ
રીતેજ સિદ્ધ થાય છે છોકરાનું સંગોપન કરવામાં માબાપના તેમના
ઉપર અનેક ઉપકાર થાય છે, અને તેનો બદલો આપવાની આવશ્ય-
કતા ઉત્પન્ન થવાને લીધે માબાપને મદદ કરવી એ છોકરાનું કર્તવ્ય

બની રહે છે. પરંતુ બીજાનં આમનો એવો કોઇપણ પ્રકારનો પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ હક ઉત્પન્ન થતો નથી. એકજ માબાપને પેટે જન્મ થવાને લીધે જે ભાઇબહેનનો સંબંધ ઉત્પન્ન થાય છે તેનું નીતિની દૃષ્ટિએ કંઇ મહત્વ નથી. નાનપણમાં એક ઠેકાણે રહેવાને લીધે અને એક બીજા સાથે રમત રમવાને લીધે જે સંબંધ પરસ્પરમાં ઉત્પન્ન થાય છે તેનું નીતિ દૃષ્ટિએ લગાર મહત્વ છે એમ કહીએ તો ચાલે. ભાઇ બહેનની પરસ્પર જેટલી પ્રીતિ હોય છે તેટલી આધેનાં સગાંવહાલાં ઉપર અથવા પારકાં મનુષ્યો ઉપર હોતી નથી. પરસ્પરમાં જે પ્રમાણથી પ્રેમ ઉત્પન્ન થયો હોય તે પ્રમાણથીજ પરસ્પરને મદદ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. આમ એ મનુષ્યના સ્વાભાવિક મિત્ર થાય એમ કહેવાનો પ્રઘા છે, અને એવું કહેવામાં કંઇ અર્થ પણ છે. એવી રીતની મિત્રતામાં ભાઇબહેનનો પહેલો નંબર સમજવો જોઇએ એ કહેવાની જરૂર નથી પરંતુ તેમના સબંધી કર્તવ્યની મર્યાદા સગાઇ ઉપરથી ન ઠરાવતાં પરસ્પરના સુખ દુઃખના વિભાગી થવાની ઇચ્છા જે પ્રમાણથી તેમનામાંજ ઉત્પન્ન થઇ હોય તેનો વિચાર કરીને ઠરાવવી જોઇએ. એક બીજાના વર્તન ઉપરથી એ ઇચ્છા સહજ સમજવા સરખી છે.

આ સંબંધી ઘણા લોકોનો મતભેદ થવાનો સંભવ છે, તે માટે પરોપકારની દૃષ્ટિએ ભાઇ બહેને એક બીજાને પોતાની મદદ કેટલી કરવી એ પ્રશ્નનો વિચાર કરતા પહેલાં આવી રીતે તેનો સ્પષ્ટપણે ઉલ્લેખ કરવાની જરૂર પડી. ભાઇભાંડુના કર્તવ્યો વિષે લોકોમાં ઘાતકી સમજણ છે, અને તે દૂર કરવા માટે આ મતનું બને તેટલું સ્પષ્ટીકરણ કરવું આવશ્યનું છે. ફક્ત એક માબાપને પેટે જન્મ લીધો એ સંબંધને લીધે એક બીજા ઉપર હક કરવો એમ કહેવું, અને તે બીજાએ કબુલ કરવું, એનાથી ઘણા નઠારા પરિણામ બની આવે છે.

વિશેષે કરીને બહેનને ભાઇને ગદદ કરવાનો પ્રસગ જ્યારે આવે છે ત્યારે તો એ પરિણામ થવાનો ઘણોજ સભવ હોય છે સ્ત્રીઓને સ્વાભાવિક રીતે જગતના વ્યવહારની ઘણી માહિતી હોતી નથી પોતાનું કાર્ય સાધી લેવા વાસ્તે ભાઈ જે વાત કહેતો હોય તેનું ખગખોગપણુ અથવા અભવિતપણુ સમજવાને જરૂર લાગનારૂ જ્ઞાન તેને હોતુ નથી સ્ત્રી-ઓનો સ્વભાવ ઘનોજ માયાળુ હોવાથી ભાઇની અડચણ જોઇને તેને ઘણી લાગણી થાય છે, અને ભાઇનો પોતા ઉપર હક્ક છે એવી તેની સામાન્ય સમજુતી પણ હોય છે જ એટલી સર્વ વાત એકત્ર થવાને લીધે, અને ભાઇની શરમ ન તોડવાને લીધે તેની ઇચ્છા પ્રમાણે કરવાને તે કબુલ થાય છે ભાઇ ઉપર ઉપકાર કરવાને વાસ્તે તેને ઉછીતા, કરજાઉ અથવા ઘરેણે લેવા ઉપર પૈસા આપીને ફસાએલી બહેનો પ્રત્યેકના અનુભવમા થોડી ઘણી આવેલી હશે કેટલીકવાર તો ભાઇ ઉપર વિશ્વાસ રાખીને તેની અડચણ દૂર કરવા માટે પોતાના સર્વ પૈસા તેને આપી દેવાને લીધે બહેનને પોતાને ગરીબી દશા કહા-ડવાનો પ્રસગ આવે છે અથવા તેને અન્ન પણ મળે એવી વાતો બની આવે છે જે ભાઇ પોતે પોતાના ફાયદા વાસ્તે પોતાની બહેનની માલમતાને અડચણમા નાખવાને ઇચ્છે છે તેના વિચાર બ-ધુત્વને શોભે એવા નથી એમ કહેવુ જોઇએ બહેનને ડુબાવવી એવી ઇચ્છા ન છતા ભાઇને ધધામા અપજશ આવવાને લીધે જો તે ડુબે, તો તેનો દોષ આપવો બરોબર નથી એમ કેટલાક કહેશે પરતુ તેમા વિશેષ અર્થ નથી જરા અપયશનુ જે ઠેકાણે અનિશ્ચિત પણ હોય તે ઠેકાણે બીજાના પૈસાએ સાહસનો વ્યવહાર ક-રવો એ ઠીક નથી લોકોના મૂકેલા પૈસા પોતાના ઉપયોગ વાસ્તે વાપરનારા શાહુકાર પણ આવા પ્રકારનો સભવ કહાડીને બોલે છે, પણ તે કોઇ સાભળતુ નથી, અને એ શાહુકારનુ વર્તન કાયદાની ન

જરે ગુન્હાનું સમજવામાં આવે છે. તેજ પ્રમાણે અગાડીના ફાયદા-
ની આશા ઉપર જે ભાઇ પોતાની બહેનના પૈસા અડચણમાં નાંખે
છે તે એક પ્રકારનો ગુન્હેગારજ થાય છે એમ કહેવાને હરકત નથી.
બહેનને આવું કરવાનું ઇચ્છનાર ભાઇને "ભાઇ" સમજવાનું કાંઇ કા-
રણ નથી. સારાંશ, બહેને બને ત્યાં સુધી એવી ભાંજગડમાં ન
પડવું એ ઠીક છે.

પરંતુ બહેનને ભાઇ ઉપર આવા પ્રકારની મદદ કરવાનો પ્રસંગ ન-
હોય અને એક ભાઇને બીજા ભાઇ ઉપર અથવા બહેન ઉપર મદદ કરવાનો
પ્રસંગ આવ્યો હોય તો તેણે કયા પ્રકારનું વર્તન કરવું ? એ પ્રશ્નનો ઉત્તર
પહેલાં કરતાં જૂદો આપવો જોઇએ. તે મનુષ્ય જો ઘણો દ્રવ્યવાન
હોય તો અને તેને જગતમાં વ્યવહારની માહિતી હોય તો, પોતાના
ભાઇએ અથવા બહેને જે ધંધામાં તે પૈસા નાખવા યોજ્યા હોય તેમાં
નફો ટોટો થવાનો ક્યાં સુધી સંભવ છે, અને પોતાના ભાઇને અ-
થવા બહેનને અંગે તે ધંધો કરવાનું સામર્થ્ય ક્યાં સુધી છે, ઇત્યાદિ
વાતોનો વિચાર કરીને, પૈસા ડુબવાનો ઘણો ભય ન હોય અને પ્રસંગે
તે પૈસા ડુબી ગયા હોય તો તે ભોગવવાનું પોતાને અંગે સામર્થ્ય
છે એવી તેની ખાત્રી હોય તો, જરૂર તે પૈસા તેમને આપવાને હર-
કત નથી. વિશેષે કરીને, અડચણને વખતે આવા પ્રકારની મદદ ક-
રવાની હોય તો, સંકટમાં પડેલા મનુષ્ય વિષે સ્વાભાવિક રીતે
ઉત્પન્ન થનારી દયાની બંધુપ્રીતિમાં વળી વધારો થશે. તથાપિ આવે
પ્રસંગે પણ ફાયદાનો અથવા પૈસા ડુબશે નહિ એ વિષયનું નિશ્ચિત-
પણું નહોય તો પૈસા માગનારે અને આપનારે સારો વિચાર કર-
વો જોઇએ. કંઇ નવી તરેહવાર કલ્પના કહાડીને તેમાં ક્યાં સુધી
જશ આવે છે એ જોવા વાસ્તે કાઢેલી કંપનીનું દેવાળું નીકળવાનો
ઘણો સંભવ હોય છે. આવા અથવા બીજા કંઇ કારણથી ડુબી જ-
વાનો ઘણો સંભવ હોય એવા ધંધામાં પડેલા મનુષ્યે પોતાની અડ-

ચશુ માટે પણ બીજાના પૈસા કાઢીને તેનું નુકસાન કરવુ ઠીક નથી છેક પાગ્ય મનુષ્યની સાથે પણુ જો આવા પ્રકરનું વર્તન કરવુ જ કરવું છે તો પ્રસક્ષ ભાઇ સાથે સબધ હોય ત્યારે વધારેજ સાવધ ર હેવુ જોઇએ

ભાઇભાડુઓએ પ ગ્પગ કેટલી મદદ કરવી એ ઠ રાવવાને વાસ્તે એમ વિ ા ર સગનો વિચાર કરવો જોઇએ કેટ આપણ કેટલાક છો કરા કરતા ગ્પત્ના થયેના હોય અને કેટલાક ઉમ્મર અને દશામા હોય ત્યારે તેમનો બાપ મરણ પામ્યો હોય છે આવી સ્થિતિમા અને દશામા રહેન ા ઉમ્મગ ઉમર લાયક થાય ત્યાસુધી તેમ ા નિવાહ્યામ માટે જરૂરનો ખરચ કરવો એ તેમના મોગ ભાઇભાડુ ( કર્તવ્ય છે એમ કહેવાને હરકત નથી તથાપિ પોતાના કુટુબીો અનિવાર્ય બાધા ખુ રીતે ચલાવીને જો ભ ડુગોના તરફ લગ આપવા ી સવડ હે ( તોજ તે કર્ત્ત વ ઉત્પન થાય છે છોક ા વામાં આવે ત્યાસુધી તેમની મૈલીલ ખામી ન રહે એવી તજવીજ કરી રાખવી એ માબાપના કર્તવ્ય હોયછે એ જો તેમના હાથથી ન બ ો તો તેમના ઉમર લાયક છોક ા ત રફથી તેમો થોડી ઘ ા મદદ મળવી જોઇએ પરતુ પેતાના કર્ત્ત વ્ય તરફ દુર્લક્ષ કરીને એ કામ ક તુ સારૂ નથી મોટા છોકરાના શિ ક્ષણને માટે માબાપે જો વધારે પૈસા ખરચ કર્યા હશે તો પોતાના અજ્ઞાન ભાઇઓ ા શિક્ષણ માટે પૈસા ખરચીને તેમણે માબાપના પેરખા ચતુ જોઇએ ભાઇ ભાડુના કર્ત્તવ્યો વિરે આપણા લોકોની સમજુતી ઘણી ચમત્કારિક છે પ્રામાણિક નીતિની નજરે વિચાર કર્યા હૈય તો પોતા ી શક્તિ પ્રમાણે અજ્ઞાન ભાઇઓ તે ઉમ્મર લાયક થાય ત્યા સુધી પાળા ા અો તેમના શિક્ષણ માટે મદદ કરવી એના ક ર્તા કર્ત્ત વની મર્યાદા કોઈ દિવસ પણુ વધારે થનારી નથી

જેમના નાતાનો સબધ આના ક તા પણુ આઘેનો હોય અ

થવા જેમનો તેવો મૂળથી સંબંધ ન હોય તેમને પૈસાના સંબંધે મદદ કરવાનો વિચાર કરતાં પણ એક વંશમાં જન્મેલા કરતાં પરસ્પર સંઘટનથી ઉત્પન્ન થયેલો સંબંધ વધારે મહત્વનો સમજવો જોઇએ. આ દ્રષ્ટિએ ઘણા દિવસની મૈત્રી હોવાના કારણે જેમની સાથે વિશેષ પ્રેમનો સંબંધ જડાયો હોય એવા મિત્રનો જેમની સાથે પોતાનો ઘણો સંબંધ નથી અને જેમનાં વર્તન આપણને ગમતાં ન હોય, એવા સંબંધીના કરતાં, આપણા ઉપર વધારે હક છે એમ કહેવાને હરકત નથી. પોતાનો આપ્ત અથવા મિત્ર અડચણમાં પડેલો હોય, અને તે અડચણ મનુષ્યની શક્તિ બહારના કારણોથી અકલ્પિત પ્રાપ્ત થઇ હોય, તેમાંથી તેને છોડાવવાને વાસ્તે પૈસાની મદદ કરતા પહેલાં તે મનુષ્યના ગુણનો અને તેની પાસેથી લોકોને થનારા ફાયદાનો પણ વિચાર કરવો જરૂરનો છે. જે વખતે પૈસાની મદદ કરવાની તે અડચણમાંથી છૂટકો કરવા સારૂ ન હોઇને નવા એકાદા જોખમના કામમાં ઘાલવા વાસ્તે હોય, તે વખતે શાંતપણે અગાડી પછાડીનો વિચાર કરીને યોગ્ય દેખાય તે ઉપકાર કરવાને પ્રવૃત રહેવું. જે મનુષ્યને પૈસા ઉછીના આપવાના તેની યોગ્યતા અને પ્રમાણિકપણું જોઇએ તેટલું છે એમ માની લીધું તોપણ તેના અંગનું સામર્થ્ય, તેનું ધંધા વિષેનું જ્ઞાન, અને તેની કરામત એનો વિચાર કરવો જોઇએ. વળી આ સર્વ વિચાર કર્યા પછી પણ તે ધંધામાં તેને અપજશ આવ્યો હોય તો શું પરિણામ થાય તે પહેલું જોવું જોઇએ. પરોપકારનો વિચાર કરતાં સ્વાર્થનો પણ વિચાર થવો જરૂરનો છે. આપણને જે સ્વહિત ત્યાગ કરવો પડે તે પોતાના સામર્થ્ય કરતાં વધારે હોય તો બીજાના મનમા ખોટું લાગવાનો સંભવ હોય તોપણ સાફ નકારનો ઉત્તર આપવો એ ઠીક. આવી વખતે સર્વ વાતોનો શાંતપણે વિચાર કરીને તે પ્રમાણે ચાલવું ઘણું કઠણ હોય છે.

આપ્તોને અને મિત્રોને મદદ કરવાનો વળી પણ બીજો એક પ્રકાર છે તેમા અપ્રત્યક્ષ રીતે મનુષ્યને પોતાના પૈસાને અને માલ-મતાને ત્યાગ કરવાનો પ્રસગ આવે છે પૂર્વે કહેલા પ્રકારમા રોકડા પૈસા આપવાના હોય છે અને આ પ્રકારમાં બીજા મનુષ્યને પૈસા આપવાનું સામર્થ્ય હોય નહિ તો તે આપવા વિષે હામી આપવાની હોય છે આ જામીનગીરીના પ્રસગમા મનનો નિશ્ચય કરવો પડે કહેણ છે પૂર્વે કહેલી અડચણના પ્રસગે, મનુષ્યને પાચશે રૂપિયાની જરૂર હોય અને આપણને સો રૂપિયા આપવાની સવડ હોય તો આપણે તેટલુંજ દેઇ શકીએ છીએ પરંતુ આ જામીનગીરીના કામમા તોડજોડની જગા નથી અથવા એ શિવાય બીજો ઉત્તર આપી શકાતો નથી, અને જામીનગીરીની રકમો પણ ઘણું કરીને ઘણી મોટી હોય છે. એક મનુષ્યે પૈસા કરજે કઢાવ્યા અને તે તેનાથી પછે નહિ તો બીજાએ તે ભરવાનું કબુલ કરવું, આ જામીનગીરીનો પ્રકાર અભણ લોકોમા જડી આવે છે, અને તે વિષે નિશ્ચય કરવો એ સહેલું છે ડાહ્યા મનુષ્યે આવી રીતે જામીન રહેવા કરતાં પોતેજ તેને તે પૈસા કરજે આપવા, એ ઉત્તમ માર્ગ, અને જો તે પૈસા આજ આપવાની શક્તિ અને ઇચ્છા ન હોય તો આગાડીનો બરોબર રીતે વિચાર ન કરતા જામીન રહેવું એટલે આજનું મૃત્યુ કાલ ઉપર ધકેલવું એમ થાય આવી રીતનું વર્તન ઘણું કરીને છેક અવિચારી લોકો તરફથી વ્યક્ત થાય છે પરંતુ એકાદી મોટી જવાબદારીની જગા કોઇને આપવાની હોય તો, તેના હાથથી કોઇપણ પ્રકારની બદદાનત થનાર નથી એ વિષે જવાબદારીના પ્રમાણથી મોટી મોટી રકમોના જામીન લીધા શિવાય તેને તે જગા આપવી નહિ, એવો જે સરકારનો અથવા કોઇ વ્યાપારી મડળીનો નિયમ હોય તે નિયમોને અનુસરીને જામીન થવાનો પ્રસગ આવ્યો હોય તો મોટી પચાત પડે છે.

એક પક્ષે પોતાના મિત્રને અથવા આમને સારી નોકરી મળવાની તક આવી હોય તો, પોતે જામીન રહેવાને નકાર કર્યો હોય તેથી તે નોકરી જવાનો સંભવ હોય તો તેને જન્મનું નુકસાન કરવું એ નિર્દય-પણું એવું લાગે, પણ બીજે પક્ષે જામીન રહીને પ્રસંગે આપણેજ આપણા ન્યાયની તૈયારી કરી રાખવી એ પણ મૂર્ખપણું અથવા તેના કરતાં પણ નઠારૂં એમ લાગે છે. સાધારણ પ્રમાણથી જડી આવે તે કરતાં અતિ ઘણી ચપળતા માણસોના અંગે આવ્યા શિવાય તેને બીજા માણસની પરીક્ષા બરોબર રીતે કરતાં આવડનાર નથી, અને મનુષ્યની ખરી પરીક્ષા થયા શિવાય તેની વર્તણુક વિષે ખાત્રી આપવી એ જોખમની છે. મનુષ્યનું બાહ્યઅંગ અને અંતરંગ એ એની વચ્ચે કોઇ કોઇવાર જમીન અસમાન જેટલો તફાવત હોય, છે અને તે ઓળખી કાઢવાને માટે મનુષ્યને વધારે સાવચેતીરી રાખવી પડે છે; પરંતુ તે રાખવી ઘણા ખરાથી બનતી નથી. લોકોને ખુશ કરવા જેવાં વર્તન રાખવાથી અને હમેશાં મીઠું મીઠું બોલવાથી મનુષ્યના મનમાં તેવું કરનારા વિષે વિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને તેના તરફ મનુષ્યનું મન લાગે છે. પરંતુ બીજાના મનને સુખ થશે કે દુઃખ થશે એ વિચાર ન કરતાં બેધડક આપણને યોગ્ય લાગે તેવું બોલનારા મનુષ્ય લોકોને અપ્રિય લાગે છે, વાસ્તવિક બીજા પ્રકારનું વર્તનજ પ્રમાણિક પણાનું હોય છે, પરંતુ ઘણા લોકો પહેલા પ્રકારના વર્તનને પ્રમાણિકપણાનું લક્ષણ સમજીને આખરે ફસી પડે છે.

આ, અને આ ભાગમાં કહેલા પૂર્વના પ્રસંગે પણ ઉપકારથી મનને નિવૃત કરવાને માટે મુખ્ય કારણ આપણા ઉપર અવલંબીને રહેનારા આપણા કુટુંબમાના મનુષ્યોના હક વિષે વિચાર થાય. મનુષ્યે જોઇએ તો પરોપકાર માટે અમર્યાદ ઔદાર્ય બતાવીને પોતા વિષે બને તેટલું બેપરવા રહેવું; પરંતુ જે મનુષ્યો વિષે તે જવાબદાર

હોય તેમના વિષે બેપરવા થવુ એ કદી યોગ્ય થનાર નથી આ ઠેકાણે આ પ્રકાર વિચાર કરવાનો કહીએ તો એજ કે એક મનુષ્યને કેટલો ફાયદો થાય છે, અને અગાડી કેટના મનુષ્યનુ કેટલુ નુકસાન થનાર છે એ પહેલુ જોવુ જોઇએ આ દૃષ્ટિએ ઘણે પ્રમગે કેહની પણ શરમ ન રાખતા તે ભાંજગડમા ન પડવુ એમાજ ખરો પરોપકાર થશે

હાલમા આ અડચણ દૂર કરવાનું એક નવું ઉત્તમસાધન કેટલેક ઠેકાણે ઉત્પન્ન થયુ છે દર સાલ કઇક રકમ ભરી એટલે અનેક પ્રકારના વિમા ઉતારી દેનારી મંડળીઓ જે પ્રમાણે ચારે તરફ સ્થાપન થએલીઓ છે, તેજ પ્રમાણે જે રકમનો જામીન જોઇનો હોય તે રકમના પ્રમાણથી દર સાલ કઈ ચેકડા ઉપર રકમ લેઇને જામીન રહેનારી મડળીઓ કેટલેક ઠેકાણે સ્થાપન થયેલીઓ છે આવા પ્રમની સરકાર હોય તો ડહાપણ અને ન્યાયી મનુષ્ય પોતાના મિત્રને વિના કારણ ત્રાસ આપનાર નથી, અને આવી સગવડ છતા પણ જો કોઈ મનુષ્ય શરમાવે તો તે મિત્રવતે લાયક નથી એમ સમજને તેને એ કદમ નમ તો જ્યાન કડેકાને સંકોચમા પડવાનું કંઇ કારણ નથી

અત્યાર સુધી આપસ મિત્રોને પૈસાની મદદ કરવાના કામમા દૂરદર્શી પણાના જે વિચારની આવશ્યકતા બતાવી તે વિચાર જગતનો સાધારણ અનુભવ જોને છે તેના મનમા આવવા સરખો છે, પરંતુ વળી બીજો એક વિચાર સહજ લક્ષમા આવવા જેવો નથી તે પણ કટેવો જરૂરનો છે આપ મિત્રના કલ્યાણ માટે તેમને કરજે રકમ આપવી જેમ કદી કદી ૫ટ થાય છે તેમજ તેમના કલ્યાણની ઇચ્છા કરવાની હોય તો તેમને માગેલી રકમ તેમને ન આપવી ઠીક છે આવા પ્રસગે કરજાઉ રકમ ન આપવાને જે બીજા કારણ કહ્યા છે તેમાજ વળી કાંઈ માગનારનું કલ્યાણ કરવા વિષેની ઇચ્છા એ વિશેષ કારણ છે

ઘણા લોકોને કિર્તિની ઇચ્છા વાજબી કરતાં વધારે હોય છે અને તેને લીધે તેનો સર્વસ્વ નાશ થવાનો સંભવ હોય છે. આવા લોકોને શુદ્ધિમાં લાવવાની ઘણી આવશ્યક્તા છે. કરજે રકમ માગનાર ઘણા લોકોને તેમનાજ કલ્યાણ માટે તે ન આપવી એ સારૂં. કારણ ઘણું કરીને જેમને અંગે પૈસા મેળવવાનું સામર્થ્ય હોતું નથી તેમનેજ તે ઉછીનું માગવાનો પ્રસંગ આવે છે. કરજે પૈસા આપવાના હોય તો જેમને અંગે તે કમાઇ ને પેદા કરવાનું સામર્થ્ય હોય તેમનેજ તે આપવા વાજબી થાય એમ સાધારણ પ્રમાણથી કહેવાને હરકત નથી. જેમને પૈસો મેળવવાનું સામર્થ્ય નથી તે કરજને લીધે વધારે વધારે સંકટમાં ડુબી જાય છે, તેથી આવા લોકોને કરજ ન આપવું એટલે તેમનું સંકટથી રક્ષણ કરવાનું થાય.

કરજે પૈસા કાઢીને તેના ઉપર વ્યાપાર ધંધો અથવા કારખાના ચલાવનાર મનુષ્યની સ્થિતિ ઘણી શોચનિય હોય છે. એકના પૈસાની મુદત થઇ એટલે બીજાના દેવા કહાડીને તેને આપવા, અને તેણે તગાદો કર્યો એટલે ત્રીજા પાસે જવું, એવી તેની હમેશાં સ્થિતિ હોય છે. પ્રમાણિક મનુષ્યનો તો કાળજીએ અર્ધો જીવ ઉડી જાય છે. પોતાનું સારી રીતે ચાલે નહિ તો એટલા લોકો આપણે માટે વિનાકારણ ડુબશે આ વિચાર રાત્રી દિવસ તેના મનમાં ઘોળાતો રહે છે. આવા લોકોના મુખમાંથી દુઃખના અને કાળજીના ઉદ્ગાર અનેક પ્રસંગે નીકળે છે. આ સર્વ વાત મનમાં આણીને ઘણે પ્રસંગે બીજાને તાત્કાલિક સુખ આપવાની ઇચ્છા ન કરતાં તેના હમેશાંના સુખ તરફ લક્ષ આપીને તેમણે માગેલા પૈસા ન આપવા એ ઉત્તમ છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### ગરીબોને મદદ.

પરોપકાર આ શબ્દનો ઘણા લોકોના મનમાં જે અર્થ આવે

છે તેનો આ પ્રકરણમાં વિચાર કરવાનો છે. ગરીબને મદદ કરવી એટલોજ પરોપકારનો અર્થ છે એવી જો સમજુત ન હોય તોપણ પરોપકારનો મુખ્ય ભાગ તેજ છે એવી ઘણાખરાની સમજણ છે. પરોપકાર કરવાનો એટલે અગાડી પછાડીનો વિચાર ન કરતાં ગરીબ સ્થિતિમાં આવનાર મનુષ્યને ઔદાર્યથી જોઇએ તેટલું આપવાનું એવી કલ્પના ઘણા લોકોના મનમાં આવે છે. પૈસા અથવા પૈસાથી વેચાતી મળનાર પદાર્થ અનાથને આપીને તેમને પોતાની લાગણી બતાવવાના પ્રકાર લોકોમાં એટલા બધા ટેવાઇ ગયા છે કે, અશિક્ષિત લોકોના અને વિશેષે કરીને ગરીબ અવસ્થામાં રહેલા મનુષ્યના મનમાં બીજી રીતે ગરીબો ઉપર દયા કરવી શક્ય હોય એમ આવતુંજ નથી.

આ પરોપકારનો પ્રકાર અનેકો પૈકી એક છે એવું આ પુસ્તકમાં જે અનેક પ્રકરણોમાં દર્શાવ્યું છે તે ઉપરથી સહજ ધ્યાનમાં આવશે. ગરીબોને મદદ કરવાના ત્રણ પ્રકાર હાલ વ્યવહારમાં છે પહેલો પ્રકાર કેટલાક દેશોમાં ગરીબોને મદદ કરવા સારૂ લોકો ઉપર નિરાળો કર બેસાડેલો હોય છે, અથવા દેશના એકંદર ઉત્પન્નમાંથી કંઇ ભાગ ગરીબોને આપવા માટે જૂદો કહાડેલો હોય છે. આ પૈસાની વ્યવસ્થા સરકાર મારફતજ થાય છે. બીજો પ્રકાર, ખાનગી મંડળીઓ છે. અનાથો ઉપર ઉપકાર કરવા સારૂ પરોપકારી લોકોએ ઘણે ઠેકાણે મોટી મોટી મંડળીઓ સ્થાપન કરેલીછે. લોકોએ પોતાની ઇચ્છા પ્રમાણે આપેલી બક્ષીસની વ્યવસ્થા આ મંડળીઓ તરફથી કરવામાં આવે છે. શ્રીમત લોકો આવી મંડળીઓને કંઇ વિશેષ કામ કરવા માટે મોટી મોટી બક્ષીસો પણ આપે છે. પ્રત્યેક મનુષ્યે ખાનગી રીતે ગરીબોને મદદ કરવી એ ત્રીજો પ્રકાર છે આવી રીતની મદદ કંઇક પ્રસંગે દરિદ્ર અવસ્થામાં રહેલા અને જેના સબંધે પૂર્ણ માહિતી છે એવા આપ્ત મિત્રને અથવા ઓ-

બખીતા મનુષ્યને કરવામાં આવે છે; કોઇ કોઇવાર તો છેક ગાફિતી ન હોય એવા ભીખારીઓને કરવામાં આવે છે. આ ત્રણ પ્રકારનો ઉપર આપેલા અનુક્રમે વિચાર કરીએ.

લોકો ઉપર કર બેસાડીને તેનું ઉત્પન્ન ગરીબોને વહેચી આપવા સંબંધી આ પુસ્તકના પૂર્વના ભાગમાં ઘણું વિવેચન કરેલું છે. એ માટે સરકારે આ ભાંજગડમાં પડવું એટલે પોતાના કર્ત્તવ્યની હદનું ઉલ્લંઘન કરવું થાય, એટલું આ ઠેકાણે કહ્યું હોય તો તે પૂરતું છે કેટલાક દેશમાંના કંઇક પરંપરાના વહીવટને લીધે આવા પ્રકારના કરમાં કંઇ ન્યાયનો અંશ હોઇ શકે, વળી આવિ વાતનો હમણાંજ નિરાળો વિચાર કરવામાં આવશે; પરંતુ આ અપવાદ છોડી દીધો હોય તો ગરીબોના ફાયદા માટે લોકો ઉપર કર બેસાડવો આ વાતનો સરકારના કર્ત્તવ્યમાં અંતર્ભાવ કરવામાં આવી શકશે નહિ. પોતાના અમલ નીચે રહેનારી વ્યક્તિનું અને વ્યક્તિ સમુદાયનું દેશમાં અંદર અંદર ઉપસ્થિત થનારી ધામધુમથી અને પરચક્રથી સંરક્ષણ કરવું, એટલે સમાજના અસ્તિત્વને અતિઆવશ્યક હોય તેના કરતાં વધારે ત્રાસ કોઇનો કોઇને ન થતાં સર્વેને પોત પોતાના વ્યવહાર ચલાવતાં આવડી શકે એવી વ્યવસ્થા કરવી, એ સરકારનું મુખ્ય કર્ત્તવ્ય છે, એવું પહેલાં કહેલુંજ છે. સરકારનું વળી બીજું એકજ કર્ત્તવ્ય છે, તે જમીનની વ્યવસ્થા સંબંધી છે. સરકારે પોતાના તાબામાની જમીનના ઉપયોગને બદલે એવા પ્રકારના નિયમ કરવા જોઇએ કે, તેના યોગે જમીનની સામાજિક માલીકીનો ઉપયોગ કરનારી જે સમાજ તેના હિતને કોઇ પણ રીતે ધક્કો પહોંચે નહિ. આ સરકારનાં કર્ત્તવ્યો કબુલ કર્યાં હોય તો, પ્રજા પૈકી એક વર્ગમાંના લોકોને મદદ કરવા માટે બીજા વર્ગમાંના લોકો ઉપર કર બેસાડવો, એટલે મર્યાદાની બહાર જવું થાય છે, અને બીજા વર્ગમાંના લોકોના હકને કારણ વિના વિઘ્ન કરવાનું થાય છે, એ

સહજ દેખાઇ આવશે

આ સિદ્ધાન્તને અપવાદરૂપ એવી કંઇ વાતો છે અને તેનો હમણાંજ વિચાર કરવામાં આવશે, એમ ઉપર કહેલું છે આ વાતો યૂરોપખંડમાંના કેટલાક દેશોનીજમીનના વહીવટ સબંધીછે. દાખલા તરીકે રૂશિયા અથવા આયર્લાંડ અને ગ્રેટબ્રિટનના કેટલાક ભાગો, ફ્રાન્સ વગેરે દેશમાં જમીનના માલીક જૂદા હતા અને જમીનને ખેડનાર ગુલામ જમીન સાથે સબંધ રાખતા હતા, તેમને "સર્ફ" એમ કહેતા તેમની એ જમીન ઉપર થોડીક સત્તા હતી. આપણે અહીં વહિવટ માગણ કરનાર અને કનિષ્ઠ પાન્ણ કગનાર એમની જેવી વ્યવસ્થા છે તે પ્રમાણેની કંઇક તે વ્યવસ્થા હતી. જમીનના પ્રત્યેક ભાગ ઉપર ખેડનારા ગુલામોનો તે જમીન સાથે કાયમનો સબંધ હતો અને તેના ઉત્પન્નના કંઈ ભાગ ઉપર તેમનો હક હતો. પૂર્વના માલિકો જમીન વેચતા એટલે તેની સાથે તે ગુલામ સુદ્ધાં નવા માલિકના તાબામાં જતા પછીથી તે ગુલામની વ્યવસ્થા નાશ કરવામાં આવી, અને તેમનો જમીનનો હક તમામ કાઢી નાખવામાં આવ્યો એનો બદલો તેમને મળવા માટે કેટલોક વખત ગયા પછી એક કાયદો કરવામાં આવ્યો, અને તે કાયદાથી એક જૂદો કર બેસાડી દઇને તે ગરીબ લોકોને વહેંચી દેવાની શરૂઆત થઇ. આ ગરીબ લોકોમાં પૂર્વે જમીન ખેડનારા લોકોના વંશજોનો મોટો સમુદાય હતો. આ રીતે તે લોકોને તેને તે ઠેકાણે રહેવાને ઉત્તેજન મળ્યું, અને તેમનો જમીન ઉપરનો હક જો કે નષ્ટ થયો તોપણ પૈસાને રૂપે તેમને થોડો બદલો મળવા માંડ્યો

આ કાયદાને "ગરીબોને મદદ માટે કાયદો" એવું નામ આપ્યું હતું પહેલાના કાયદામાં સુધારો કરીને તૈયાર કરેલો કાયદો હાલમાં પણ અમલમાં છેજ આ કાયદો કંઇક ન્યાય તત્વોને અનુસરીને છે, અને તેને અન્વયે પહેલાંના સર્ફ્સ લોકોના વંશજોને જે

પૈસા વહેંચવામાં આવે છે તેને કેવળ પરોપકાર એ મથાળામાં ઘાલવા યોગ્ય નથી. ખેડુતો તરફથી જમીન ઉપરનો તેમનો હક તદન કઢાડી લેઇને સર્વ માલિકી જમીનદારોને આપવાની વ્યવસ્થાએ અન્યાય થયો હતો. તે અન્યાય દૂર થઇને ગરીબોનો હક તેમને પાછો મળે, અને વ્યક્તિ સ્વાતંત્ર્યને તો કોઇપણ પ્રકારની અડચણ આવે નહિ, તે માટે આ આવી અપ્રત્યક્ષ રીતિની નવી વ્યવસ્થા કરવામાં આવી. કનિષ્ઠ ધારણ કરનારને વરિષ્ઠ ધારણ કરનારના જુલમ નીચે રહેવા શિવાય. ચાલે એવું ન હોય તો બન્નેમાં જે દ્વેષ ઉત્પન્ન થાય છે તેને લીધે દેશનું ઘણું નુકસાન થાય છે. આવો જમીદાર અને ખેડુતનો સંબંધ નષ્ટ થવાને લીધે ઇંગ્લાંડ દેશને ઘણો ફાયદો થયો.

સરકારની દેખરેખ નીચે ચાલનારી આ વ્યવસ્થામાં ન્યાયનો અંશ છે ખરો, તથાપિ તેમાં અન્યાયનો પણ અંશ પેસવાને લીધે ઘોટાળો થયો છે. આરંભમાં જો કે આ કાયદા પ્રમાણે મદદ કરવાને ફક્ત જમીનદાર પાસેથી કર લેવામાં આવતો, તોપણ આગાડી આ નિયમ કાયમ રહ્યો નહિ, અને જમીનદાર શિવાય બીજાં મનુષ્યો ઉપર પણ તેનો બોજો પડવા લાગ્યો. વળી તેને લીધે આ વ્યવસ્થાને એક વર્ગના ફાયદા માટે બીજા વર્ગ ઉપર કર બેસાડવાનું સ્વરૂપ આવ્યું.

વળી પણ બીજો એક અન્યાય આ વ્યવસ્થામાં પેઠેલો છે, અને તે પેસવો અપરીહાર્ય હતો. જમીદાર અને જમીન ખેડનાર લોકો એમનો સંબંધ જે વખતે નષ્ટ થયો અને જમીનનો સર્વે હક જમીદાર તરફ ગયો તે વખતે તે મજુર લોકો (સર્ફસ) આખા દેશમાં પ્રસર્યા અને તેઓએ ચોરી, મારમારી, લુટાલુટ વગેરે કરીને પોતાનો નિર્વાહ કરવાની શરૂઆત કરી. આ સ્થિતિ જે વખતે દુ:સહ લાગવા માંડી, તે વખતે મજુર લોકોએ પોતાનો દેશ છોડીને જવું નહિ એવો કાયદો કરવામાં આવ્યો, અને જેમને કામ કરવાની

શક્તિ ન હતી તેમને તેજ મુલકમાંના લોકો પાસેથી કર લેઇને મ-
દદ આપવની શરૂઆત થઇ પછીથી જે "પુઅરરેટસ" એટલે ગરીબો
માટે કર શરૂ થયો તેનો આ મૂળ પાયો આરંભમાં જેમને કામ
કરવાની શક્તિ ન હતી તે લોગોને ફક્ત મદદ કરવામાં આવતી, પણ
વસ્તવિક હક કહીએ તો પહેલા જે સર્ફ્સ લોગોનો જમીન સાથે
સબંધ હતો તેમના વંશજોનો માત્ર હતો. આ શર્ફ્સ લોકોનો જ-
મીન સાથેનો સબંધ છૂટીને ઘણા વર્ષ થઇ ગયા હતા, તેથી, અને
સઘળા દેશમાં ચારે તરફ એ લોકો હોવાને લીધે, તેમનો હક ઠરાવવો
એ કામ અસંભવિત હતું આગળ "પુઅર રેટસ" ની વખતે તો
સઘળો ઘોટાળો થયો જે પ્રમાણે જમીદાર ઉપરજ તે કર બેસાડવો
યોગ્ય હોવાથી તે બીજા ઉપર પણ બેસી ગયો, તેજ પ્રમાણે તેનો
ફાયદો પણ ગમે તે લોગોને મળવા લાગ્યો. એટલે ઉપર કહ્યા પ્ર-
માણે એક વર્ગના ફાયદા માટે બીજા વર્ગ ઉપર કર બેસાડવાનું
તેને સ્વરૂપ આવ્યું.

ઉપકારને હકનું સ્વરૂપ આવ્યું એટલે ઉપકર્તા અને ઉપકૃત
એ બન્ને મધ્યે પણ અનિષ્ટ મનોવિકારનો ઉપદ્રવ થાય છે એ પહેલા
કહેલુંજ છે કોઇ પણ દેશમાંના પ્રત્યેક વ્યક્તિના જમીન ઉપરના
હકની વ્યવસ્થા જો બીજી રીતે કરવામાં આવે તો પરોપકારના કા-
મનો સરકાર પાસેથી સબંધ છેક તોડી નાખવો એજ મારૂં હાલ
જે ઠેકાણે સરકાર તરફ પરોપકારના કામ છે ત્યાં તે વ્યવસ્થાનું કે
ટલુ નઠારૂં પરિણામ થાય છે તે જોઇએ.

કોઇપણ દેશમાની જમીનની માલિકી તે દેશમાં રહેનારા સર્વ
લોકો પાસે હોવી જોઇએ સમુદ્ર, સરોવર અથવા નદી એમને હટાવીને
કે પૂરીને શ્રમથી તૈયાર કરેલી જમીન હોય તેના ઉપર માત્ર સર્વ લોકોની
સત્તા રહેનાર નથી દેશમાના સર્વ લોકોનો સાની જમીન ઉપર જે હક

પહોંચે છે ને હાલમાં જે વાવેતર સ્થિતિમાં તે જમીન હોય તે સ્થિતિમાં પહોંચે નહિ; પણ વાવેતર કરતાં પહેલાં તે જમીનની જે સ્વાભાવિક સ્થિતિ હતી તે સ્થિતિમાં પહોંચે છે. આ દૃષ્ટિએ પ્રત્યેક મનુષ્યને તેના ભાગની જમીન પાસેથી તે સ્વાભાવિક સ્થિતિમાં હોત તો જે ઉત્પન્ન થયું હોત તે મળવું ન્યાયનું છે. કેટલાક લોકોનું એમ કહેવું છેકે, કોઇપણ દેશમાંના લોકોનો નિર્વાહ ત્યાંની જમીનના ઉત્પન્ન ઉપર થવો જોઇએ, અને મનુષ્ય શ્રમ કરો અથવા ન કરો, તેને એકંદર જમીનના ઉત્પન્નમાંથી નિર્વાહનું સાધન મળવું જોઇએ. પરંતુ આ કહેવામાં વધારે સાર નથી. જમીન ઉપર શ્રમ કર્યો હોય તોજ તેમાંથી ઉત્પન્ન થાય, અને એને માટે જે શ્રમ કરતો ન હોય તેનો ઉત્પન્ન ઉપર હક પણ રહેતો નથી. ઉપર કહ્યા પ્રમાણે સ્વાભાવિક સ્થિતિમાં જમીનમાંથી જે ઉત્પન્ન થવા સરખું હશે તે ઉપર તેનો હક રહેશે. પરતુ હાલની સ્થિતિમા લોક સખ્યા અતિ ઘણી વધવાને લીધે તેનો ઘણો થોડો અંશ પ્રત્યેકના ભાગમાં આવશે અને તેથી તેના નિર્વાહને કહેવા સરખી મદદ થવાની નથી.

ગરીબ લોકો જુવાન અને સશક્ત હોય છે ત્યારે સમાજ માટે શ્રમ કરે છે. એ માટે તે વૃદ્ધ અથવા શક્તિ હીન થાય તો સમાજે તેમનું સંરક્ષણ કરવું યોગ્ય છે એવી કેટલાક લોકોની સમજ હોય છે. સોશિયાલીસ્ટ લોકોના મત પ્રમાણે જ્યાં વ્યવસ્થા ચાલેલી હોય, એટલે શ્રમ અને તેનો મોબદલો એ બેની વચ્ચેનો સંબંધ જ્યાં કૃત્રિમ ઉપાયથી ઠેરાવવામાં આવેલો હોય, ત્યાં એવી વ્યવસ્થા હોવી ન્યાયને અનુસરીને થશે; પરતુ મનુષ્ય સમાજની હાલની જે સ્થિતિ જણાઇ આવે છે તેમાં પ્રત્યેક મનુષ્યને ચડસાચડસીથી તેના શ્રમના જે કિંમત ઠરે તે મળે છે, અને આવી રીતે શ્રમનો યોગ્ય મોબદલો લીધા પછી તે મનુષ્યનો સમાજ ઉપર કોઇપણ પ્રકારનો હક રહેતો નથી. વૃદ્ધપણા માટે અને અશક્તપણા માટે તદબીર કરીને રાખી

મૂકવાની હોય તો અગમા સામર્થ્ય હોય તે વખતે મળનારી મજુરીમાથી શિલક ગળી મૂકવી વળી આ લોકોને એવો એક ઉત્તર આપવા સરખો છે કે, હાલમા શ્રમનો મળનારો મોબદલો તેની યોગ્યતા કરતા કમી હોય તો તેનું કારણ મુખ્યત્વે કરીને ઉદ્યોગી લોકો તરફથી અગતજ રીતે નિરૂદ્યોગી લોકોના પોષણને મળનારી મદદ થાય કારણ જે લોકો શ્રમ કરતા નથી તેમને નિર્વાહના સાધનો પૂરા પાડવાથી શ્રમ કરનાર લોકોને તેની તગી પડે છે નિરૂદ્યોગી લોકોના પોષણ વાસ્તે જે વખતે સમાજની શક્તિનો અપવ્યય થાય છે તે વખતે તેનુ પરિણામ ખાઈ પીને સુખી રહેનારા મનુષ્યો ઉપર થતું નથી, પણ જેમની હમેશા હાથ મો સાથે ગાઠ પડેલી હોય છે એવા મનુષ્યો ઉપરજ થાય છે નિર્વાહના સાધનોનો જે એકદર જથ્થો હોય છે તેમાથી નિરૂદ્યોગી લોકોના પોષણ સારૂ કઈક અશ નીકળી જાય છે મધ્યમ સ્થિતિમા રહેનારા લોકો પોતાને જરૂરનો ભાગ કાઢી લેછે, અને બાકી રહેલો ગરીબના ભાગમા આવે છે આ નિરૂદ્યોગી લોકો તરફ જનારો અશ જો તેમના તરફ જવા દીધો નહિ તો તે ગરીબ મજુર તરફ જશે અને તેમને તેમની વૃદ્ધાવસ્થા માટે કઇ તજવીજ કરતા આવડશે

ગરીબનો પક્ષ લેઇને લડનારા કેટલાક લોકોનુ એવુ કહેવુ છે કે, દિવસે દિવસે લોકોની સખ્યા વધે જાય છે, અને ઘણા લોકોને કામ મળતુ નથી, આ તેમનો દોષ ન હોવાને લીધે તેમના નિર્વાહની સોઈ કરી આપવી અગત્યની છે આ ઉપર પહેલો ઉત્તર એ કે, જેટલી જેટલી આ લોકોના નિર્વાહની સોઇ થાય તેમની તેમની લોક સખ્યાની વૃદ્ધિ વધારે વધારે થતી જશે આ સબધી બીજો ઉત્તર એ આપવામા આવશે કે, કોઇ પણ દેશમાના લોકો તરફથી થનારા કામનો એકદર સરવાળો જો

હમેશાં કાયમ રહેવાનો હશે, તોજ આ કહેવામાં કંઇ અર્થ છે એમ કહી શકાશે. પરંતુ દેશમાંના લોકો તરફથી થનારૂં એકંદર કામ લોક સંખ્યા સાથે વધારી શકાશે અને અધિક વધેલા લોકોનો નિર્વાહ અધિક વધેલા કામ ઉપર થઇ શકશે. કેટલાક લોકોએ આળસુ રહેવું અને તેમના પોષણ વાસ્તે બીજાએ વાજબી કરતાં અધિક કામ કરવું આ કહેવામાં કંઇજ માલ નથી.

કેટલાક લોકો તરફથી ગરીબોને મદદ કરવાની વળી એક યુક્તિ સૂચવવામાં આવે છે. પ્રત્યેક સમાજમાં રોગી, અશક્ત, કમનસિબવાન, તથા વૃદ્ધ એવા કેટલાક લોકો હોયજ, અને આ લોકોના મન પ્રમાણે તેમને સુમારે મદદ કરવી યોગ્ય છે એ મદદ સરકારના પૈસામાંથી સરકારે નીમેલા અધિકારી તરફથી પૂર્ણ ચોકસી થઇને થવી જોઇએ, એટલે પ્રત્યેક ગરીબ અવસ્થામાં રહેલા મનુષ્યની સ્થિતિ વિષે વિશ્વાસ રાખવા લાયક માહિતી મેળવીને તેને મદદ કેટલી કરવાની એ તે અધિકારીઓએ વિચાર પૂર્વક ઠરાવવું જોઇએ. એ વ્યવસ્થા સૂચવનાર લોકો સરકારી અધિકારીઓને પ્રમાણિક માની લે છે પરંતુ અનેક પેઢીઓનો અનુભવ કેવળ નિરાળો છે. ઘણું કરીને પગારદાર નોકરોનો ઉદ્દેશ જેટલો ઓછો શ્રમ પડે તેટલો યત્ન કરીને પોતાનો પગાર ખીસામાં મૂકવો એવો હોય છે. એવા લોકો ગરીબના સ્વભાવનો, વર્તનનો તથા સ્થિતિનો બારીકાઇથી શોધ કરવાને યોગ્ય છે એમ સમજવું ભૂલ ભરેલું છે. તેજ પ્રમાણે લોકોએ ખાનગી રીતે પોતાના પૈસાની વ્યવસ્થા ચલાવવા કરતાં તે સરકાર મારફત નીમેલા અધિકારી તરફથી વધારે સંતોષકારક રીતે થાય એવી આશા રાખવી વ્યર્થ છે. સરકારી નોકરોના વર્તન સંબંધી સરકારી રીતે લખેલા સરકારી દફતરોના શુભ લેખ અને આ વિષય ઉપર લખેલા પુસ્તકો જોયા હોય તો એવું જડી આવશે કે, પરોપકારનાં કામ સરકારને સોંપવાની

તેમને ઘેર ધર્મના પૈસાએ નિભાવવાનું થાય છે.

સરકારની દેખરેખ નીચે ગરીબોને મદદ કરવાનું કામ બે કારણોથી વાજબી કરતાં ઘણું ખરચનું છે, એ પણ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. પહેલું કારણ, પૈસાની વહેંચણી કરવાના કામમાં ઘણી અવ્યવસ્થા. એ અવ્યવસ્થા ઘણું અપરિહાર અનિવાર્ય છે, અને તેને લીધે પુષ્કળ નાશ થાય છે. એ કામ જેમના ઉપર આધાર રાખીને સોંપેલું હોય છે તેમને આનાનુ દિન દિન આ કામના સાધુ નગ્નાપણા ઉપર આસક્તિને ન રહેવાને લીધે તેમના હાથથી કાળજી પૂર્વક વર્તન બની આવતું નથી. જે લોકોને મદદ આપવાની બીલકુલ જ આવશ્યકતા ન હોય તેમને તે આપવામાં આવે છે, જેમને થોડી મદદથી કામ થવા જેવું હોય તેમને વધારે મદદ કરવામાં આવે છે, અને જેમને વિશેષ મદદની જરૂર હોય તેમને ઘણી થોડી મદદ મળે છે, અથવા પ્રસંગે મુદ્દલ જ મળતી નથી.* બીજું કારણ. આ કર વસુલ કરીને

* પહેલાં તો આ કરના પૈસાનો ઘણો દુરૂપયોગ થતો હતો તે વિષે એક ગ્રંથકારનો લેખ નીચે છપ્યા પ્રમાણે છે:

" અજ્ઞાની લોકોને તો આ કદી ન ખૂટે એવા પોતાના હકના પૈસા છે એમ લાગતું હતું. દુષ્ટ લોકો પોતાનો ભાગ મળવા માટે અધિકારીઓને ત્રાસ આપતા હતા. દુરાચારી લોકો પોતાના દુરાચારથી થયેલા છોકરાને સાથે લઈ જઈને, નિર્લજ્જ પણે તેમને બતાવીને તેમના અને પોતાના પેટની પણ તજવીજ કરી લેતા હતા. અને આળસુ લોકો પોતાનો વારો આવે ત્યાં સુધી સ્વસ્થ વાટ જોઈને બેસતા હતા. મૂર્ખ સ્ત્રીપુરુષો આ મદદ ઉપર લગ્ન કરતા; ચોર, ઠગાઈવાળા લોકો, અને દુરાચારી સ્ત્રીઓ ધમકી આપીને એ મદદ મેળવતા; મદદ કરવાના અધિકારી લોકો લોકપ્રિયતા સંપાદન કરવા વાસ્તે જો-ઈએ તે પ્રકારે હાથ મોકળો રાખીને પૈસા વહેંચતા, સારા લોકો નઠારા લો-કોમાં ઢકાઈ જતા; શરમાળ માણસો એક બાજુએ રહીને ડાડીઆ લોકો પો-તાની અનૌરસ સંતતિ માટે પણ પ્રત્યેક છોકરા બદલે અઠવાડીઆમાં દોઢ શીલીંગ લેઈ જતા.

સરકાર મારફત જુલમથી લોકો પાસેથી કર વસુલ કરી લેઇને તેમાંથી ગરીબોને મદદ કરવી એ જેટલું અનિષ્ટ છે, તેટલું ખાનગી મંડળ સ્થાપીને તેમની મારફત લોકોએ પોતાની ખુશીથી આપેલા ફાળાનું ફંડ જમાવીને ગરીબોને મદદ કરવાનો પ્રયત્ન કરવો અનિષ્ટ નથી આ વ્યવસ્થાથી પણ નઠારૂં પરિણામ થાય છે અને કેટલીક વાતોમાં તો ઉપરના કરતાં પણ નઠારૂં પરિણામ થાય છે કારણ જુલમને લીધે થનારૂં નઠારૂ પરિણામ જો કે આ વ્યવસ્થાએ નષ્ટ થાય છે, તોપણ મુખત્યાર મારફત પૈસાની વહેંચણી કરવાનો પ્રકાર તેવોજ કાયમ રહે છે અને તેને લીધે થનારો અન્યાય દૂર થતો નથી. સરકાર મારફત કર બેસાડીને વ્યવસ્થા કરવાની હોય છે તો જેટલા મોટા મોટા કામદાર અને હાથ નીચેના નોકર રાખવા પડે છે તેટલા જો કે આ ખાનગી મંડળીની વ્ય-

---

તે ભાગ લેતો, અને ગરીબોને અતિશય નુકસાન કરનારો એવો જે અનાજનો કાયદો તે રદ કરવા માટે મન થકી ખટપટ કરનારો એવો આ એક જ પાદ્રી હતો. તેના પરોપકાર વિષે શક લેવાની જગાજ નથી તેનો અનુભવ પણ ઘણા વર્ષનો અને ઘણા પ્રકારનો હતો. પ્રોફ વાઆ તે ભીખારીનો મિત્ર હતો અને તેમની વતી તે લડતો હતો આગળ પહેલાના ગરીબના કાયદાથી ગરીબો ઉપર વધારે ખોટું પરિણામ થયું એવી તેની ખાતરી થાય, પછી જ્યારે નવા કાયદામાં સુધારો થઇને ગરીબો માટે નવો કાયદો કર્યો, તે વખતે બીજે સર્વ ઠેકાણે તે શરૂ થતા પહેલાંજ તેણે પોતાના પારિશ (એકપાદરીના અધિકાર નીચેનો પ્રદેશ )માં શરૂ કરવાની પરવાનગી મેળવી, અને પૂર્વના કાયદાએ કરનું વસુલ જે સાતસેં પૌંડનું હતું પચાસ પૌંડ ઉપર આણી મૂક્યું એટલું કરીને પણ તેણે તે પારિશમાં લોકોને સંતોષી રાખીને દિવસે દિવસે તે લોકોને ઉદ્યોગ ઉપર પ્રીતિ ઉપજાવીને સારી સ્થિતિમાં આણ્યા. અગાડી તે પુષ્કળ વર્ષ સુધી આ કરની વ્યવસ્થા કરનારી મંડળીનો અધ્યક્ષ હતો, અને તેને લીધે તેને સર્વ પ્રકારનો અનુભવ મેળવવાની સારી લાગવાઇ મળી હતી એ અનુભવનો ઉપયોગ તેણે "ગરીબના કાયદાના કારણોનું પરીક્ષણ" એ નામના ચાર નાનાં નાનાં પુસ્તકો લખવામાં કર્યો. તે સર્વેનું એકંદર વલણ આ કાયદાની વિરુદ્ધ હતું

કહવામાં આવે છે કે, ધાડું કરીને જે લોકો નકામા રહે છે તેમને એક તો કામ કરતા આવડતું નથી, અથવા કામ કરવાની તેમને ઇચ્છા થતી નથી. આ લોકોની સ્થિતિ વિષે ઘણા જનોને લાગણી થાય છે, અને આનો અર્થ હોય તેઓ સમાજને માથે મુકે છે, પરંતુ આ લોકો પૈકી ઘણુંખરું એક નિરૂપયોગી હોઇને તેમને તેજ સ્થિતિ યોગ્ય હોય છે તે તેમના ધ્યાનમાં આવતું નથી. બીજી એક વાત આ ઉપરથી સિદ્ધ થાય છે તે એ કે, આ નિરૂદ્યોગી લોકોને કુદરતી રીતે યોગ્ય શિક્ષા મળીને તેમની આંખો ઉઘડવાનો સંભવ હોય છે, તે આ પરોપકારી મંડળીના પ્રયત્નથી નષ્ટ થાય છે.

જેમને મદદ માગતા માટે બીજાની આગાડી જઇને મોં બતાવવાને શરમ લાગે છે એવા સુશીલ ગરીબ મનુષ્યો એક બાજુએ રહીને, જે વખતપુરસ્તો વેષ કરીને તેની સારી બનાવણી કરે છે તેમને દાદ મળવાને લીધે ઢોંગીપણાને ઉત્તેજન મળે છે, અને મદદ મળવા સાથે મનુષ્યના ધાર્મિકપણાનો સંબંધ હોવાથી તો તે શિખરે પહોંચી જાય છે. ધાર્મિકપુરુષો અને શ્રદ્ધાળુ ભોળી સ્ત્રીઓ જુદા લોકોની ઢોં-ગી ઇશ્વરભક્તિને અને ધર્મના આ વેષને ભૂલી જાય છે, અને તેમના મીઠાં બાણોથી ખુશ થઇને તેમને ઉદાર મદદ આપીને તેમના આ-શિર્વાદથી તૃપ્ત થાય છે. આ રીતે સત્યને શિક્ષા અને ઢોંગને બક્ષીસ મળે છે. આનું પરિણામ લોકોને અનીતિનું વર્તન કરવાને ઉત્તેજન આપવું એમ થાય છે એ કહેવાની જરૂર નથી.

ખ્રિસ્તી ધર્મના અનેક પંથમાં, ગરીબોને મદદ કરવાને અને તેમના-માં પોતાના ધર્મમતનો પ્રસાર કરવા માટે જે ચડસાચડસી ચાલેલી હોય છે તેને લીધે વળી નઠારાં પરિણામ થાય છે. જૂદાજૂદા પંથના મીશનરી લોકોની મંડળીઓ પોતપોતાના પંથમાં લોકોને લાવવા સારૂ વર્ગણી

અશક્ય હોવાને લીધે, અને પ્રત્યેકને પોતપોતાના મતના પ્રચાર માટે યત્ન કરવો ન્યાય્ય હોવાને લીધે, અસત્યનો પ્રસાર થવો અપરિહાર્ય છે; પરંતુ લાંચના સાધનથી આવો પ્રસાર થવો અને ઢોંગીપણાને ઉત્તેજન મળે એ ઇષ્ટ નથી.

વળી એક નઠારૂં પરિણામ લક્ષમાં રાખવા સરખું છે. ઘણા ખરા જુઠા લોકો આવા પ્રકારની મંડળીઓ કહાડીને પૈસા પેદા કરવાનો ધંધો કરે છે. એ લોકો કંઇ પણ એકાદો નવો ચમત્કાર કહાડે છે; તેને માટે વાચનારનું મન કબજે કરી લેવા સરખી હદ બહાર એવી હકીકત લખીને ચારે તરફ દસ્ત પત્રકો વહેંચે છે, અને લોકોને ઘેર જઇને તેમને વર્ગણી આપવાને આગ્રહ કરવા માટે તથા લોકોને શરમમાં નાંખવા સારૂ હોશીઆર લોકોને ઠેકાણે ઠેકાણે મોકલે છે વળી આ સર્વ કરવાનો ઉદ્દેશ એટલોજ છે કે, પોતાને ચીટનીસ, ખજાનચી, હિસાબ તપાસનાર, વ્યવસ્થાપક ઇત્યાદિ મોટા મોટા પગારની જગા મળી જાય. બીજા ધંધામાં કંઇ લાગ ન લાગે એટલે એ લોકો એક વાર આ ધંધો કરી જુએ છે. પછી જ્યારે ઇશ્વર કૃપાથી આ કારખાનું ઉભુ કરવામાં તેમને યશ મળે તો તે છેક આ લોકોના ફાયદા માટે ચલાવે જાય છે પરંતુ હમેશા આવા પ્રકારના યત્નમાં યશ આવેજ એમ નથી. જે પ્રમાણે કેટલીક વ્યાપારીની મંડળી ગર્ભમાંજ અથવા જન્મતાં ભાગી પડે છે, તે પ્રમાણે પરોપકાર માટે સ્થાપેલી કેટલીક મંડળીઓની પણ તેવીજ સ્થિતિ થાય છે. તેવી સ્થિતિ થઇ તોપણ કંઇ દિવસ સુધી વર્ગણી ભેગી કરવાના કામમાં તેનો ઉપયોગ થાય છે. જૂદા જૂદા લોકોને અગાડી કરીને નવી નવી મંડળીઓ કહાડવી, અને લોકો પાસેથી વર્ગણી ભેગી કરીને તે ઉપર ચેન બાજી ઉડાવવી, એવો ધંધો કરનારા જુઠા લોકોની ટોળીઓ કેટલેક ઠેકાણે હોય છે.

ટંગાં મોટા મોટા સરદારોનાં અને મોટા મોટા શ્રીમંત લોકોનાં નામની સાથે પોતાનું નામ છાપવામાં આવે આ વિચાર મનમાં આવ્યો એટલે તેમને અને તેમનાં બાઇડી છોકરાંને મોટો આનંદ થાય છે. પોતાની મહેનતને લીધે ગરીબો ઉપર ઉપકાર થાય છે આ વિચાર કરતાં શ્રીમંત લોકો સાથે પોતાનો પરિચય થાય છે આ વિચાર તેમના મનમાં વધારે ઘોળાય છે.

માબાપ વગરના છોકરાને મદદ કરવા માટે, વ્યાપારમાં ખુટેલાને, અથવા વૃદ્ધાવસ્થાને લીધે જેમનાથી ધધો થતો નથી એવા લોકોને મદદ કરવા માટે, અથવા એવાજ બીજા કઇ પરોપકારના વિશેષ કામ માટે, સ્થાપેલી મંડળી તરફથી પણ ઉપરના સરખાજ પરિણામ થાય છે. જે લોકોને મદદની વધારે જરૂર નથી તેમને તેમના મિત્રના વશીલાએ ઘણી મદદ મળે છે; પરંતુ જેમને મદદની વિશેષ આવશ્યકતા હોય છે તેમનો વશીલો કરનાર કોઇપણ હોતું નથી, અને તેને લીધે તેમની દાદજ લાગતી નથી જેમને મદદ આપવાની તેમની નિવડ કરવાનો પણ જબરો ત્રાસ હોય છે, અને તે કામમા લાચ રૂશવતની પણ જબરી સવડ હોય છે ઘેર ઘેર જઇને વ્યવસ્થાપકોને શરમમા નાખી શીફારસ કરીને મત મેળવવા અને વ્યવસ્થાપકોથી એક બીજાના મતનું ખડન કરવું ઇત્યાદિ પ્રકાર પણ ચાલવાના મડળી ઉભી કરીને તે ચલાવવા માટે એકદર શ્રમનો અને પૈસાનો જે ખરચ થાય છે તે ન થયો તો વળી કેટલી બધી લોકોને મદદ થના સરખી હોય છે

ઘણા લોકોને ઇસ્પીતાળ ( દવાખાનું ) તથા મફત ઔષધો દેવાનાં દવાખાનાંઓ આ સસ્થાઓનો પરોપકારના કામો માટે ઉપયોગ છે એ કેવળ નિર્વિવાદ છે એમ લાગે છે. પરંતુ તેમનીએ સ્થિતિ બીજાં કામો કરતાં ભિન્ન નથી. લડન શહેરમા રહેનારા લોકો પૈકી સેકડે વીસ

માણસો આ સરપાનો ઉપયોગ કરી લેછે. લંડન* શહેરની લોક સંખ્યાનો એક તૃતીયાંશ ખરેખરેજ આટલી ગરીબી સ્થિતિમાં આવી પહોંચેલો નથી જેમને દવાની ફી અને ઔષધની કિંમત આપવાનું સામર્થ્ય છે એવા લોકો પણ આ ખાતા તરફથી પોતાનું મફત કામ કરી લેછે એમ આ ઉપરથી સિદ્ધ થાય છે આજારીપણામાં કોઈક મદત આપવાનું પરિણામ લોકોને ભીખ માગવામાં ઉત્તેજન આપવું એમ થાય છે. પહેલા તો લોકો મદત આપેલી લેવા લાગે છે, પછી તેની ટેવ પડે એટલે આજારીપણામાં ઇસપીતાલમાં જઇને રહે છે; તે વખતે અન્ન પણ મફત મળવા માડે છે. પછી ત્યાંથી બહાર નીકળ્યા એટલે પૈસાની પણ મદદ લોકો પામે આગાઉથી પાસે જઇને માગવાના તેમને બુદ્ધિ થાય છે. સન ૧૮૩૦ થી ૧૮૬૯ સુધી વચ્ચેના ૪૦ વર્ષમાં લંડન શહેરમાં લોક સંખ્યાની જેટલી વૃદ્ધિ થઇ તેનાથી પાંચ ગણી વૃદ્ધિ ઉપચાર માટે ઇસપીતાલમાં જઇને રહેનાર રોગીઓની થઇ. વળી ત્યાં રોગઓગ તો એકંદરે કમીજ થતો જાય છે, ઉલટ વધતો તો નથી. આ ઉપરથી નીકળનારૂં અનુમાન સ્પષ્ટજ છે સુખની કિંમત આપ્યા સિવાય તેની પ્રાપ્તિ કરી લેવાની ઇચ્છા મનુષ્યમાં હજી સુધી વધારે છે. મફત કામ કરી લેવા માટે નીચ સ્વભાવના ખાતાપીતા લોકો ધર્મનાં દવાખાનાંનો એટલો બધો ઉપયોગ કરી લેછે કે, ખાસ ગરીબ લોકોનો તે ઠેકાણે પ્રવેશજ હોવો કઠિન થઇ પડે છે સારૂં ખાઇ પીને સુખ ચેનમાં રહેનારા ગરીબોને પણ કેટલીક મફત ઔષધ મેળવવાનો પ્રયત્ન કરે છે. એ ઇસપીતાલમાં ખાનગી રીતે ઔષધ લેઇને જાતસ લોકો પૈસા લેઇ બીજા લોકોએ

* અમદાવાદમાં રાયપુરમાં લોકોને માટે રા. બાહાદુર નાનાભાઇએ પોતાની બેનના નામથી રેવાબાઇ ધર્માદા ઇસપીતાલ કાઢેલી છે તેમાં મફત દવા ધનાઢ્ય લોકો વધારે આશ્રય લેછે. તો કે એ ઇસપીતાલમાં આવે કે મફત દવા લેતા હશે.

પોતાનાં ખોટાં નામ લખાવેલાં એમ તપાસણીની અંતે જણાઇ આવ્યું હતું. એમ કરવાનું કારણ પોતે મફત ઔષધો લાવે છે એમ કોઇ જાણે નહિ એવી તેમની ઇચ્છા એ છે. આ સંસ્થાનો ઉપયોગ કરી લેવા સારૂ એટલા બધા લોકો જાય છે કે, ડાકટરોને તે સર્વ તરફ બરોબર ધ્યાન દેવાની સગવડ મળવી દુર્લભ થઇ પડે છે. કોઇ કોઇ વાર તો પ્રત્યેક રોગીને તપાસવાની સરાસરી એક એક મિનિટ ભાગે આવે છે. આ ઉપરથી ખુલ્લું દેખાય છે કે, જે લોકોને એ સંસ્થાનો ઉપયોગ થવો જોઇએ એવી મૂળની ઇચ્છા હોય છે તે લોકોને તો ઘણો થોડો ઉપયોગ થાય છે ઘણી વાર આ ઠેકાણે મળેલી મદદ કેવળ નામ માત્ર હોય છે આથી સર્વ ફસાઇ પડે છે. રોગની પરીક્ષા કરીને ઔષધની યોજના કરવાનુ કામ ઘણું કરીને બીનપગારી દાકટર તરફથી કરવામા આવે છે. પ્રત્યેક ધર્માર્થ ચલાવેલાં દવાખાનાને ઘણુ કરીને ફોકટ કામ કરનારા દાક્તરોની મદદ હોય છે. આ પૈકી કેટલાકને સરાસરી ત્રણ કલાકને ૨૦ મિનિટમાં ૩૧૮ રોગીઓ તપાસીને તેમને ઔષધ લખીને આપવાનું કામ કરવું પડે છે આ લોકોનો વળી ખાનગી ધંધો ચાલતો હોયછેજ. પોતાના નિર્વાહને માટે ઘણુ કામ કરવાનું હોવાથી મફત કામ કરવા માટે એટલો શ્રમ પડવાને લીધે ઘણા દાક્ટરો ઉપર ઘણો નઠારો પરિણામ થાય છે. પોતાનુ કામ વધારે ન હોય તોપણ એટલા કામ થીજ માણસ થાકી અને કંટાળી જાય. મફત કામ કરનારા ઘણા દાક્ટરોની સ્થિતિ મફત કામ કરવા સરખી હોતી નથી, અને તેમને તેમના કામ માટે પગાર મળે તો તેની તેમને ઘણી આવશ્યકતા હોય છે. વળી મફત કામ કરાવી લેનારા ઘણા લોકોના અંગમાં ફી આપવાનું સામર્થ્ય પણ હોય છે. લંડન શહેરમાં દર સાલ ૭ લાખ પૌંડ ઇસ્પીતાળ માટે ખરચ થાય છે, અને તે સિવાય આ કામ માટે ઉપ-

એવા કામમાં જેટલું જેટલું અપ્રત્યક્ષપણું ઘણું હોય તેટલો તેટલો મૂળનો ઉદ્દેશ પરિણામે જવાનો સંભવ કમી હોય છે

ગરીબોને મદદ કરવા માટે સ્થપાયેલી મંડળીઓ વિષે આ જે મત આપેલો છે તે ઉપરથી સામાન્ય રીતે પરોપકારના હેતુએ ઉભી કરેલી સર્વ પ્રકારની સંસ્થા વિષે ગેર સમજ થવાનો સંભવ છે. ગરીબોને મદદ કરવાનાં કામ વ્યક્તિ ઉપર સોંપેલાં હોય તો ઓછે ખર્ચે સારાં થાય છે એમ આગાડી બતાવેલું છે જે પરોપકારના કામ પ્રત્યક્ષ રીતે સારા થવા જેવા હોય તેમને માટે અપ્રત્યક્ષ રીતે કામ કરવાનું ખાતું (સંસ્થા) ઉભું કરવું ઇષ્ટ નથી, પરન્તુ જે કામો સંઘશક્તિ સિવાય થવા સરખા નથી, તેને માટે ખાતાની (સંસ્થાની) જરૂર છે. ઉદાહરણ, લોકોમાં જ્ઞાનનો પ્રસાર કરવાના પરોપકારના કામ કરવાં હોય તો તે મોટા પ્રમાણ ઉપર મંડળીઓ સ્થાપન કરીને કરવાં જોઇએ. તે કામ માટે વિશેષ પ્રકારના મનુષ્યો તૈયાર કરવા જોઇએ અને તેમને તે કામ સોંપવા જોઇએ હવે, અપ્રત્યક્ષ રીતિના પરોપકારમાં પૈસાનો દુરૂપયોગ થવાનો થોડો ઘણો સંભવ હોય છે ખરો. પરંતુ તે સંભવે રખાય તેટલી કાળજી રાખવી એ સિવાય બીજો ઇલાજ નથી.

આ પ્રકરણમાં આટલીવાર સુધી જે પ્રતિપાદન થયું તેમાં અને પૂર્વના કેટલાંક પ્રકરણમાં પણ પુષ્કળ ઠેકાણે એવું બતાવેલું છે કે, વિપત્તિમાં પડેલા મનુષ્યને મદદ કરવાના જે પ્રકાર છે તે સર્વ ઉપકર્તા અને ઉપકૃત એ બન્નેનો પ્રત્યક્ષ સંબંધ થઇને થઇ આવે તોજ મૂળ હેતુ સારી રીતે શિખરે પહોંચીને બન્ને ઉપર પણ ઇષ્ટ પરિણામ થાય છે. દયાને અંગે જે પ્રમાણે દયા કરનાર અને જેના ઉપર દયા કરી તે બંનેને પણ અવર્ણનીય સુખનો અનુભવ આપવાની શક્તિ છે, તેજ પ્રમાણે પરોપકારને અંગે પણ છે. પરતુ પરોપકાર કર-

તોપણ તેનો પરિણામ હમેશાં એકજ હોય છે. તે કયો કહીએ તો આળસને અને વ્યસનને ઉત્તેજન આપવું આ છે. મૂર્ખાઇના પરોપકારના ચાલને લીધે ઘણો ખોટો પરિણામ થાય છે એ નિઃસંશય છે, અને આને લીધે પરોપકારનાં કામ વ્યક્તિ ઉપર સોંપેલાં હોય તો જે પુષ્કળ ફાયદા છે એમ અનેક વખત કહેવામાં આવ્યું છે તે તેટલા થાય નહિ એમ કબુલ કરવું જોઇએ.

રસ્તામાંના ચાલનાર ભીખારીઓને પાઇ પૈસો આપવાને જે હેતુથી લોકો પ્રવૃત્ત થાય છે તેજ હેતુથી વળી એક પ્રકારના સંભાવિત ભીખારીઓને પૈસા આપવા વિષે લોકોની ઇચ્છા થાય છે. પુષ્કળ જુઠા લોકો કોઇએ પોતાનુ ઘર બળ્યું તેથી, કોઇનાં બાયડી છોકરાં દુકાળમાં સપડાયાં તેથી, કોઇનાં માબાપ મરી ગયા તેથી, વગેરે અનેક કારણથી સંભવિતપણાની ભિક્ષા માગતા ફરે છે. તે કોઇ નામાંકિત લોકોની સહીઓનાં બનાવટી સર્ટીફીકેટો તૈયાર કરે છે, અને કેટલાક લોકોની વર્ગણીના આકડા ઘાલેલી એક યાદી બનાવે છે. અને લોકોની મુલાકાત લેઇને તેમને તે જુગળ ભડીક બતાવીને કોઇ પાસે ચાર આના, કોઇ પાસે આઠ આના, એ પ્રમાણે બને તેટલુ ઉઘરાવે છે આવા લોકોની જુઠ પુષ્કળ વાર બહાર પણ આવે છે પરતુ મૂર્ખ અને નિષ્કાળજી લોકોનો ચોતરફ એટલો બધો ભરાવો છે કે ફસાવનારા મજ્યા હોય તો ફસાઇ પડનાર લોકોનો ટોટો નથી. પુષ્કળ ભોળા લોકોનો જુઠા લોકોના બોલવા પર વિશ્વાસ બેસે છે, અને ખરૂં ખોટું શું છે એનો તપાસ ન કરતા તે તેમને પૈસા આપે છે. એ પૈસા આપતાં ઘણાંને એમ લાગે છે કે, તે લોકો ઉપર દયા કરવામાં પોતે મોટું સત્કૃત્ય કરે છે; પરતુ જુઠાઇ ઉઘાડી પાડવા વિષે યત્ન કરવાનો તે ન કરતાં ઉલટું તેને ઉત્તેજન આપવાને લીધે એ દુષ્કૃત્ય થાય છે, એ તેમના લક્ષમાં આવતું નથી આ મૂર્ખપણાના પરોપકાર

ત્યાં માથું નીચે ઘાલવું પડે છે. આ સમાજ તરફથી થનારી શિક્ષા સામાન્ય રીતે કરીને લોકોના ખરાબપણાના વર્તનને કારણે થાય છે. પુષ્કળ સામાજિક આચાર પળાય નહિ તોપણ તે માટે કંઇ દંડવેલું પ્રાયશ્ચિત લેવાની જરૂર નથી હોતી; તથાપિ નીતિની અથવા કાયદાની નજરે પોતા તરફથી દોષાસ્પદ વર્તન બને નહિ એ માટે લોકો જે કાળજી લેછે તે કરતાં વધારે આવા આચરણના સબંધે લેછે. પુષ્કળ લોકોના મનની સ્થિતિ ઘણી ચમત્કારિક હોય છે તેમના હાથથી પાપાચરણ થયુ તોપણ તે બદલ તેમને મનથી ઘણી લાગણી લાગતી નથી, પરંતુ સમાજમાં જે કેટલાક રૂઢ આચાર ઠરેલા છે તેમનું ઉલ્લંઘન કરવાનું થયુ તો માત્ર તેમનું મોં છેક લેવાઇ જાય છે. રૂઢિ વિરૂદ્ધ વર્તન કરવાથી સમાજનો જે કોપ થાય છે તેથી લોકો ઘણા બીએ છે. આ ઉપરથી એમ કહેવાય કે, જે ઠેકાણે સરકાર મારફત લોકો ઉપર કર બેસાડીને ગરીબોને મદદ કરવાની વ્યવસ્થા ચાલે છે તે ઠેકાણે તે બધ થઇને તે કામ વ્યક્તિ માત્રની ખુશી ઉપર સોંપ્યુ હોય તો હળવે હળવે લોકમત બદલાઇ જઇને આ સંબંધી ઇષ્ટ એવા વિચાર રૂઢ થઈ જવાનો સભવ હોય, તો ઉપરના આક્ષેપને જગા રહેશે નહિ જબરાઇના પરોપકારનો કાયદો કોઇપણ દેશમાં ચાલુ રહેવાને ત્યાંના લોકોમા પરોપકાર બુદ્ધિ ટોરી જોઇએ. તેનેજ થોડુક નિરાળુ સ્વરૂપ મળ્યું એટલે થયુ સરકારમાંથી ગરીબોને મદદ ન મળવાની થઇ એટલે લોકોને ખાનગી રીતે તેની કંઇપણ વ્યવસ્થા કરવાની ભાગે પડશે અને પ્રથમજ જો કે વિશેષ લાગણી કરનારા લોકો ઉપર વધારે બોજો પડે તોપણ દિવસે દિવસે વધારે વધારે લોકો તે ભાર પોતાના અંગ ઉપર લેવા લાગશે અને આ સબંધી કર્તવ્યની કલ્પના લોકોના મનમાં આવવા લાગશે કેટલાક કાળ પછી એ લોક મત એટલો દૃઢ થઈ જશે કે, આ

પોતા તરફ આશ્રય માગવાને આવેલા અનાથને તેની પૂર્ણ ચોકસી કરીને તેના જરૂરીના અને યોગ્યતાના પ્રમાણથી અને પોતાના સામર્થ્યના પ્રમાણથી મદદ કરવાનો યત્ન કરવો. કોઇ કોઈ વાર આવા પરોપકારના આચરણે એક પ્રકારનો અનુભવ મળશે અને તેનો વ્યવહારમાં ઉપયોગ પણ કરી શકાશે.

ગમે તેટલી શંકા લેવાની જગા હોય અને ગમે એટલી અડચણ આવવા સરખી હોય તોપણ એકંદર રીતે અનાથોને મદદ કરવાનું કામ વ્યક્તિ ઉપર સોંપવું એજ પરોપકારનું સ્વાભાવિક રૂપ છે એમ કહેવાને હરકત નથી. વ્યક્તિના હાથથી એ કામ વધારે વિચાર પૂર્વક અને કાળજી પૂર્વક થઇ શકશે, અને આ કામની સર્વ જવાબદારી લોકો ઉપર આવીને પડેલી હોય તો જરૂરના પ્રમાણથી પરોપકારનાં કામ વ્યક્તિથી સારાં બનશે. વિશેષે કરીને ગરીબીનો વેષ લેઇ છેતરપડી કરવાના પ્રકાર જે ચારે તરફ જડી આવે છે તે ઘણાખરા નષ્ટ થશે અને તેને લીધે પરોપકારની આવશ્યકતા પણ ઘણી કમી થશે

ખાનગી રીતે અનાથને મદદ કરવાની પરોપકારપદ્ધતિ ખાનગી મંડળો કરતાં અને સરકારી પદ્ધતીથી શ્રેષ્ઠ છે એ વાત સામાન્ય રીતે સ્થાપિત કર્યા પછી ખાનગી પરોપકારના એક વિશેષ પ્રકાર તરફ ધ્યાન આપીએ. આ પ્રકાર ઉપરના કરતાં પણ થોડો અધિક સ્વાભાવિક છે અને તેનું આચરણ પણ થોડે ઘણે અંશે લોકોના હાથથી બને છે. આ પ્રકાર તરફ લોકોનુ વિશેષ લક્ષ વાળવું અવશ્યનું છે.

મનુષ્યને જગતમાં જે નાના પ્રકારના વ્યવહાર કરવા પડે છે તેમના યોગે તેમનો અનેક લોકો સાથે સંબંધ થાય છે અને તે વિષે થોડી ઘણી માહિતી તેને એનાયાસે થાય છે. આ સાધારણ ઓળખાણના લોકોનો વર્ગ ઘણો મોટો હોય છે. પરંતુ વિશેષ પરિચય હોવાને લીધે જેમને વિષે તેને ઘણી માહિતી હોય છે અને

જેને યુરોપમાં ફ્યુડલ સિસ્ટિમ એવું નામ પડેલું હતું મનુષ્યના દર - જ્જાનું મહત્ત્વ હતું, અને આશ્રિતોને જો કે સ્વતંત્રતા ન હતી તોપણ તેમનાં પેટ ભરવાની તજવીજ સરાસરીના પ્રમાણથી ઠીક હતી. તેમના જમવા ખાવાની અને રહેવાની વ્યવસ્થા પ્રત્યેક કુટુંબની દેખરેખ નીચે પ્રત્યક્ષ થતી હતી અથવા તેમને જમીનના ઉત્પન્નનો નિયમિત અંશ આપવામાં આવતો હતો અને તેમાંથી તે વ્યવસ્થા થવા સરખી હતી. તેમના ઉપર ધણીનો પૂર્ણ તાબો હોવાને લીધે તેમના વિષે ખીજી કાળજી લેવી પણ તેમને ભાગે પડતી.

આ વ્યવસ્થા બદલાઇને જેમ જેમ મજુરી આપીને કામ કરી લેવાની રીતિ અમલમાં આવવા લાગી તેમ તેમ આ આશ્રિતભાવ નષ્ટ થવા લાગ્યો અને આને લીધે જો કે નીચલા વર્ગને સ્વતંત્રતાનો ફાયદો મળવા માંડયો તોપણ તાબેદારીથી જે કેટલાક ફાયદા છે તે તેમને મળે નહિ એમ થયું હવે ગરીબ મજુરો ઉપર અમલ કરનારો કોઇ નહિ એ વાત ખરી, પરંતુ તેમને માટે કાળજી રાખનારો પણ કોઇ નથી એમ થયું છે. હાલનાં જે તત્ત્વો ઉપર જગતના વ્યવહાર ચાલેલા છે તેમનું વલણ ચાકરી અને પગાર એમનો બંધ બેમે તેટલો મેળ બેસાડવા તરફ છે થયેલા કામનો મોબદલો મજુરીના રૂપે આપ્યો એટલે ધણી અને ચાકર એમનો એક બીજા ઉપર કંઇ પણ હક રહેતો નથી. ન્યાયની દૃષ્ટિના કર્ત્તવ્યો પુરા થયાં એટલે સર્વ કર્ત્તવ્યો પુરા થયાં એવી મનુષ્યની સમજ થઇ જાય છે. સેવ્ય સેવકભાવની જે પૂર્વની કલ્પના તે નષ્ટ થયેલી છે અને તેની જગાએ નવીન સંબંધ ઉત્પન્ન થએલો છે, તેનો કહેવા સરખો પરિણામ અદ્યાપિ લોકોના મન ઉપર થયો નથી. નવીન સબંધો પૈકી ન્યાયના ભાગનો, એટલે મજુરીનો, ને સેવક દેવકનો માત્ર પૂર્ણ અમલ બેઠેલો છે; પરંતુ પરોપકારના ભાગનો હજુ બેસવાનો છે.

કહેલાં કર્તવ્યો સારી રીતે બજાવી શકાશે. કદાપિ આ કામ પાછળ હાલ જેટલા એકંદર પૈસા ખરચ થાય છે તેટલા અગાડી ખરચાવાના નથી; તોપણ જરૂરના પ્રમાણથી યોગ્ય તેટલા ખરચાશે.

પૂર્વની પરતંત્રની સ્થિતિમાંથી હાલની સ્વતંત્ર સ્થિતિનું ઉત્ક્રમણ થતાં મધ્યંતરોની સંક્રમણ અવસ્થામાં ઉપરના વર્ગમાંનો અને નીચલા વર્ગમાંના લોકોનો જે નિકટનો સંબંધ નષ્ટ થયો છે તેનું પુનરજ્જીવન કરવું અને પરોપકારનો તેનું સ્વાભાવિક સ્વરૂપ આપીને ઉપકર્તા અને ઉપકરણીય એમનો પ્રત્યક્ષ સબંધ આણવો, આ વાત શિવાય વ્યક્તિકૃત પરોપકારથી વળી એક ઈષ્ટ કાર્ય થશે. ઉપકાર કરનારા મનુષ્યને જેમના ઉપર ઉપકાર કરવાનો તેમની પૂર્ણ માહિતી હોવાને લીધે કયા પ્રકારના મદદની કેટલી આવશ્યકતા છે એ બરોબર સમજાશે, તથા તેમની યોગ્યતા પ્રમાણે તેટલી પૂર્ણ અથવા અંશતઃ મદદ કરવામાં આવશે જે વખતે આ જવાબદારી અપ્રત્યક્ષ રીતે સરકારી અધિકારીઓ ઉપર અથવા પરોપકારી મંડળીએ નીમેલા કામ કરનાર ઉપર ન પડતા પ્રત્યક્ષ જેવી તેના ઉપર પડે તે વખતે પ્રત્યેક મનુષ્યની પાસે આવા કામ તરફ લગાડવાને કામ પૂરતા પૈસા હોવાને લીધે પૂર્ણ ચોકશાઈએ યોગ્ય ઠેકાણે તેનો વ્યય કરવો એવી તેને ઈચ્છા થશે, અને જેમના ઉપર ઉપકાર કરવાનો તેમના ઉપર તેમની દેખરેખ રહેશે. આવી રીતે યોગ્ય મનુષ્યની નીવડ થઈને તેમને મદદ મળતી જશે અને અયોગ્ય મનુષ્યને મળનારી મદદ ઘણીખરી કમી થશે.

ગરીબની વિપત્તિ દૂર કરવા માટે યોજેલા ઉપાયને લીધે-પછી તે ઉપાય ગમે તે પ્રકારનો હોય-જે નઠારો પરિણામ થાય છે તેનો હવે વિચાર કરવો જોઇએ. શ્રમ કર્યા શિવાય મનુષ્યને જે સુખ પ્રાપ્ત થાય છે તેથી તેના અંગમાં થોડી ઘણીએ પણ શિથિળતા આવે છે યોગ્ય મનુષ્યોને વારવાર ફોકટ મદદ કરી તો તેમના અંગની યોગ્યતા કમી થશે પછી જેમને

જુની વ્યવસ્થામાના સે નમેનક મધ્યેના ઇષ્ટ સબધેના પરોપકારના તત્વોનુ પુનરુજ્જીવન થવો જરૂરનું છે પૂર્વના એક પક્ષની તરફ જુલમી સત્તાને અને બીજા પક્ષ તરફની શોચનિય પરતંત્રતાને અવકાશ ન આપતા આશ્રિતો માટે જે કાળજી લેવાતા આવતી હતી તે કાયમ રાખવાનો યત્ન કરવો જોઇએ ધણી અને ચાકર અથવા મોટા અને તેની નીચે કામ કરનારા લોકો એમના વચ્ચે ાા પૂરના કાયદેસર બધનનો પ્રવેશ થવા ન દેતા તેમનામા દયા અને કૃતજ્ઞતા એમના દૃઢ બધન ઉત્પન્ન કરવા શકા છે એ બધન કેવળ નવીન અસ્તિત્વમા આણવાના છે એમ નથી તેનો થોડોક પરિણામ હાલની સ્થિતિમા પણ નજરે આવે છે થોડો દયાનો અકુર જેમના હૃદયમા હોય છે તે લોકોને પોતાના ઘરમા રહેનારા ચાકર માણસોની જેમ ાા આજ પરિ-ણામા કાળજી લેવી એ પોતાનુ કર્ત્તવ્ય છે એમ લાગે છે હમેશા ઘરમા રહેતા ન હોય પણ ભમ ધધાને લીધીને જેમનો વારવાર સબધ થાય છે એવા ચાકર માણસો પણ ઘણા લોકો તરફથી મદદ થાય છે નાની મોટી જણસ ઘરોઘર લેઇને વેચનારા ફેરીયા, અને દુકાન, હજામ, ધોબી વગેરે મનુષ્યો આપણના પ્રમાણે, તેમના તરફથી કામ કરાવીને લેનારા લોકો પાસેથી ઘણો ઉપયોગ થાય છે હાલમા આ સ્થિતિ અનિયમિતપણે કેટલાક લોકોમા માત્ર જણાઇ આવે છે તે સાર્વત્રિક કરવા માટે યત્ન કરવો એજ હવે કર્ત્તવ્ય છે જેટલો જેટલો આ પ્રકાર વધતો જશે તેટલી તેટલી ગરીબોને મદદ કરવાના કૃત્રિમ સાધનો કમી કરવા જોઇએ જે દયાની લાગણીએ અનાથને મદદ કરવાના કૃત્રિમ સાધનો અસ્તિત્વમા આવ્યા, અને તે હાલમા ચાલતા છે, તેજ લાગણીની મદદે એ સ્વાભાવિક સાધનો પણ પૂર્ણતાએ આની શબ્દો અને કૃત્યના રૂપે અને વર્તણુકના રૂપે પ્રત્યેક મનુષ્ય તરફથી જનરા પૈસા જો તેમનીજ પાસે રહ્યા તો તેમનાથી પોતાના ઉપર

કરેલાં કર્તવ્યો સારી રીતે બજાવી શકાશે. કદાપિ આ કામ પાછળ હાલ જેટલા એકંદર પૈસા ખરચ થાય છે તેટલા અમારી ખરચાવાના નથી; તોપણ જરૂરના પ્રમાણથી યોગ્ય તેટલા ખરચાશે.

પૂર્વની પરતંત્રની સ્થિતિમાંથી હાલની સ્વતંત્ર સ્થિતિનું ઉત્ક્રમણ થતાં મધ્યંતરીની સંક્રમણ અવસ્થામાં ઉપરના વર્ગમાંનો અને નીચલા વર્ગમાંના લોકોનો જે નિકટનો સંબંધ નષ્ટ થયો છે તેનું પુનરુજ્જીવન કરવું અને પરોપકારને તેનું સ્વાભાવિક સ્વરૂપ આપીને ઉપકર્તા અને ઉપકરણીય એમનો પ્રત્યક્ષ સંબંધ આણવો, આ વાત શિવાય વ્યક્તિકૃત પરોપકારથી બીજી એક ઈષ્ટ કાર્ય થશે. ઉપકાર કરનારા મનુષ્યને જેમના ઉપર ઉપકાર કરવાનો તેમની પૂર્ણ માહિતી હોવાને લીધે કયા પ્રકારના મદદની કેટલી આવશ્યકતા છે એ બરોબર સમજાશે, તથા તેમની યોગ્યતા પ્રમાણે તેટલી પૂર્ણ અથવા અંશતઃ મદદ કરવામાં આવશે. જે વખતે આ જવાબદારી અપ્રત્યક્ષ રીતે સરકારી અધિકારીઓ ઉપર અથવા પરોપકારી મંડળીએ નીમેલા કામ કરનાર ઉપર ન પડતાં પ્રત્યક્ષ જેની તેના ઉપર પડે તે વખતે પ્રત્યેક મનુષ્યની પાસે આવા કામ તરફ લગાડવાને કામ પૂરતા પૈસા હોવાને લીધે પૂર્ણ ચોકશીએ યોગ્ય ઠેકાણે તેનો વ્યય કરવો એવી તેને ઈચ્છા થશે, અને જેમના ઉપર ઉપકાર કરવાનો તેમના ઉપર તેમની દેખરેખ રહેશે. આવી રીતે યોગ્ય મનુષ્યની નીવડ થઈને તેમને મદદ મળતી જશે અને અયોગ્ય મનુષ્યને મળનારી મદદ ઘણીખરી કમી થશે.

ગરીબની વિપત્તિ દૂર કરવા માટે યોજેલા ઉપાયને લીધે—પછી તે ઉપાય ગમે તે પ્રકારનો હોય—જે નઠારો પરિણામ થાય છે તેનો હવે વિચાર કરવો જોઈએ. શ્રમ કર્યા શિવાય મનુષ્યને જે સુખ પ્રાપ્ત થાય છે તેથી તેના અંગમાં થોડી ઘણીએ પણ શિથિળતા આવે છે. યોગ્ય મનુષ્યોને વારંવાર ફોકટ મદદ કરી તો તેમના અંગની યોગ્યતા કમી થશે. પછી જેમને

અગે મૂળથીજ યોગ્યતા કમી હશે તેમને મદદ કરવાથી તે વધારે કમી થશે એમા સશય નથી આ પરિણામ ઉપકરણીય ઉપર હમેશા થાય છે, અને તેમની સતતિ તેમના કરતા પણ કમી યોગ્યતાની નીપજીને સમાજ ઉપર વળી વધારે બોજો માન બેસે છે ત્યારે સતતિ ઉત્પન્ન કરવા માટે મદદ થાય નહિ એવી રીતે મૂર્ખ અને નીચ લોકોને પૈસાની મદદ કેવી રીતે કરી શકાશે આ પ્રશ્નનો વિચાર કરવો જોઇએ

મૂર્ખ અને નીચલોકોની સખ્યા દિવસે દિવસે વધે છે, અને પ્રત્યેક પેઢીના લોકો પોતાના અવિચારના પરોપકારે આ વર્ગના લોકો મા વળી વૃદ્ધિ કરે છે, અને અગાડીની પેઢીની પીઠ ઉપર વધારે વધારે વાસ લાવી મૂકે છે આ પ્રમાણ લક્ષમા લાવીને આ લોકોની સખ્યા કીરીતે કમી કરવામા આવે એનો વિચાર કરવો જોઇએ જે અવિચારના પરોપકારને લીધે આ વર્ગના લોકોની વૃદ્ધિ થાય છે તે અવિચારનો પરોપકાર એકદમ નષ્ટ કરવો અશક્ય છે હાલમા એટ લુજ જોવાનુ કે ચક્રવૃદ્ધિ વ્યાજ પ્રમાણે થનારી આ વૃદ્ધિ કઇક અશે પણ કમી થવી જોઇએ આવા ધોરણે પરોપકારને નવીન વલણ આપતા અગાડીની વાત હમેશા લક્ષમા રાખવી જોઇએ અધિક યોગ્યતાના મનુષ્ય ઉપર નઠારો પરિણામ થશે એવી રીતે કમી યોગ્યતાના મનુષ્યને મદદ કરવી નહિ કિંવા કમી યોગ્યતાના મનુષ્ય ઉપર ઉપકાર કરતી વખતે તેથી અધિક યોગ્યતાના મનુષ્ય ઉપર થનારો નઠારો પરિણામ જેટલો કમી થઇ શકે તેટલો કરવા વિષે યત્ન કરો જોઇએ

હાલની સ્થિતિમા આ ધોરણે વધારે કઇ થવા સરખુ નથી કાયદાની જુલમી વ્યવસ્થાએ અને ખાનગી મડળની આપખુશીના પ્રયત્નથી મૂર્ખ અને નીચ લોકોને મદદ મળીને તેમની સખ્યા અતિશય વધની છે, અને સૃષ્ટિક્રમે થનારો તેના વધારાનો પ્રતિબધ કરવો

ઘણું કરીને અશક્ય છે. આ સાધનાને અભાવે જેમનું અસ્તિત્વ અસાર થયું હોત એવા લોકો જેમ તેમ ગમે તે રીતે જીવી શકે છે, અને પોતાની સંતતિનો બોજો સમાજ ઉપર પાડે છે. જેમનાથી નિર્વાહપૂરતું કામ કરાતું નથી તેમને મદદ કરનારી નવી નવી સરસ્થાઓ (ખાતું) અસ્તિત્વમાં આવે જાય છે, અને આ પ્રશ્નનું સ્વરૂપ વધારે વધારે વિકટ થયે જાય છે. દૂરદર્શીપણાનું અને નિષ્કાળજી પણાનું દુષ્પરિણામ દૂર કરવા માટે જે જે નવીન પ્રયત્નો થાય છે તેથી અદૂરદર્શી અને નિષ્કાળજી મનુષ્યની સંખ્યા વધારવાને કારણ થાય છે. સરકાર તરફથી, પરોપકારી મંડળી તરફથી, અથવા ખાનગી રીતે મદદ કરવાની થઇ તોપણ, જેમને મદદ કરવાની તે મનુષ્યો પોતાની સંતતિથી ભીખારીના વર્ગમાં વધારો કરનાર નહિ એવી વ્યવસ્થા કરવી કઠણ છે.

અધિક યોગ્યતાના પ્રાણીઓ, એટલે જેમને અંગે પોતાનો ચરિતાર્થ ચલાવવાનું સામર્થ્ય હોય, તેમણે જીવવું અને કમી યોગ્યતાના પ્રાણીઓ, એટલે જેમને અંગે પોતાનો ચરિતાર્થ ચલાવવાનું સામર્થ્ય ન હોય તેમણે મરવું, આ મનુષ્યેતર પ્રાણીસૃષ્ટિમા સખત રીતે અમલમા આવનારો નિયમ જો કે મનુષ્ય જાતિમાં પણ તેટલીજ સખત રીતે અમલમાં આવ્યો, તો જે લોકો વિષે આપણને મોટો પ્રશ્ન પડેલો છે તે થોડાજ વખતમા મૃત્યુ પામે જશે. પરંતુ આ તત્વના ભયંકર સ્વરૂપનો પ્રસાર આપણા હાલના વિચાર મગજમા હોય તો આપણાથી દેખી સકાશે નહિ. આ તત્વની સખ્તાઇ થોડીક ઓછી કરીને કમી યોગ્યતાના મનુષ્યને જીવવા પૂરતી મદદ આપી તોપણ કહેવા જેવો નઠારો પરિણામ થનાર નથી; પરંતુ આ મનુષ્યે પોતાની પાછળ સંતતિ મૂકવી કામની નથી અનાથ લોકોથી, તેમની શોચનીય સ્થિતિનો અનુભવ લેવાને અને સમાજ ઉપર બોજો મૂકવાને,

વળી પ્રજા ઉત્પન્ન થાય નહિ એવી ખાત્રી હોય તો અગાડીના લાભ માટે તેમની વિપત્તિ દૂર કરવા પૂરતો પરોપકાર કરવાને હરકત નથી પરંતુ એ ખાત્રી શી રીતે થાય ? સરકારના કાયદાએ અથવા પોતપોતામાં ઠરાવ કરીને દુર્બળ, રોગી, આંધળા, પાગળા અને મૂર્ખ એવા લોકોને મદદ કરવી પડે તો તે અવિવાહિત હોય તોજ કરવી, એવો નિયમ કર્યો તો તેનો પરિણામ એટલોજ થશે કે, હાલ જે ઠેકાણે ઔરસ સંતતિ દેખાઇ આવે છે તે ઠેકાણે અગાડી અનૌરસ સંતતિ જણાઇ આવશે તેને લીધે પૂર્વની સ્થિતિ કરતા પણ નઠારી સ્થિતિ પ્રાપ્ત થશે કારણ તે અનૌરસ સંતતિનું પાલણ પોષણ ઔરસ સંતતિ કરતા સ્વાભાવિકરીતે અધિક અનાસ્થાથી થશે, અને તે પહેલા કરતા સર્વ પ્રકારથી કમી યોગ્યતાના માણસો નીપજશે એમ થવાનો સંભવ ન હોય તો હાલ જે પૈસા આ લોકો માટે ખર્ચ થાય છે તે કરતા કમી પૈસામા તેમના તરફથી થવા સરખુ હશે તે કામ કરી લેવાની સંસ્થા સ્થાપીને, તેમને મદદ કરવાની વ્યવસ્થા કરતા આવડી હોત પરંતુ મનુષ્ય સમાજ એટલો વિસ્તીર્ણ છે અને તેના વિચાર એટલા દુર્બળ છે કે, તેને આવા પ્રકારનું વખણ લાયકનું કામ કરવા ઇચ્છનારાની નિરાશા થયા શિવાય રહેનાર નથી આ અડચણમાથી બહાર પડવાનો માર્ગજ નથી એમ દેખાય છે

જો કદી એકાદો માર્ગ હોયજ તો તેનો ઉપયોગ મનુષ્ય જાતિએ પુષ્કળ વિપત્તિ ભોગવવાને અને આ બધી જોવાને તૈયાર થયા શિવાય અમલમાં આવનાર નહિ અવિદ્યાને લીધે ઉત્પન્ન થયેલી સંસ્થાએ દુર્બળ અને વસ્તુના સામાજિક સ્થિતિમા જેમનો નિભાર લાગનાર નથી એવા સ્વભાવના મનુષ્યો અસ્તિત્વમા આણ્યા છે, અને તે પોતે વિપત્તિ ભોગવીને બીજાની પણ વિપત્તિને કારણ થાય છે આ દુર્બળ મનુષ્યોનો પ્રચંડ સમુદાય દિવસે દિવસે કમી થવા માટે યત્ન કરવો હોય તો,

તે મનુષ્યને ઘણું દુઃખ આપ્યા શિવાય અને તે જોવાને તૈયાર થયા શિવાય બીજો માર્ગ નથી. જે અપરાધ થયો છે તે માટે શિક્ષા ભોગવવી જોઇએ. દુર્બળ મનુષ્યે વિપત્તિ ભોગવવી એજ દુર્બળપણું નષ્ટ કરી નાંખવાનો ઉપાય છે. સરકારે અથવા ખાનગી મંડળીએ કૃત્રિમ ઉપાયોથી આ વિપત્તિ નષ્ટ કરવાના પ્રયત્ન કરવા એટલે પોતાનું દુઃખ ભૂલવા સારૂ મનુષ્યે અફીણ ખાવા સરખું છે. અફીણનો અમલ હોય ત્યાં સુધી જોકે, ઘણુંવાર દુઃખનો વિસારો પડ્યો તોપણ તે કેફ ઉતર્યા બરોબર ફરીને જેમ દુઃખ બમણું થઇ જાય છે તેજ પ્રમાણે આ વિપત્તિ કમી થઇ એવો કેટલીકવાર ભાસ થયો તોપણ તેનું સ્વરૂપ વધારે વધારે ઉગ્ર થતું જાય છે. એ માટે કૃત્રિમ ઉપાયોથી દાબ્યા હોય તે વિપત્તિ ન વધારતા તેનું સ્વાભાવિક પરિણામ થવા દેવું, અને તે કઠોર મને જોવું, આજ વિચારનો અને સરળ માર્ગ દેખાય છે. અફીણનું વ્યસન લાગેલા મનુષ્યને તે છોડીને ફરી પૂર્વ સ્થિતિપર આવવું જેટલું કઠણ પડે છે તેટલુંજ અવિચારના પરોપકારનું વ્યસન લાગેલા સમાજને તેમાંથી બહાર પડવું કઠણ થઇ પડે છે સરકારના અથવા ખાનગી મંડળીના અપ્રત્યક્ષ પરોપકારની સ્થિતિમાંથી વ્યક્તિના પ્રત્યક્ષ પરોપકારની અને સ્વાવલંબનની સ્થિતિ તરફ આવવાનો માર્ગ તે બતાવે છે ખરો, તથાપિ વ્યસનની સ્થિતિમાંથી સ્વાભાવિક સ્થિતિ તરફ જવાનો તેજ માર્ગ છે.

---

## પ્રકરણ ૧૪ મુ.

### સામાજિક પરોપકાર.

પ્રત્યેક મનુષ્યે બીજા મનુષ્યો સાથે વ્યવહાર રાખવોજ જોઇએ એવો તેના ઉપર બીજાનો કંઇ હક છે શું? કોઇના પણ હકની

અ ડે ન આવતાં તેને છેક એકાંતવાસમાં અથવા ફક્ત કુટુંબમાંના મનુષ્યના માત્ર સહવાસમાં રહેતા આવડે શું ? અથવા બીજા મનુષ્યો મધ્યે સ્નેહનો અથવા ઓળખાણપીછાણનો સબંધ વધારીને પરસ્પરમાં આદર આતિથ્ય અને મેમાનગત ગાનું રાખવાની જવાબદારી તેના ઉપર છે શું ? પ્રશ્નાત્મક પરોપકારની દૃષ્ટિએ આ સબંધના કંઈક ઠરાવેના કર્તાનો છે શું ? અને હોયનો તે યોગ્ય રીતે બજાવવાનો માર્ગ કોં ?

આ પ્રશ્નોના નિશ્ચયાત્મક ઉત્તરો દેવા શક્ય નથી એટલું માત્ર ખાત્રીએ કહેવાશે કે પ્રત્યેક મનુષ્યે થોડો ઘણો પણ સામાજિક વ્યવહાર રાખવા અવશ્ય છે, કારણ તેને અભાવે એકંદર મમાજના સુખમાં કમીપણું થશે એકાંતવાસમાં રહેનાર અથવા કુટુંબમાંના મનુષ્યો શિવાય બીજા વિશે છેક ઉદાસીન રહેનારા લોકોનો જો એક સમાજ હોય તો તે સમાજના અને તેમાની વ્યક્તિના અંતર, હાનના વિશેષ સામાજિક વ્યવહાર રાખનારા લોકોને છેક નીરસ લાગશે અનેક મનુષ્યના પરસ્પર સાથે સંઘટન થવાથી એક બીજાના વિચાર સમજવાને સાધન થાય છે, અને નાના પ્રકારની મનોવૃત્તિને અવકાશ મળે છે, અને તેને લીધે સર્વના સુખમાં વધારો થાય છે આવા પ્રકારનું સંઘટન થવાને અનેક મનુષ્યોએ એકત્ર થવાનો યોગ વારવાર આવવો અવશ્ય છે તે માટે મનુષ્યના સુખની વૃદ્ધિ કરવાના મનુષ્યના મેળા ભેગા થવાને ઉત્તેજન આપવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે

બીજા અનેક કર્તવ્યો કરતા એ કર્તવ્ય ઓછું મહત્વનું છે એ ઉઘાડું છે વળી તેથી એ કર્તવ્ય બજાવવાને લીધે બીજા કર્તવ્યમાં જો વિઘ્ન આવવાનો સભંવ ન હોય તોજ આ કર્તવ્ય તરફ લક્ષ આપવું જે મનુષ્યની પાસે કુટુંબમાંના મનુષ્યના સંરક્ષણ માટે, ન્યા

યનાં કર્ત્તવ્યો કરવા માટે, અને સંકટમાં પડેલા યોગ્ય મનુષ્યને મદદ કરવાનાં પરોપકારનાં કર્ત્તવ્યો કરવા માટે, પૂરતા પૈસા ન હોય, તેણે મ-ળવીના આદર સત્કારમાં અને પ્રાહુણાચારમાં પુષ્કળ પૈસા ખરચવા એ નીતિની નજરે કદી યોગ્ય થનાર નથી; આવા મનુષ્યે પૈસા ખ-રચ્યા સિવાય જે પ્રકારનો વ્યવહાર રાખી શકાશે તે પ્રકારનોજ ગ-ખનો એવો નિશ્ચયાત્મક પરોપકારના તત્વોનો ઉદ્દેશ છે. પુષ્કળવાર આવા સામાજિક સબંધથીજ વિશેષ ઉપયોગ થાય છે.

પરોપકારની દૃષ્ટિએ મનુષ્યોએ એક બીજા સાથે સામાજિક વ્ય-વહાર રાખવાની જે આવશ્યકતા ઉત્પન્ન થાય છે, તે તેવા સબંધથી દુઃખ કરતાં સુખ વધારે ઉત્પન્ન થતું હોય તોજ થાય છે. કળવાળી પુતળીઓ પ્રમાણે મનુષ્યોએ એકઠાં થવુ, અને એક બીજાના મો સામુ એક બીજાએ ટગર ટગર જોઇને સ્વસ્થ રહીને સંભાષણાદિ સુખોત્પા-દક વ્યવહાર કર્યા સિવાય પાછા જવું, આવા પ્રકારના મળાપ ઘડો કહાડવામાં કાંઈ અર્થ નથી. મીલમાના યંત્રો પ્રમાણે મનુષ્યે ફરતાં ર હેવું એવો પરોપકારના તત્વોનો ઉદ્દેશ નથી મનુષ્યોને એકત્ર કરવા એ કેટલાક ખરચનું અને ત્રાસનું કામ હોય છે. આ ખરચના અને ત્રાસના પ્રમાણથી એકઠા થયેલાં મનુષ્યના સહવાસથી એક બીજાને સુખ થવું જોઇએ

આં કેકાણે એમ પણ કહેવુ જોઇએ કે, જે પ્રકારના સહવા-સથી ચિત્તવૃત્તિ આનંદિત થતી નથી તે પ્રકારનો સહવાસ બનાવી આપનારા લોકોમાં જે અનેક પ્રકાર ચાલેલા છે તે બધ કરવા વા સ્તે પ્રત્યેક મનુષ્યે વિચાર રાખવો એ પરોપકારની નજરે તેમનુ કર્ત્તવ્ય છે. હાલ મીજબાની આપવા લેવાના અનેક પ્રકાર જૂદા જૂદા લોકોમાં જણાઇ આવે છે. તેમનાથી જોઇએ તેટલી સુખોત્પત્તિ ન થતાં આતિથ્યકારને વિનાકારણ ખરચ અને ત્રાસ સોસવો પડે છે.

ઓ મીજમાનીને માટે આવનાર તેમના મિત્રોની અને ઓળખા
ણના મનુષ્યોની નિરાશા થાય છે એમ થવાનું કારણ પોતાનો વૈ
ભવ લોકોને જણાવવાની હોંશ, અને સમાજમાના રૂઢ પ્રચારના પીરસો
ચાલવાની ઇચ્છા, એ હોય છે આ મીજમાની આપવાથી જ્યારે
મનુષ્યને બુદ્ધિ થાય છે ત્યારે મિત્રમંડળીના મદવાસ પોતાની
ઓ બીજાને સુખ થાય એ તેનો ઉદ્દેશ ન છતાં પોતાના ઉપરનો
બોજો એકવાર ઉતારી મૂકવો એવો ઉદ્દેશ હોય છે વારંવાર મીજ
માની આપવી એ ખરચનું કામ હોવાને લીધે, ઓ કંઈ વિશેષ ઠાઠ
માઠ કર્યા સિવાય મિત્રોને બોલાવવા એ પોતાની યોગ્યતાની કમીપણું
આણવાનું લાગવાથી લીધે એકવાર ઓળખીતા મં લોકોને બોલાવીને
મનુષ્ય તેમની ઠીક સમજુત કરે છે થોડી અને પરિચિત મંડળી
જો એકઠી થઈ હોય તો તે સર્વને પોતાના વિચાર ખુલ્લા મને પ્રદ
ર્શિત કરવાનો કંઈ સંકોચ લાગતો નથી, ઓ ધરના પ્રમાણે ત્યા
જેને તેને પોતાની મરજી પ્રમાણે ચાલી શકાય છે આવા નાના નાના
મેળાથી જે સુખોત્પત્તિ અને જ્ઞાનપ્રાપ્તિ થાય તે મોટા મોટા સમાજ
ભેગા કરવાથી થનાર નથી ઘણા મનુષ્યો એકઠા થયા એટલે સર્વે
એકમેકને જેના તેના દરજ્જા પ્રમાણે માન આપવું અને એમાદા
દરમાગના અથવા સમરંભના પ્રસંગ પ્રમાણે યોગ્ય મનુષ્યોએ ના
ટક પ્રમાણે નિયમિત ભાગ્યો કોને જમવા ખવાની અથવા ફરાળની
જે વ્યવસ્થા હોય તે સુખપ્રાપ્તી આટોપીને પોતાને ઘેર જવું, એવી
જ ઘણીખરી સ્થિતિ થાય છે આવા મેળાપથી ઈષ્ટ હેતુ સિદ્ધિએ
પહોંચતા નથી તેથી ઘણા વર્ષ પહેલાં ઇંગ્લાંડમાંના કેટલાક લોકોએ
નાના મેળાની શરૂઆત કરી આવા મેળા વખતે કાંઈ ઠાઠમાઠ ન
થતા ઘરની હમેશની જે વ્યવસ્થા હોય તેજ રહે અને નીવડેલી
મિત્ર મંડળી પોતે પોતાને ઘેર છે એમ લાગીને સભાપણાદિકનો

લાભ પરસ્પરને મળે એવો મૂળનો ઉદ્દેશ હતો. પરંતુ કોઇ પણ નવીન પ્રકાર શરૂ થયો એટલે તે રૂઢિયંત્રના સપાટામાં આવી જાય છે, અને મૂળનો ઉદ્દેશ બાજુએ રહીને તેને તેનાથી ઉલટુંજ. કંઇપણ સ્વરૂપ આવે છે. ઇંગ્લાંડમાંના ઉપરના પ્રકારની આગળ તેજ સ્થિતિ થઇ, અને બે ત્રણ મિત્રની અવેજી એક કોટડીમાં માય એટલા લોકો ભેગા થવા લાગ્યા, અને તેથી વેળાનો અને પૈસાનો ફોકટ વ્યય થવા લાગ્યો.

સારાંશ ઘણો ઢોંગ ન કરતાં અને દેખાડપણા તરફ લક્ષ ન આપતાં મૂળ હેતુ ઉપર પૂર્ણ લક્ષ આપીને જે પ્રકારના મેળા, સમાજ અને મંડળીઓ ચલાવવાં શક્ય હોય તેમને મદદ આપીને, સુખોત્પાદન માટે યત્ન કરતાં છતાં જેમનાથી સુખ કરતાં દુઃખનીજ પ્રાપ્તિ વધારે થતી હોય તે પ્રકારને હમેશાં હરકત કરવી, એ પરોપકારની નજરે પ્રત્યેકનું કર્તવ્ય છે.

ઉપર જે વાતોનો વિચાર કર્યો છે તેમનો પરોપકારમાં અંતર્ભાવ કરવો કે નહિ એ વિષે ઘણો સંશય લાગશે, પરંતુ તે સરખીજ બીજી કંઇ વાતો છે તેમને વિષે તેવો સંશય આવનાર નથી આટલીવાર સુધી જે સંબંધનો વિચાર કર્યો તે ઘણુંકરીને બરોબરીના મનુષ્યમાં બની આવે છે, અને એક બીજાના ઉપકારનો ફડચો તેમનાજ તરફથી થતો હોવાને લીધે કોઇ કોઇનો દેવાદાર થતો નથી; પરંતુ હવે જે સંબંધી વિચાર કરવાનો છે તે ઉપરની પ્રતિના અને નીચેની પ્રતિના લોકોમાં થાય છે, અને તેમાં એક બાજુએ દયા અને બીજી બાજુએ કૃતજ્ઞતા એવા મનોધર્મ ઉત્પન્ન થાય છે.

જમીદારે પોતાના ખેડુતોને કોઇ કોઇ વાર જયાફત આપવાના પ્રકાર પ્રાચીનકાળથી સર્વ ઠેકાણે છે. ઘણા શ્રીમંત લોકો પણ ગરીબોને કોઇ કોઇ વાર મિષ્ટાન્નભોજન આપે છે. ઇંગ્લાંડમાંના પુષ્કળ મોટા લોકો પોત પોતાના ગામડાંમાંના સર્વ ગરીબ લોકોને એવાં જમણ

આપે છે આ પ્રકારના પરોપકારને હાલમાં ઘણે ઠેકાણે નવીન સ્વ-રૂપ આવેલુ છે નજીકના ગરીબ લોકોને કોઇ કોઇ વાર એકાદ ર-મણીય સ્થળે લેઇ જવા, અને ત્યાં તેમને ભોજન ફળફળાદિ વગેરે આપીને સર્વને કેટલોક વખત આનંદમાં કઢાવ્યા પછી તેમને પાછા પોત પોતાને ઠેકાણે પહોંચાડવા, આવો ક્રમ કેટલાક ઠેકાણાના પરોપકારી ગૃહસ્થોએ શરૂ કર્યો છે. તેજ પ્રમાણે હમેશાં શહેરમા રહીને કરા-ળેલા મજુરોને છૂટીને દિવસે વનભોજન આપવું, ગરીબનાં છોકરા-ને મીજબાની આપવી, નિશાળના છોકરાને ગમતને માટે કોઇ ખેલ કરાવવા અથવા તેમને મેવા મીઠાઇ વહેંચવાં, ઇત્યાદિ પ્રકાર પણ હા-લના વખતમા શરૂ થયેલા છે ગરીબોને અતિશય થોડી કિંમતે પુ-સ્તકો વહેંચવાં, વાચનશાળામા ગરીબોને મફત વાંચવાની સોઇ કરવી, તેમની ગમતને વાસ્તે હોશથી ગાનાર અને વાદ્ય વગાડનારા લોકો-તરફથી કદી કદી તમાસા કરાવવા, ઇત્યાદિ પરોપકારના પ્રકાર પણ નવીન છે એકંદર રીતે એ સર્વ પ્રકાર પ્રસંશા કરવા લાયક છે તેમ નાથી તાત્કાલિક સુખ તો થાય છેજ, પરંતુ વિશેષ ધ્યાનમા રાખવા જેવા ફાયદા કહીએ તો શ્રીમંત અને ગરીબ આ બે વર્ગમાંના લો-કોમાં જે પ્રેમભાવ ઉત્પન્ન થાય છે તે છે ધનપદાર્થના અસ્તિત્વને જે પ્રમાણે તેના પરમાણુનું પરસ્પર ઉપર આકર્ષણ હોય છે, અને તે ન હોય તો પરમાણુ છૂટા થઇને પડે છે, તે પ્રમાણે સમાજના અસ્તિત્વને તેમાંના મનુષ્યનું પરસ્પર ઉપર આકર્ષણ હોવું જોઇએ એ આકર્ષણ ઉત્પન્ન થવાને હાલ કહેલા પરોપકારના કૃત્યોથી ઘ-ણી મદદ થાય છે. ઉપકાર કરનારના મનમાંની દયા અને જેના ઉ-પર ઉપકાર કરવામા આવતો હોય તેમના મનની કૃતજ્ઞતા એ બન્ને મનોધર્મ બને વર્ગમાના લોકોમા જે બંધન ઉત્પન્ન કરે છે તેનું પ-રિણામ ઘણું સારૂં થાય છે પછાડીના પ્રકરણમા કહેલું પરોપકારનું

નઠારૂં પરિણામ આ પરોપકારથી થતું નથી. કારણ, એનો ઉદ્દેશ જે મનુષ્યનું અસ્તિત્વ શક્ય નથી તેમનું અસ્તિત્વ શક્ય કરવાનું ન છતાં જેમનું અસ્તિત્વ શક્ય હોઇને તેમના સુખમાં કદી કદી થોડો ઉમેરો કરવો એટલુંજ છે. એ પરોપકારના પ્રકાર પણ રૂઢ થવા દેવા સારા નથી. કારણ એક વર્ગમાંના લોકોને તે આપણા ઉપર બોજો છે એમ લાગશે, અને બીજા વર્ગમાંના લોકોને તે આપણો હક છે એમ લાગશે, અને તેને લીધે દયા અને કૃતજ્ઞતા એમના યોગથી ઉત્પન્ન થનારૂં બંધન શિથિલ થશે. આ સંબંધે વળી એક બીજી વાત બનવી ઇષ્ટ નથી. કેટલાક ધર્મના નિરનિરાળા પંથોના લોકો પોતાના ધર્મમતના પ્રસાર માટે ગરીબો ઉપર એવા પ્રકારના ઉપકાર કરવાને પ્રવૃત્ત થાય છે. આ સંબંધી પછાડીના પ્રકરણમાં ઘણો વિસ્તાર કર્યો છે તેથી અહીં કરવાનું કારણ નથી. એક બે વાત સંબંધી સાવધગીરી રાખવાની જરૂર છે, તોપણ સરખા લોકોમાં વ્યવહાર થવાના પ્રસંગવિષે જેટલી કાળજી રાખવી અવશ્યની છે તેટલી અહીં રાખવાનું કારણ નથી. ઉપરના વિવેચન ઉપરથી એટલું કહેવાને હરકત નથી કે, શ્રીમંત અને ગરીબ એ બે વર્ગમાંના લોકોમાં સંઘટન થવાના જેટલા પ્રસંગ આવે તેટલા આણવાને ઉત્તેજન આપવું એ પ્રવૃત્ત્યાત્મક પરોપકારની દૃષ્ટિએ પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે.

ગરીબોને વિદ્યાદાન આપીને તેની દ્વારે નવીન ગમતના માર્ગ તેમને માટે ખુલ્લા કરી આપવાનો પ્રબલ ઉપરના પ્રયત્નોના જેટલોજ અથવા તેના કરતાં પણ પ્રશંસનીય છે. આપણા દેશમાં પ્રાચીનકાળે શિક્ષણ અને અધ્યાપન એમાંજ આયુષ્ય ગાળનાર અનેક લોકો થઇ ગયા, અને તે કેવળ પરોપકારબુદ્ધિએ એક વિશેષ વર્ગમાંના વિદ્યાર્થીઓને શીખવીને પૂર્વની વિદ્યા કાયમ રાખીને તેનો વિસ્તાર થવાને

મદદ કરતા હતા તે વેળાના યત્નનુ વિશેષ વર્ણન  નિરનિરાળા વિ
ષયમા પારગત (સાક્ષર) એવા પંડિત તૈયાર કરવા તરફ હતુ પરતુ
સર્વે પ્રકારના લોકોમા વિદ્યાનો પ્રસાર કરવો એ માટે આપણા દેશમા
કદી યત્ન થયો હોય એમ લાગતું નથી  ગયા ત્રણસે ચારસે વર્ષમા
આ તરફ જે સતમડળી ઉત્પન્ન થઇ  તેમનો પ્રયત્ન સર્વ  પ્રકારના
લોકોમા જ્ઞાનનો પ્રસાર કરવા વાસ્તે  થયો  પરતુ તે મડળીનુ  સર્વ
લક્ષ પારમાર્થિક જ્ઞાન અને ભક્તિ એ તરફ હોવાને લીધે  ગરીબોને
વ્યાવહારિક જ્ઞાનનો ફાયદો થયો નહિ  યૂરોપમા આ સબધી પુષ્કળ
યત્ન થયો અને તેને  યશ પણ સારો આવ્યો  યૂરોપિયન લોકોમાં
લખતા વાચતા ન આવડનારા લોકોની સખ્યા જે છેક થોડી જણાઇ
આવે છે તેનુ  એક કારણ ખ્રિસ્તી મિશનરી લોકોના વિદ્યા પ્રસારા
ર્થે પ્રયત્ન છે ઈગ્લાડમા પુષ્કળ વર્ષ પહેલા હમેશાના ઉદ્યોગને  લીધે
જેમને શીખવાની સવડ મળી ન હતી તે લોકોમા જ્ઞાનનો પ્રસાર કરવા
માટે  રવિવારની છૂટીને દિવસે ફક્ત શીખવવાની શાળાઓ શરૂ કર-
વાનો પ્રયત્ન થયો  પુષ્કળ મજુર અને કારીગર લોકો આ શાળાનો
ઉપયોગ કરીને લખતા અને વાચતા શીખ્યા  પૂર્વેના  ઇતિહાસમાના
યાદ રાખવા જેવા  અનેક નામો પ્રમાણે આવા પ્રકારના યત્ન  કરનારા
અનેક લોકોના નામો વધારે સ્મરણમા  રહેવા જોઇએ  તેજ પ્રમાણે મી
શનરી લોકોથી જુદા જે સેકડો લોકોએ ગરીબોને વિદ્યા આપવા
ના કામમા પોતાના આયુષ્ય ગાળ્યા છે તેમના પ્રયત્ન પણ કૃતજ્ઞતા
એ સ્મરણ રાખવા સરખા છે  આપણા દેશમા જે પ્રમાણે એક વ
ર્ગમાંના લોકોમા  માત્ર જ્ઞાનનો પ્રસાર  કરવાનો રીવાજ હતો  તેજ
પ્રમાણે યૂરોપમા પણ હતુ  નીચલા વર્ગમાના લોકોમા જ્ઞાનનો પ્રસાર
કરવો એ તિરસ્કારવાળુ કામ સમજવામા આવતું હતું, અને તે ક
રનારાની નિંદા થતી હતી  ગરીબ લોકોમા વિદ્યાનો  પ્રસાર કરવાનો

જેમણે પ્રથમ યત્ન કર્યો તેમનો જુના મતના લોકો તરફથી વધારે છળ થતો હતો. આ છળ સહન કરીને જેમણે પરોપકાર માટે આરંભ કર્યો તેમના નીતિવિચાર અનુકરણ કરવા લાયક છે. આ લોકો પૈકી કેટલાકના મનમાં ધર્મપ્રસારની ઇચ્છા હતી એ ખરૂં, તથાપિ તે ઇચ્છાને લીધે નીચલા વર્ગમાંના લોકોમાં વ્યાવહારિક જ્ઞાનનો પ્રસાર થયો એ પણ ખોટું નથી. એકંદર રીતે વિદ્યાપ્રસારનાં કામમાં યુરોપખંડમાં થયેલો યત્ન સ્તુતિપાત્ર છે.

વ્યાવહારિક જ્ઞાનની દ્વારાએ ધર્મ પ્રસાર કરવા માટે ઈગ્લાંડમાં જે પ્રયત્ન થયો તેનો ફાયદો આપણા દેશમાંના લોકોને પણ મળેલો છે. ધર્મના પ્રસાર માટે જે પાદરી લોકો અહીં આવ્યા તેમણે ત્યાંના લોકોના પૈસાની મદદે અહીં વિદ્યાપ્રસારનું કામ શરૂ કર્યું આ વિદ્યાપ્રસારની સાથેજ ધર્મપ્રસારનાં પણ થોડાંક કામ તે લોકોએ કર્યાં, અને તે દ્રષ્ટિએ આપણા લોકોનુ નુકમાનજ થયું એમ ધારીએ તથાપિ વિદ્યાપ્રસારને લીધે આજ સુધી થયેલા અને આગાડી થનારા ફાયદા નુકસાન કરતાં સેંકડો ગણા છે, એ માટે તે લોકોનો આભાર માનવો જોઇએ.

વળી એક રીતે લોકોમાં જ્ઞાનનો પ્રસાર કરવાનુ કામ હાલમાં થવા લાગેલું છે. શહેરમાંના અને ગામડા શેહેરમાંના પણ અશિક્ષિત લોકોને અનેક વિષયોની થોડી ઘણી પણ માહિતી થવા માટે તેમને વ્યાખ્યાનો આપવાનો ઉદ્યોગ પુષ્કળ પરોપકારી ગૃહસ્થો કરે છે. કદી કદી કારખાનાંવાળા લોકો પોતાના મજુરોને કરાર પ્રમાણે મજુરી વગેરે આપીને તે શિવાય તેમને આવા પ્રકારનાં વ્યાખ્યાનોનો ફાયદો આપે છે. એક કારખાનાવાળો **સ્પેન્સર** સાહેબનો મિત્ર હતો. તેના કારખાનામાં હજાર કરતાં વધારે લોકો કામ કરતા હતા તે કારખાનાવાળો આ મજુર લોકોને ગમત માટે અનેક ઠેકાણે લેઈ જતો. કોઇ કોઇવાર ચાહ સારૂ અથવા ફરાળ સારૂ બોલાવતો, અને કોઇ કોઇ-

વાર પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાંની કોઇ સહેલી વાતોની મનોરંજક પ્રયો-
ગોની સહાયતાથી તેમના મન ઉપર અસર થવા માટે સુબોધક વ્યાખ્યા
નો આપવાની વ્યવસ્થા કરવો એકાદા કારખાનાવાળા તરફથી
પોતાના કારખાનામાંના મજુરોને આવા પ્રકારે જ્ઞાન પ્રાપ્તિ કરી આ
પવા સારૂ પ્રયત્ન થાય, અથવા બીજા એકાદા મનુષ્ય તરફથી જે
લોકો સાંભળવાને ભેગા થાય તે લોકોને ફાયદો કરી આપવા માટે પ્રયત્ન
થાય તો એવા પ્રયત્ન પરોપકારની દૃષ્ટિએ ઘણાજ સ્તુત્ય છે જે મનુષ્યના
મનમાં જે વિષય સારો રમી રહ્યો હોય તે વિષયની લોકોને થોડાઘણા
માહિતી આપવાનો પ્રયત્ન તે મનુષ્યના હાથે થવાથી, લોકશિક્ષણના
કામને ઘણી મદદ થશે પ્રત્યેક વિષય વાંચીને પ્રત્યક્ષ માહિતી
મેળવનારને ઘણો પ્રયાસ પડે છે, અને તેવું કરવાને ઘણા
લોકોને સવડ હોતી નથી આવા લોકોને માહિતગાર લોકોના મોંમાથી
અનેક વિષયોની થોડામાં માહિતી મળે તો તેમના વિચાર પ્રગલ્ભ
થાય, અને લોકોમાં જ્ઞાનવૃદ્ધિ થઇને મનુષ્ય જાતના પગલા આગાડી
પડે વ્યવહારમાંની વાતો સબંધી શાસ્ત્રીય જ્ઞાનનો લોકોમાં પ્રસાર
થવો ઘણો આવશ્યનો છે મનુષ્યના હમેશના વર્તનનો જે વિષય સાથે
સબંધ હોય છે તે વિષયનો સામાન્ય લોકોમાં વાદવિવાદ થવાને સા-
ધનો હોતા નથી એ પરોપકારના કામ કરનારા લોકોની જ્યાં ત્યાં ઘણી
ખોટ છે કોઇપણ સમાજમાંના સુશિક્ષિત અને સમજવાળા લોકો
પોતાના રાજકીય, સામાજિક અને નૈતિક વિચાર અશિક્ષિત લોકોને
સમજાવવા વિષે યત્ન કરશે તો તે સમાજની સ્થિતિ ઘણી જ-
લદીથી સુધરશે, અને આજ સુધી એવા યત્ન થયા હોત તો આજ
પુષ્કળ સમાજની સ્થિતિ હાલની સ્થિતિ કરતા ઘણી સારી હોત.

કેટલાક નવીન પ્રચાર શરૂ થયો એટલે કઇંક કાળે તેને રૂ-
ઢિનું સ્વરૂપ આવે છે, અને રૂઢિને હઠનું સ્વરૂપ આવે છે આ સા-

માન્ય નિયમ પ્રમાણે, લોકોમાં સુખની અને જ્ઞાનની વૃદ્ધિ કરવા સાર કાઢેલા પરોપકારની રીતિની પણ તેજ સ્થિતિ થવાનો સંભવ છે. તે સ્થિતિમાં બંનેના મન ઉપર સંસ્કાર કરવાનો પરોપકારનો હમેશનો પરિણામ તે થતો નથી. તેવી સ્થિતિ ન થવા માટે શું કરવું એ કહેવું કઠણ છે.

આટલીવાર સુધી સામાજિક પરોપકારમાં જે વાતનો સમાવેશ કર્યો તે વિષે કોઈ હરકત લેનાર નથી, અને તે સંબધી જે કર્તવ્યો હલાં તે પ્રત્યક્ષ હાથથી બન્યાં નહિ તોપણ તેમની તાત્વિક દૃષ્ટિએ આવશ્યકતા ઘણાખરા લોક કબુલ કરશે. પરંતુ હાલ સામાજિક પરોપકારના જે ભાગનો વિચાર કરવાનો છે તેનો આ ઠેકાણે ઉલ્લેખ કરવો યોગ્ય નથી એમ ઘણા જણને લાગશે, અને તે સંબંધી જે કર્તવ્યો કહેવાનાં છે તે વાસ્તવિક કર્તવ્યો નથી, અથવા તે વાસ્તવિક કર્તવ્યોથી છેક ઉલટાં છે એવી પણ ઘણાની સમજણ હોવાનો સંભવ છે. સમાજને અપાયકારક એવા જે સામાજિક આચારવિચાર લોકોમાં રૂઢ થયા હોય તે બદલવા માટે પ્રયત્ન કરવો એ સામાજિક પરોપકારનો પ્રકાર ઉપર કહ્યા પ્રમાણે છે.

સમાજમાંના રૂઢ આચારોને અનુસરીને ચાલવાની આવશ્યકતા નીતિતત્વોની દૃષ્ટિએ ઉત્પન્ન થાય છે એમ કહેવા માટે લોકોનો ઘણો આગ્રહ હોતો નથી. તથાપિ ઘણા લોકોને તેમ ચાલવું એ મનુષ્યનું કર્તવ્ય છે એમ લાગે છે. એ લોકો કોઇ પણ બાબતમાં એકાદાનું વર્તન લોક રીવાજને છોડીને થયું એટલે તેની નિંદા કરે છે. મનુષ્યના વર્તનનો જે અનેક વાતો સાથે સંબંધ હોય છે તે ઘણાખરા સંબંધે લોક રીવાજ ઠરેલો હોય છે. લોક રીવાજે ઘાલી દીધેલા સામાજિક વર્તનના નિયમોને ઘણે પ્રસંગે યોગ્ય કારણો આપવામાં આવતાં નથી એમ ઘણા લોકો કબુલ કરે છે. કેટલાકોથી અતિશય

ત્રાસ હોઈને ફાયદો કઈજ હોતો નથી એમ પણ તેમને લાગે છે અને કેટલાએક તો છેક અવિચારરૂપ હોવાને લીધે તિરસ્કાર કરવા જેવા છે એમ કહ્યા શિવાય તેમનાથી રહેવાતું નથી તથાપિ અસત ક્ષુલ્લક વાતમા પણ પ્રત્યેક મનુષ્યે આ નિયમને અનુસરીને ચાલવુ જોઇએ એમ તેમનો મત હોય છે આ નિયમનુ ઉલ્લઘન કરનારા મનુષ્ય સમાજના રોષને પાત્ર થવા જોઇએ એમ તેમને લાગે છે પરતુ તે નિયમ પ્રમાણે ચાલે સમાજ ઉપર નઠારૂ પરિણામ થાય છે કે નહિ, અને થતું હોય તો તે દૂર કરવા સારૂ યત્ન કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે કે નહિ આ પ્રશ્નો ઉપર વિચાર કરવાનુ તેમના મગજમા ઉતરતું નથી

જે મનુષ્ય સ્વતત્ર વિચાર કરનારો છે અને સ્વતત્રતાના વિચારની કસોટીમા ઉતર્યા શિવાય જે કોઇપણ મતનુ ગ્રહણ કરતો નથી તેને એવુ સ્પષ્ટ દેખાઇ આવશે કે, સમાજમાના બીજા મનુષ્યોના સબધે તેના કર્ત્તવ્યો છે તેમાજ પોતાના સામાજિક આચાર વિચાર અને રીતભાતો પણ વિચારની કસોટીમા લાવવાનો પ્રયત્ન કરીને, તેના યોગે સમાજમાના મનુષ્યના સુખની વૃદ્ધિ કરવા સારૂ પ્રસગ શોધવો આ કર્ત્તવ્યનો પણ સમાવેશ થાય છે પરોપકારની યથાર્થ કલ્પના કરવાની કહીએ તો પૈસાની અથવા બીજી મદદ આપીને બીજાને ઉપયોગી પડવુ તેના દુખે દુખી થવુ અને તેને ધીરજ આપીને ગાયાના શબ્દોથી તેનુ સાત્વન કરવુ ઇત્યાદિ તાત્કાલિક સુખ આપવાની વાતનેજ વિચાર કરવો એ બસ નથી પણ મનુષ્યના મનને આરભે દુખ આપનારી પણ પરિણામે તેનુ હિત કરનારી એવી અનેક વાતો હોય છે તેનો પણ વિચાર કરવો જરૂરનો છે આ બીજા પ્રકારના પરોપકારની વાત કરનારા મનુષ્યોને ઉપકાર પામનારાઓની હોંશીલા મુખ જોવાના આનદદાયક પ્રસગ ન આવતા, તેમની સતામણી

જોવાના દુઃખકારક પ્રસંગ માત્ર આવે છે. આ સામાજિક પરોપકારનો યત્ન કોઇ નિયમિત વ્યક્તિ માટે ન હોતાં સર્વ સમાજ માટે હોય છે. આને લીધે આવા પ્રકારના સામાજિક ઉપકાર કરનારા લોકો ઉપર સર્વ સમાજની ઇતરાજી થાય છે. અનેક કારણોથી ઉત્પન્ન થનારા, અને સર્વ સમાજ ઉપર કરડો આગલ બેસાડનારા, સામાજિક રીતિ રીવાજ પૈકી કેટલાક અનવશ્યક હોય છે, અને કેટલાક તો અપાયકારક હોય છે. એ રીતિરીવાજ પાળવામાં શ્રમનો અને પૈસાનો જે દુરુપયોગ થાય છે, અને તે પૈકી કેટલાંકનો મનુષ્યો ઉપર જે નઠારો પરિણામ બને છે, તેને લીધે મનુષ્યનું છંતતર કેટલું દુઃખમય થાય છે એની કલ્પના સામાન્ય લોકમાં થવી અશક્ય છે ઘાતક પરિણામને લીધે જે રીતિરિવાજ છોડી દેવા અવશ્ય છે તે પૈકી કેટલાકનો વિચાર કરીએ.

પ્રથમ પોષાકની તરેહ લેઇએ. આ સંબંધી જે નવા નવા પ્રકાર હમેશાં નીકળે છે, અને જેને "ફ્યાશન" એમ કહેવાનો ચાલ પડેલો છે, તેના મૂર્ખપણા વિષે અહીં ઘણું લખવાનું કારણ નથી. યુરોપિયન લોકોમાં એ ફ્યાશનની ઘેલછા અતિશય છે, અને તેમની સ્ત્રીઓમાં તો ઘણીજ છે. તે લોકોના અનુકરણે આપણા લોકોમ પણ એ ગાંડછા હળવે હળવે શરૂ થવા લાગી છે. આ ફ્યાશનની ગાંડછા ઘણા લોકોને દેખાઇ હોય તોપણ તેની વિરુદ્ધ જવાની કોઇની છાતી ચાલતી નથી. પૂર્વના પોષાકની તરેહને જે લોકો હસે છે તે હાલની તરેહમાંના પણ ગાંડછા કબુલ કરે છે. પરંતુ હાલની તરેહના અભ્યાસને લીધે ટેવ પડવાથી તેમની દૃષ્ટિને તેનું ચમત્કારી પણું દેખાતું નથી. યૂરોપિયન લોકોમાં ફ્યાશન એટલી વારંવાર બદલાય છે કે, એક ફ્યાશનના નમુનાનાં કરેલાં કપડાં ફાટી ગયાં નથી એટલામાંજ બીજી ફ્યાશન પ્રચારમાં આવી તેથી તે છોડી નવીન કપડાં કરવાં પડે છે. તે લોકોના પોષાકમાંના ફેરફારની માહિતી કરી

ઉત્પન્ન થાય છે. એ વર્તન લોકોના હિતનું છે એમ ઉઘાડી રીતે કહેવાની હિંમત જો કે પુષ્કળ માણસોને થઇ નથી તોપણ મનમાં તેમને તેવું લાગેલું હોય છે, અને પોતાના મનમાંતો તેઓ તે મનુષ્યની તારીફ કરે છે.

આજ આ તરેહ તો સવારે બીજી તરેહ, આ ફ્યાશનની ગાંઠ્ઠાને પ્રતિબંધ કરવો, આ શિવાય સામાજિક પરોપકારની દૃષ્ટિએ પોષાક સંબંધી વળી પણ કેટલાંક કર્ત્તવ્યો છે. ફ્યાશનની દૃષ્ટિએ જેવો પોષાકનો વિચાર કરવામાં આવે છે તેવીજ રીતે કિંમત, ભભકાદારપણું ઇત્યાદિ બીજા પણ કેટલાક ગુણની દૃષ્ટિએ કરવામાં આવે છે. ઘણા લોકો પોતાના પોષાક તરફ વાજબી કરતાં અધિક લક્ષ આપે છે એ સંબંધી વધારે લખવાની જરૂર નથી. કારણ, લોકો તરફથી પ્રશંસા પામવાના હેતુએ પોષાકનો ઉપરનો ભાગ ભભકાદાર કરવા વાસ્તે પૈસાનો, વેળાનો, અને શ્રમનો જે દુરુપયોગ થાય છે એ માટે લોકોમાં ઘણી ચર્ચા થાયછે. પોતા તરફ લોકોનું લક્ષ જાય અને તેઓએ આપણું વખાણ કરવા માટે જેમ જેમ મનુષ્ય શરીર વધારે શોભાવે તેમ તેમ તેનો ઉલટો માત્ર પરિણામ થાય છે. જેમનું સર્વ લક્ષ ટાપટીપ કરવામાં ગુંથાએલું હોય છે અને તે શિવાય આ જગતમાં બીજું કંઇ મહત્વનું જેમને દેખાતું નથી તેમણે ઉપરનું સત્ય હમેશા ધ્યાનમાં રાખવું જોઇએ. તે કરતાં વધારે ટાપટીપ કરનારા મનુષ્યો વિષે જોનારાના મનમાં એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થાય છે. વાળની, દરદાગીનાની, પોષાકની અને બીજા ઉપચારની રચના ઉપરથી તેને માટે કેટલો પ્રયાસ પડ્યો હશે, અને એટલો પ્રયાસ કરવામાં તે મનુષ્યનો હેતુ શો હોવો જોઇએ એની જોનારાને અનાયાસ કરતાં આવડે છે. વળી લોકોએ પોતાની તારીફ કરવી એ વાત ઉપર તેનો સર્વ આધાર છે એમ દેખાઇ આવ્યું એટલે, જોનારાના

લીને ખરચના નવા પોશાકની તરેહ પ્રચારમાં આણવાથી લોકોને ઘણું નુકસાન થાય છે. આવી નવી તરેહ પ્રચારમાં આણવી ઘણી કઠણ નથી, પણ તે એકવાર પ્રચારમાં આવી એટલે તે પ્રચારમાંથી જતી ઘણી કઠિન હોય છે સાહેબ લોક સાથે વિશેષ સંબંધ રાખનારા કેટલાક લોકોમાં, અને તેમનુ જોઇને તેવોજ પોશાક કરનારા બીજા કેટલાક લોકોમાં, તેમના પોશાકમાંના ઉઘાડાપણાનો અને નિરૂપયોગી ભાગ પેસે છે શહેરમાં રહેનાર ઘણા લોકો પોતાનાં નાંનાં છોકરાંના પોશાક તમામ યુરોપિયન જેવા કરવા લાગે છે. આ નાના છોકરાંના પોશાકની ફેશન ઉપરની પ્રતિના લોકોમાં ઘણી જલદીથી પ્રસરશે એવી બીક લાગે છે. આ નવીન તરેહનો લોકોના મન ઉપર જ્યાં સુધી ઘણો પરિણામ થયો નથી ત્યાં સુધી તેનો પ્રસાર ન થવા માટે યત્ન થવો જોઇએ.

પોશાક કરતાં દાગીના તરફ આપણા લોકોએ વધારે લક્ષ આપવું જોઇએ. મનુષ્ય ગમે તેટલો ગરીબ હોય તોપણ તેને પોતાની સ્થિતિમાંના લોકો પ્રમાણે પોતાની બાયડીના અને છોકરાંનાં અંગ ઉપર દાગીના ઘાલવાજ જોઇએ. દાગીના કરાવ્યાને લીધે પુષ્કળ લોકો ભીખારી થઇ જાય છે. લોકો આપણને હસે નહિ તેથી કરજ કહાડીને દાગીના કરાવવા, અને તે કરજનું વ્યાજ પતાવવાં પતાવતાં આખરે પાસે હોય ન હોય તે ગુમાવવું, એવી ઘણાંની સ્થિતિ થાય છે. એ સિવાય દાગીના ઘાલવા માટે નાક અને કાન વિંધાવવાની તરેહ તો કેવળ જંગલી સ્થિતિમાંનો રહેલો ભાગ છે. આ ચાલને લીધે શરીરને કેટલાક દિવસ વિનાકારણ દુઃખ વેઠવું પડે છે. પોતાના રીવાજ કરતાં ભિન્ન રીવાજ જોયો કે તેમાં મનુષ્યને પુષ્કળ દોષ દેખાય છે, પરંતુ પોતાના રીવાજમાં માત્ર દેખાતો નથી. આપણને જ્યાં લોકોના દોષ દેખાય છે તેવાજ લોકોને આપણા દેખાશે

ખીસ્સામાં એકાદી ગાંઠડી પેટી હોય તેને માટે પોતાનો બધો જન્મારો ગાળે છે. પરંતુ એકજ વાતમાં પોતાનું સર્વ લક્ષ ગુંથાઇ રહેલું હોવાને લીધે બીજી અનેક વાતોનું તેમના તરફથી દુર્લક્ષ થાય છે. આ વિચાર એકના પણ મનમાં આવતો નથી. આ વર્તનને લીધે બીજા મનુષ્યો સંબંધી કર્તવ્યો કરવાને તે મનુષ્ય અસમર્થ થાય છે, એટલુંજ નહિ પણ પોતાના સંબંધનાં પણ કર્તવ્યો તેના તરફથી થતાં નથી. સૌન્દર્યની પછાડી લાગેલા મનુષ્યની વિશેષે કરીને આવી સ્થિતિ થાય છે. પોતાની આસપાસના પદાર્થ સુશોભિત કરવા માટે કેટલો કાળ ખરચવામાં આવ્યો તેની કંઈ મર્યાદા છેકે નહિ, આ વિચાર પુષ્કળ લોકોના મગજમાં ઉતરતોજ નથી. સ્ત્રીઓનો વિચાર તો આ સંબંધી બેહદ છે. તેમની એવી સમજુત થએલી હોય છેકે જ્યાં ત્યાં સુંદર પદાર્થની મનોહર રચના કરવાના કામમાં જેટલું જાસ્તી કૌશલ્ય બતાવવામાં આવે તેટલું પોતાને વધારે ભૂષણાવહ છે. તેમના મનની આવી સ્થિતિ થઇ ગયાને લીધે આયુષ્યમાંના બીજા મહત્વના હેતુ તરફ તેમનુ છેક દુર્લક્ષ્ય થાય છે. યુરોપિયન લોકોની સ્ત્રીઓમાં એ પરિણામ મર્યાદાની બહાર ગયેલું છે એવો આ વિષયની બારીકીથી પરીક્ષા કરનારા વિચારી લોકોનો મત છે. આપણા તરફ પણ શ્રીમંતની સ્ત્રીઓની તેજ સ્થિતિ છે. કેવળ જોવાનાજ ઉપયોગનાં એવાં નાના પ્રકારના ઉનનાં, રેશમનાં, અને જરીયાનના ભરત ભરવાનાં કામ કરવાં, ઘરમાંના સુંદર પદાર્થો બતાવવાની જુદા જુદા પ્રકારની રચના કરવી, ફૂલ, પાન, વગેરે નાના પ્રકારના ચિત્ર વિચિત્ર આકારનાં લાવી મૂકવાં, ઇત્યાદિ કળા કૌશલ્યની વ્યવસ્થામાં સ્ત્રીઓનો ઘણો વખત જઇને, અન્ન પાણીની સારી રીતે વ્યવસ્થા થાય એવી રીતે ચાકર માણસો તરફ લક્ષ આપવું, છોકરાના શિક્ષણની વ્યવસ્થા જોવી, વગેરેની આવશ્યક વાત તરફ તેમનુ દુર્લક્ષ થાય છે.*

* આ ગ્રંથના કર્તા હર્બર્ટ સ્પેન્સર એમના મનમા ઘણા વર્ષથી "ડેખાકપણાનું વ્યસન" આ વિષય ઉપર નિબંધ લખવાની ઇચ્છા છે, અને તે

ઉપર આપેલા અનુક્રમે ઓછું ઓછું થતું જાય છે. પૂર્વે કહેલી સૌંદર્યપ્રીતિ મનોરંજનના પેટામાં આવી શકે. મનોરંજન એ સર્વમાં કમી મહત્વનો હેતુ હોવાને લીધે તે તરફ બીજા હેતુ કરતાં પુષ્કળ કમી લક્ષ આપેલું હોય તો બસ છે. સૌંદર્યશાસ્ત્રની નજરે જોતાં અયોગ્ય સ્થળે શોભા કરવાનો પ્રયત્ન કરવો એ દોષ ભરેલું છે. સૌંદર્યની વધારે પ્રશંસા થઇ અને તેને માટે અતિશય પ્રયત્ન થયો એટલે તેનો પરિણામ પ્રશંસાની વિરૂદ્ધ થાય છે. પહેલાં તો આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે, ઘરમાંના હમેશાંના ઉપયોગના ઘણા ખરા પદાર્થો કૌશલ્ય ખરચીને સુશોભિત કરવાની લાયકીના નથી હોતા. મેલા કોયલા રાખવાના વાસણને નાના પ્રકારની રચના કરીને શણગારેલું જોયું હોય તો વિલક્ષણ પ્રકારનું કજોડું દેખાય છે. પકવાનથી ભરેલા ટાટ મેજ ઉપર આણીને મેલવાનાં હોય તો તે સુશોભિત કરવાને માટે ઉપરથી કૃત્રિમ પાનનાં ને ફુલનાં આચ્છાદન ઘાલવામાં જે વખત જાય છે તેનાથી કાર્ય કેટલું થાય છે તે જોયું હોય તો બન્નેમાં ચમત્કારિક વિરોધ દેખાઇ આવે છે કારણ એક ક્ષણમાં ઉપરનું આચ્છાદન કહાડીને નાંખી દેવું પડે છે અને પછી આંખને સંતુષ્ટ કરવાનું કામ તેનાથી થતું નથી ઘરમાંના ઘણાખરા પદાર્થો ચિત વેધી

---

થયા પછી તેના શોભીના કટકા નીકળીને તે છાદાર ત્રિકોણાકાર અથવા ચોરસ આકૃતિના આકારના કાપી કહાડવા જોઇએ મેવા મીઠાઇના અને તે જાતના બીજા પદાર્થ શોભાયમાન કરવાને તો વિલક્ષણ રીતિનું કૌશલ્ય ખરચવામાં આવે છે. ઘણા પદાર્થોના બહારના ભાગ ઉપર જે વેલબુટીનું અને નકશીનું કામ કરેલું હોય છે તે બગડે નહિ તેથી તે પદાર્થના પૃષ્ઠ ભાગ જો કે જરૂર પ્રમાણે ઓછા અથવા વધારે સીજવવામાં અથવા પકવવામા આવ્યો અને તેને લીધે ખાનારાની આરોગ્યતાને અપાય થયો તોપણ હરકત નથી, પરંતુ સૌન્દર્યમાં ઓછા પણું ઉપયોગનું નથી આવા પદાર્થોને ભપકાદાર રંગ દેવા સારૂ શરીરને અપાય કરનારા પદાર્થનો પણ ઉપયોગ કરવામાં આવે છે.

રાખવા સરખા સુંદર હોવા ન જોઇએ, તેમ મનને ફગાવે આણવા જેવા નહાના પણ હોવા ન જોઇએ હવે સૌંદર્ય સબંધી બીજી વાત કહીએ તો, જે કેટલાક પદાર્થ માત્ર શોભા માટેજ કરેલા હોય છે તે બને તેટલા સુદર કરેથી, અને જે ઉપયોગના ટકાઉ પદાર્થ હોય તેમને ઉપયોગમા ઓછાપણું ન કરતા સુશોભિત કરવાનો યત્ન કરવાથી, સૌંદર્યથી થનારૂં એકદર સુખ વધારે થશે સુદર પદાર્થોનું સૌંદર્ય પૂર્ણ રીતે ધ્યાનમા ઉતરવાને આસપાસના પદાર્થો છેક માઠા હોવા જોઇએ સાદાઇ અને સૌંદર્ય એ એક એકની સાથે સરખાવી જોયા હોય તો તેમાનો તફાવત મનને ઘણો આલ્હાદકારક લાગે છે એકાદું ઉત્કૃષ્ટ પુતળું અથવા વનશ્રીની શોભા બતાવનારૂં અને સ્વાભાવિક રગ આપ્યાને લીધે ખરેખરૂં આશ્ચર્યજ છે કે શું એવો ભામ ઉત્પન્ન કરનારૂં એમદું નામીચું ચિત્ર સાદા પદાર્થથી ભરેલા દીવાનખાનામા મૂકયુ હોય તો જેટલું ચિત્ત વેધક થશે, તેટલું અનેક સુંદર પદાર્થોથી ભરેલા દીવાનખાનામા થનાર નથી અનેક પ્રકારના નકશીના અને વેલબુટ્ટીના કામ, સુન્દર પુતળા અને તસબીરા, ચિની માટીના સુન્દર વાસણ, અનેક દેશોમાની મનોવેધક ચીજો, ઇત્યાદિ મોહક પદાર્થો જે ઠેકાણે છેક ગર્દી થઇ ગઇ હોય તે સ્થળનું સ્વાભાવિક સૌંદર્ય નષ્ટ થાય છે, પરતુ થોડાજ સુદર પદાર્થ માર્મિક રીતે લાવીને મૂકયા હોય તો તેજ સ્થળ પ્રેક્ષણીય (જોવા લાયક) થઇ જાયછે

મોહક પદાર્થના લોકોની નજર આગળ પ્રદર્શન કરવાની અતિ ઉત્કટ ઇચ્છાને લીધે, અનઆવશ્યક નવા નવા પદાર્થો ઉત્પન્ન કરીને તે લોકોની દૃષ્ટિએ પડે એવી રીતે કોઇ ક્ષુલ્લક કામ માટે ઉપયોગમા આણવાની મનુષ્યને ટેવ પડેલી છે ઉદાહરણ, માખણ કાપીને તે પાઉના કકડાને લગાડવાને માટે તૈયાર કરેલી રૂપાની છરી લેઇએ યૂરોપિયન લોકો જમતી વખત હાથથી પદાર્થ ઉચકીને મોઢામા ન ઘાલતા

કાંટા, છરી, ચમચા, એમની સહાયથી તે કામ કરે છે. એ પદાર્થ આપણી દૃષ્ટિએ છેક નિરૂપયોગી છે. પરંતુ તેમની નજરે તે અતિ આવશ્યક પદાર્થો પૈકી છે. તેમની દૃષ્ટિએ પણ રૂપાની છરીની કંઇ જરૂર નથી. પોલાદની છરીએ તે કામ કર્યું હોય તો, માખણ અને પોલાદ એમનામાં કંઇ રસાયનિક ક્રિયા થઇને એકાદો વિખવાળો પદાર્થ ઉત્પન્ન થાય છે એમ નથી. ઘણાખરા લોકો પોલાદની છરીએજ એકામ હમેશાં કરે છે અને તેવું કરવું અપાયકારક છે એમ કોઇએ કદી સિદ્ધ કરેલું નથી. ઠીક, પોલાદની છરી કરતાં રૂપાની છરીએ સારૂં કામ થશે એમ કહેવામાં આવે તો તેમ પણ નથી. ઉલટુ રૂપાની છરીએજ સારૂં કામ થનાર નથી. પોલાદની છરીનો બીજાં કામ માટે પણ ઉપયોગ થઈ શકશે તેવો રૂપાની છરીએ થઇ શકવાનો નથી. શ્રીમત લોકોમાં જે પ્રકારનો પદાર્થો વાપરવાનો રીવાજ પડેલો છે તે વેચાતો લેવાનું આપણે અંગે સામર્થ્ય છે એ લોકોને બતાવવુ અને આપણને લોકોએ શ્રીમત કહેવા, આ સિવાય આવા પદાર્થનો બીજો ઉપયોગ નથી. હમેશના ઉપયોગમાં એવા પુષ્કળ જરૂર વગરના પદાર્થ પૈકેલા હોય છે. એ નિરૂપયોગી પદાર્થ વેચાતા લેવા માટે એકદમ આપવા પડવાના પૈસા, અને હમેશાં તેને ઘસી કરીને કાળજી લેવા સારૂ લાગનારા પૈસા, ખરચ કરવાને લોકો જે તૈયાર થાય છે, તે કેવળ તે પદાર્થ પોતાના ઘરમાં દેખાયા નહિ તો લોકોમાં પોતાવિષે ટીકા થશે એ બીકથી થાય છે.

ઉપયોગ કરતાં સૌંદર્યનું મહાત્મ્ય વધારે વધારવુ અને તેને લીધે ઓછા મહત્વના હેતુ માટે વેળા, શક્તિ અને પૈસા, એમનો વ્યય થઇને વધારે મહત્વના હેતુ તરફ દુર્લક્ષ્ય થવું, આ પ્રકાર થાય તેટલો કમી કરવા સારૂ યત્ન કરવો એ સામાજિક પરોપકારની દૃષ્ટિએ પ્રત્યેકનું કર્તવ્ય છે.

સમાજમાંના લોકોના આયુષ્યક્રમમાંના મૂર્ખપણાના ચાલતા સુધારા માટે યત્ન કરવો આ સામાજિક પરોપકારનો વળી એક પ્રકાર છે રૂઢિને લીધે રગેરગે પ્રસરી ગએલી અનેક ટેવ અને સામાજિક આચાર, પ્રત્યેક સમાજમાં દૃષ્ટિએ પડે છે તે પૈકી કેટલાકથી સમાજનું પણ નુકસાન થાય છે સામાન્ય લોક હિતની દૃષ્ટિએ આવા ચાલતા એ આચારનો પ્રતિબંધ કરીને તેમાં યોગ્ય ફેરફાર કરવા-સારૂ યત્ન કરવો ઇષ્ટ છે કેટલાક પરોપકારી ગૃહસ્થને આ સંબંધના કર્તવ્યની આવશ્યકતા લાગવા માંડેલી છે

પ્રેતસંસ્કાર અને ઉત્તરક્રિયા, એમાં હદ બહાર પૈસા ખરચ કરવાના ચાલમાં સુધારો કરવા વિષે કેટલાક લોકોના પ્રયત્નો શરૂ છે આ સામાજિક ચાલને તાબે થવાને લીધે ગરીબ કુટુંબ ઉપર નાહક પ્રસંગ ગુજરે છે એ વાત હવે ઘણાકની નજરે આવવા લાગી છે એકાદ મનુષ્ય પોતાની સ્ત્રી માટે અને છોકરાં માટે જે પૈસા રાખી મૂકેલા હોય તે આ ખરચ નીમિત્તે ઘણા કમી થાય છે અને તેને લીધે તેમના નિર્વાહને પણ અડચણ પડે છે રૂઢિને અનુસરીને જરૂર જેટલી વાતનું પ્રદર્શન કર્યું નહિ તો, મરનાર વિષે તે મનુષ્યના મનમાં પ્રીતિ અને સન્માનબુદ્ધિ નહિ એવી લોકોની ગેર સમજ થવાનો સંભવ હોય છે એને લીધે પૈસા ખરચવાનું કામ છેવટ ઉપર આવે તોપણ બેધડકીનું મોં ખુલ્લું મેલવું પડે છે કમી સુધરેલા લોકોમાં તો આ ચાલનો ઘણો ઘાતકી પરિણામ થાય છે ગોલ્ડકોસ્ટ (સોનાનો કિનારો) કરીને એક પ્રદેશ છે, ત્યાંના ગરીબ લોકોને કોઇ પણ મનુષ્ય મરી ગયો હોય ત્યારે, તેના મરણથી જે દુખ થાય છે તે કરતાં તેના પ્રેતસંસ્કારો માટે જે ખરચ કરવો પડે છે તેનું વધારે દુખ થાય છે કેટલાક કુટુંબની આને લીધે છેક દુર્દશા થાય છે ઉત્તર કાર્ય માટે થનારો હદ બહારનો ખરચ ઓછો કરવાને બીજા

પણ કારણે છે. મનુષ્યોનાં જગતમાંનાં વર્તન સારાં હો અથવા નઠારાં હો, તે સર્વ માટે સરખોજ ખરચ કરવાનો ચાલ પડી જાય છે. આને લીધે ઉત્તર ક્રિયા માટે થનારા ખરચ ઉપરથી મરનાર વિષેની પ્રીતિની અથવા સન્માનબુદ્ધિની કલ્પના કરવી બરોબર થનાર નથી. ઘણાજ લોકો જો આ ખરચ ઓછો કરવા લાગ્યા, તો એ તેમનું વર્તન મરનાર વિષેની તિરસ્કારબુદ્ધિથી થયું, એવી કોઇને શંકા આવનાર નથી.

આપણા લોકોની કેટલીક જાતિમાં આ ચાલ ઘણો ભાગે છે. વિશેષે કરીને જે જાતમાંના લોકોને મરનારના નિમિત્તે જ્ઞાતિભોજન આપવું ભાગે આવે છે તે જાતિમાંના ગરીબ લોકોને મોટી પચાત પડે છે. આ બાબતનો ધર્મ સાથે સંબંધ છે એવી લોકોની સમજણ હોવાને લીધે તેમાં ઇષ્ટ ફેરફાર થવાને ઘણો વખત લાગશે. વાસ્તવિક ધર્મની આડ કરતાં રૂઢિની આડજ વિશેષ છે. અતિ આવશ્યક ધર્મ આચારને કહેવા જેટલો ખરચ લાગતો નથી, પણ રૂઢિએ ઘાલી દીધેલા સામાજિક આચારેજ ઘણો ખરચ થાયછે. આ ભેદ લોકોના લક્ષમાં લાવવાનો યત્ન કરીને તેમના ખરા હિતનો માર્ગ તેમને બતાવવાની જરૂરીઆત આપણા સમાજમાં ઘણી છે.

ઉત્તરકાર્યના અશુભ પ્રસંગનો ખરચ ઓછો કરવાની જેવી આવશ્યકતા છે, તેજ પ્રમાણે વિવાહાદિ મંગળકાર્યમાંનો પણ ખરચ ઓછો કરવો જરૂરનો છે. કેટલાક ઠેકાણાના લોકોમાં આ ખરચ મર્યાદાની બહાર ગયેલો હોવાને લીધે પ્રત્યક્ષ અનર્થકારક પરિણામ તો થાયછેજ, પણ અપ્રત્યક્ષ રીતિનો વળીએક ભયકર પરિણામ થાય છે અર્ધાસુધરેલા કેટલાક લોકોમાં લગ્નની મીજબાનીનો અને બીજા ખરચનો છોકરીના બાપ ઉપર એટલો બોજો પડે છે કે, છોકરીના જન્મની વાર્તા સાંભળતાંજ તે લોકોના પેટમા ફાળ પડે છે. આ

ખરચની બીકે છોકરીનો જન્મ થતાંવેંતજ મારી નાખવાનો ચાલ કે
ટલાક લોકોમાં પડેલો છે આપણા લોકોમાં જો કે, કન્યાવધ સુધી હદ
આવી નથી, તોપણ છોકરી થઇ એમ સમજતા બરોબર બાપના મ-
નમાં અમંગળના ઉદ્ગાર થયા વગર રહેતી નથી પેહેરામણીનું પ્રમાણ
તો હાલમાં ઘણું વધતું ચાલ્યું છે નવીન સુશિક્ષિત લોકો તરફથી
પણ આ ચાલને ઉત્તેજન મળે છે એ આશ્ચર્યની વાત છે આ ખર
ચનો ચાલ શ્રીમંત લોકોને તેટલો બાધક હોતો નથી, પરંતુ ગરીબોને
તે ઘણો બોજારૂપ થઇ પડે છે જે ગરીબ મજુરને મોટી મુશ્કેલીથી
પેટપુરતું મળે છે તેને લગ્ન માટે ચાળીસ પચાસ રૂપિયા ખરચવાના
કરીએ તોપણ તે તેની શક્તિ બહાર હોય છે ખરચ કરવાની શક્તિ
હોય તોપણ વાજબી કરતા વધારે ખરચ કરવો અનિષ્ટજ, પછી તે ન
હોય તો તેના કરતા પણ અનિષ્ટ ગરીબ લોકો આવે પ્રસંગે જે ખ
રચ કરે છે તે તેમનો જન્મ સુધી પહોંચે છે ઘણા મધ્યમ સ્થિતિ
માના લોકો પણ આ કામમાં ગજા ઉપરાંત ખરચ કરી પાયમાલ
થઇ જાય છે શ્રીમંત લોકોને પૈસા સંબંધી અડચણ પડે નહિ તો-
પણ તેમના પણ બીજા ગાડરીઆ ચાલને લીધે ઘણા હાલહવાલ થાય
છે ચાર દિવસ ધમાલની ખટપટ એક સરખી ચાલેલી હોય છે અને
નનૈવાનાં આ જમાઇના માનપાન સંભાળતા સંભાળતા છોકરી ન
ઘરના મનુષ્યોને નાકાલીગી તાણવી પડે છે નવીન શીખેલા લોકપણ
આ મૂર્ખપણાની ચાલના દાસ થઇને રહે છે

લગ્ન પછી જ્ઞાતિભોજનનો અથવા મોટી મોટી મીજબાનીઓનો
ચાલ ઘણાજ લોકોમાં છે જે લોકોની અને આપણી ઘણી ઓળખાણ પણ
નથી અને જેમની સાથે આપણો સંબંધ થવાનો સંભવ પણ નથી, એવા
લોકોને જમવા વાસ્તે બોલાવીને આપણને કયા પ્રકારનો આનંદ થાય?
ઇષ્ટ મિત્રોને ભોજન આપવાથી એક બીજામાં સ્નેહ વધવાનો સંભવ

હોય છે, અને તે દૃષ્ટિએ તે ઇષ્ટ છે. તેજ પ્રમાણે જે ગરીબ લોકોને કદી મિષ્ટાન્ન મળતાં નથી તેમને સારૂ ભોજન આપ્યું તો તે પણ એક પરોપકાર થશે. પરંતુ તવંગર અને ગરીબ, ઓળખીતો અને ન ઓળખીતો, વગેરેનો ભેદ ન રાખતા જ્ઞાતિ ભોજન આપવું એટલે કેવળ રૂઢિને તાબે થવાનું થશે. પ્રાચીનકાળે જ્યારે એ ચાલ પડ્યો હશે ત્યારે જ્ઞાતિમાં થોડા લોકો હોવાને લીધે, અથવા એક ઠેકાણે રહેનારા એક જ્ઞાતિના લોકો થોડા હોવાને લીધે, સર્વનો પરસ્પર નિકટ સંબંધ હોવો સ્વાભાવિક હતો. તેને લીધે આવા પ્રસંગે સર્વ જણે એકત્ર ભેગા થવું અને એકજ ઠેકાણે ભોજન કરવું એ સ્વાભાવિક રીતે બની આવ્યું હશે. આગળ જ્ઞાતિમાંના મનુષ્યોની સંખ્યા વધવા માંડી તોપણ તેજ રીવાજ કાયમ રહ્યો. વાસ્તવિક આવે પ્રસંગે ઇષ્ટ મિત્રોનેજ બોલાવીને તેમની સાથે ભોજન કરવું ઇષ્ટ છે હવે એ અને બીજું ખરચ કોઇ કમી કરવા બેસે તો તેને લોકો કૃપણ કહેશે, અને તેના ઉપર બીજા પણ આરોપ મૂકશે. પરંતુ તે તરફ લક્ષ ન આપતાં, જેને ખરેખરૂં સામર્થ્ય ન હોય તેણે તે સહન કરવું એજ ઉત્તમ. જેને સામર્થ્ય હોય તેણે બીજા ઉપાયોથી પહેલા આરોપમાંથી મુક્ત થવું એ સારૂ. ઉપરની વાત માટે જે ખરચ થવાનો સંભવ હશે તેનો તેણે કોઇપણ પરોપકારના કામમાં ઉપયોગ કરવો, અને તેમ કરતાં અમુક રીતે બચાવેલા પૈસાનો આ વ્યય છે એમ પોતાના વર્તન ઉપર ટીકા કરનારા લોકોને સમજાય એવી તજવીજ કરવી.

યૂરોપિયન લોકોમાં છોકરીનાં લગ્ન માટે માબાપ ઉપર ઘણો બોજો પડતો નથી, પરંતુ તે લોકોમાં વરવધૂને બક્ષિસો આપવાની ગાંડછા ઘણી ફેલી છે, અને તે ઓછી કરવા વિષે તે લોકોનો યત્ન ચાલુ છે. નવાં વરવધૂનો નવો સંસાર માંડવાનો હોય છે, તેથી શરૂઆતના વખતમાં જેમનો ઉપયોગ થાય એવા પદાર્થ બક્ષિસ આપ-

વાનો પૂરે ચાલ હતો, અને આ ઉદ્દેશે જે હજીપણ કોઇ કઇ બક્ષિસ દેતા હોય તો તેમને દુઃખ દેવાનુ કારણ નથી લગ્ન થયાની સાથેજ છોકરાઓ બાપને ઘેર ન રહેતા પોતાને માટે જૂદી જગાની વ્યવસ્થા કરવી એવો તે લોકોનો રીવાજ છે, અને એકદમ નવો સસાર મા ડવો ઘણોજ કઠણ હોવાને લીધે તેને મદદ કરવી એમા કઇ ખોટુ નથી પરતુ આ સારા હેતુએ શરૂ કરેલા ચાલને દ્રષ્ટિએ નિરાળુજ સ્વરૂપ આપ્યુ છે જેમને ઘેર કરવાની પણ તગી પડવાનો સંભવ નથી એવા વરવધૂને પણ તેમના મિત્રો તરફથી એટલી બક્ષિસો મળે છે કે તેમની વ્યવસ્થા કરતા વધારો આવે છે આમાની ઘણી ખરી બ-ક્ષિસો ભિન્ન ભાવે અથવા પ્રેમે આપેલી હોય છે એમ પણ હોતુ નથી તે આપી નહિ તો ખોટુ દેખાશે અને ન આપનાર ઉપર ટીકા થશે આ ભયને લીધેજ તે આપવામા આવે છે જેને ઘણા મિત્ર હોય છે તેના ઉપર આ એક કરજ છે હાલમા તો મોટા લો-કોમા આ રીવાજ એટલો શિખરે પહોચ્યો છે કે આવી રીતે આ-વેલા નજરાણાની યાદી અને તે આપનારાના નામ નિયમપૂર્વક વર્તમાનપત્રોમા પ્રસિદ્ધ કરવામા આવે છે આ યાદી ઉપરથી વરવ-ધૂની સામાજિક સ્થિતિ અને તેમનો વૈભવ અને નજરાણા આપના-રાના ઔદાર્ય, એમની કલ્પના કરવામા આવે છે

* ઇસ્તર અને ખ્રિસ્તમસ આ તહેવારની વખતે લગ્નના વખત પ્રમાણેજ એક બીજાને બક્ષિસો મોકલવાનો રીવાજ યુરોપિયન લોકોમા છે પારીસ શહેરમા ઇસ્તરના તહેવારની બક્ષિસો વહેચવાની ગાડાઇ ઘણીજ પ્રસરી ગઇ છે કેટલાક લોકો આ ત્રાસ ટાળવા મા-સ્તે ગમે તે કારણ કાઢીને આ પ્રસગે બહાર નીકળી જાય છે આ

---

* ઇસ્તરનો તહેવાર માર્ચ માસની પુનમ પછીનો શુક્રવાર એ એપ્રિલ મહિનાના શુમારમા આવે છે ગુડફ્રાઇડે એ તહેવારોનો મુખ્ય દિવસ છે

એક પ્રકારનું પરસ્પર ઉપર ખાનગી કરજ છે. કએ ખ, ગ, ધ, વગેરે લો-કોને બક્ષિસો આપવી. ખએ, ક, ગ, ઘ, ને આપવી. એ પ્રમાણે મુજાક્ષર પુગ થાય અથવા તેની અગાડી પણ વધે એમ આપવા લેવાનું ચાલે છે. આ બક્ષિસો પ્રમાણેજ પ્રત્યેક મનુષ્યના જન્મ દિવસે તેના આપ્ત ઇષ્ટ તરફથી બક્ષિસો મોકલવાના રીવાજ ઘણાખરા યુરોપિયન લોકોમાં છે. બક્ષિસો અને નજરાણા આપવાનો રીવાજ આપણા લોકોમાં પણ ઘણો ફેલાયો છે. ક્રિસ્તમસ અને ઇસ્તર આ તહેવારની વખતે કઇ શુભચિંતક મજકુર લખેલાં અને છાપેલાં કાર્ડ મિત્રોમાં, વિશેષે કરીને છોકરાંમાં, વહેંચવાનો હમેશ લોકોમાં ઘણો રીવાજ છે. આ સર્વ વા-તમાં પૈસો, શ્રમ અને વખત એમનો વ્યય થઇને તે શિવાય બીજા બે અનિષ્ટ પ્રકાર થાય છે. એક તો, આ રીવાજ જેટલો જેટલો જુનો થતો જાય અને વધારે વધારે ફેલાતો જાય તેટલો તેટલો તેનો મૂળ ઉદેશ એક તરફ રહીને તેનાથી આનંદ થતો નથી; અને બીજું કોઇના હાથથી તે પ્રમાણે વર્તન બનવાની આનાકાની થઈ તો સંબંધી મનુષ્યોને ખોટું લાગે છે. જ્યાં સુધી એ પ્રેમસૂચક ચિહ્નો આંતર્યા-મીની સ્ફુર્તતાએ વધારે પ્રાતિમાંના મનુષ્યોને માત્ર બતવવામાં આ-વે છે ત્યાં સુધી ઉપયોગ થાય છે; તેજ મર્યાદા બહાર ગયાં અને નિત્ય ક્રમનાં થઇ બેઠાં એટલે છેક નિરર્થક થઇ જાય છે.

આવા પ્રકારના સામાજિક વર્તન સંબંધે મનુષ્યે સત્ય અને પ્રમાણિકપણું એમનું અવલંબન કરીને મનમાં એક અને બહાર એક એવાં વર્તન કરવવાનું છોડવું જોઇએ. મનમાં ગમતું ન હોય પણ કેવળ લૈકિક આચાર માટે એકાદિ વાત કરવી એટલે એક પ્રકારનું અસત્યાચરણજ છે. શક્ય હોય તેટલાં એવા પ્રકારનાં અ-સત્યાચરણ ટાળવાનો જો પ્રત્યેક યત્ન કરશે, તો સમાજનું છવતર ઘણું વધારે જુસ્સાવાળું થશે.

નીતિશાસ્ત્ર ઉપરના પુસ્તકમા પરોપકાર વિષે વિચાર ચાલેલો છતા સામાજિક સુધારાના વિષયનો ઉલ્લેખ કરેલો જોઇને ઘણા જણને આશ્ચર્ય લાગશે અને આપણે પરોપકાર ઉપરનો લેખ વાચીએ છીએ અથવા સામાજિક સુધારાનો એમ નિબધ વાચીએ છીએ એમ પણ કમા વચમા કેટલાકને શકા પડશે સામાજિક આચાર તરફ નીતિની દૃષ્ટિએ જોવાની ઘણાને ટેવજ હોતી નથી, પરતુ જે વર્તનથી મનુષ્યનું સુખ દુખ ઓછુ વધતુ થવાનો સભવ હશે તે વર્તનનો નીતિ દૃષ્ટિએ વિચાર કરવો જરૂરનો છે નિયકમમા પેશી ગયેલા સામાજિક રૂઢ આચારનો મનુષ્યના સુખ દુખ સાથે સબધ નથી એમ કોઇ પણ કહી શકનાર નથી

પરતુ અપાયકારક સામાજિક ચાલને પ્રતિબધ કરીને તેમા યોગ્ય ફેરફાર કરાવો યત્ન કરવો એ સામાજિક પરોપકારનુ કામ માથા ઉપર લેવુ કોઇને ગમતું નથી મ શુ તે ભાજગડમા પડનારા મનુષ્યને લોકો ખટપટીઆ સમજે છે કેટલાક લોકોને એમ લાગે છે કે સામાજિક સુધારાના મામલામા પડીને પોતે ખટપટીઆ છે એવી એકવાર લોકોની સમજ થઇ અને પોતાના ઉપરનો તેમનો ભરૂસો ઉઠી ગયો એટલે પોતાના હાથથી ઘણા મહત્વનો સુધારો થનાર છે થી એ આ લોકોનો મત કબુલ કરી શકાતો નથી કારણ સામાજિક આચાર અને રીતભાત એમા સુધારો કરવાનુ કામ બીજા સુધારા કરતા કઇ ઓછા મહત્વનું નથી આ પ્રકરણમાં કહેલા કેટલાક રૂઢ આચારોથી લોકોને ઘણુ નુકસાન થાય છે એ શિવાય અનેક અહિત કારક રીતરિવાજ અને સમજુતી બતાવી શકાશે દિવસમા બે વખત જમવાનું અને દરેક વખતે પેટ ઠેઠ ઠાંસીને ભરવુ આ ચાલને લીધે શરીર ઉપર નઠારૂ પરિણામ થાય છે પેટ બરાબર ટટ્ટ થતા સુધી જમ્યા શિવાય બીજા જમણ સુધી ધીરજ રહેતી નથી અને

એકદમ ઘણું ખાધાથી ત્રાસ થાય છે. નિયમિત દિવસમાં ચારવાર ખાધું તો કોઇવાર ટેં થઇને પડવાની આવશ્યકતા ભાસનાર નથી, અને હમેશાં કામ કરવાને અંગમાં ચંચળતા રહેશે. આરામ સંબંધી પણ આપણા લોકોની સમજુત ચમત્કારિક છે. શ્રમ થવા સરખા મર્દાની ખેલ ખેલવા, દોડવું, કુસ્તી ખેલવી વગેરે પ્રકાર સભ્ય પણાને યોગ્ય નથી એમ ઘણાને લાગે છે. એ સમજણ મોટા મોટા શહેરોમાં ઘણી કમી થતી જાય છે. પરંતુ બીજે ઠેકાણે તેનું અદ્યાપિ ઘણું જોર છે આપણા ઉપરના વર્ગમાંના લોકોની સ્ત્રીઓએ પગરખાં પહેરવાં અને માથા ઉપર છત્રી ઓઢવી એ કેટલો બધો પ્રમાદ સમજવામાં આવે છે. આ હમેશના અતિ આવશ્યક પદાર્થોનો ઉપયોગ કરવાનો પ્રતિબંધ હોવાને લીધે સ્ત્રીઓની ઘણી ગેરસોઇ થાય છે, અને કેટલીક વાર તો આ ગેર સમજુતીને લીધે તેમના શરીર ઉપર પણ નઠારૂં પરિણામ થાય છે. ખરા બપોરે તડકામાં કામને માટે બહાર જવાનું હોય તો તપેલા રસ્તા ઉપરથી તેમને દાઝી મરવું અને તાપ ખાતાં જવું પડે છે તથા ચોમાસામાં પણ પલળતાં જવાનો વારો આવે છે. સ્ત્રીઓ સ્વભાવથી નાજુક હોવાને લીધે તેમને એ પદાર્થની વિશેષ જરૂર છે, એવાં બીજાં પણ અનેક ઉદાહરણો આપી શકાશે.

આપણાજ લોકો અપાયકારક સામાજિક રીવાજથી દબાઇ ગયા છે એમ નથી. પ્રત્યેક સમાજમાં ઓછા વધતા પ્રમાણથી તે છેજ. યૂરોપિયન લોકોમાં રાત્રીને દિવસ માનીને કામ કરવાનો રીવાજ છે, તેને લીધે દીવા પાસેથી ઉત્પન્ન થનારી ખોટી હવામાં વધારેવાર શ્વાસોશ્વાસ લેવો પડે છે. તે દિવસમાં જોકે, ચારવાર અન્ન ખાય છે, તોપણ તેમની મુખ્ય જમવાનીવેળા જૂદીજ રાખેલી છે. હમેશા ચોવીસ કલાક પાચન શક્તિ સરખી હોતી નથી. દિવસના ચડવા ઉતરવાના

પ્રમાણથી પાચન શક્તિપણ વધારે ઓછી થાય છે મુખ્ય જમવાનો વખત જે વખતે પાચનક્રિયા ઘણી ઉતાવળથી થતી હોય તેની પહેલા રાખવો જોઇએ પરતુ તેમની મુખ્ય જમણની વેળા પાચનક્રિયા મદ થવાના વખત પછી રાખેલી છે પોશાકના અને બીજા હમેશના વ્યવહારને સબધે તે લોકોમા એટલુ ડોળ ઘાલવાપણુ પેઠુ છે કે, તેને લીધે ઘણા લોકોનો ઘણો વખત અનાવશ્યક વાતો કરવામા જાયછે એક બીજાની મુલાકાત લેવાની તેમની તરેહ તો નિરર્થકજ છે આ મુલાકાત કોઇ કામના ઉદ્દેશથી થાય છે એમ નથી કોઇ કોઇને મળવા જાય અને તે મનુષ્ય ઘરમા ન હોય અને તેની મુલાકાત થાય નહિ તે મળવા જનાર મનુષ્ય પોતાના નામનો છાપેલો કાર્ડ તેના ચાકરને આપીને પાછો જાય છે પછી તે મનુષ્યે ફરીને પાછી મુલાકાત આપવી જોઇએ ઘણી વખત પોતે મળવા આવ્યો હતો એમ બતાવવાને વાસ્તે, જેને મળવાનું હોય તે ઘરમા ન હોય એવી અટકળ કરીનેજ લોકો મળવાને જાય છે મળવા ન જતા ચાકર સાથે પોતાના નામનો કાર્ડ મોકલવાનો પણ ચાલ છે જેમના તરફ આ કાર્ડ આવ્યો હોય તેમણે પોતાના નામનો કાર્ડ ફરીને પાછો મોકલવો જોઇએ, સ્ત્રીઓમા આ પ્રચાર ઘણો છે [1] આવા અનેક ઉદાહરણો આપી શકાશે સામાજિક રૂઢ આચારના ગુલામ થઇ રહેવાથી મનુષ્યને થનારા નાસ તરફ દુર્લક્ષ્ય કરવા સરખુ નથી જે લોકો આ ચા

1 એક વર્તમાનપત્રના અધિપતિએ આ પ્રચારની મશ્કરી કરવા માટે મશ્કરીમા અગાઉથી સૂચના કરી હતી —શહેરમા પ્રસિદ્ધ ઠેકાણે એક જગા ભાડે લઇને ત્યા આ કાર્ડ વહેચવા માટે એક કચેરી રાખવી અને દરરોજ નિયમિત વખતે સ્ત્રીઓએ પોતપોતાના ચાકર મારફત સેટવા કાર્ડ તેની પાસે આપીને ત્યા મોકલવા જેમને આ કાર્ડનો વ્યવહાર કરવો હોય તે સઘળા ચાકર એક ઠેકાણે ભેગા થયા એટલે તેઓ ત્યાના ત્યા સર્વ કાર્ડોની આપ લે કરી શકશે, અને ઘેરે ઘેર ઘાલવાનો તેમનો નિરર્થક શ્રમ બચશે

લ રાખીને વર્તન કરેછે તેમને ખરા સુખની પ્રાપ્તિ ન થતાં ને એક પ્રકારના નકલ કરેલા સુખ ઉપરજ તૃપ્ત રહે છે.

સામાજિક વ્યવહારમાંના નકલ કરેલા થાટને લીધે, ડોળ ઘાલવાપણામાં ખરાસુખનો શી રીતે લોપ થાય છે એ જણાવનારાં બે ઉદાહરણો **સ્પેન્સર સાહેબે** પોતાના અનુભવમાંનાં આપેલાં છે. મોટા લોકોની સામાજિક રીતભાતથી કંટાળેલી એક શ્રીમંત કુટુંબમાંની બાઇસાથે **સ્પેન્સર** સાહેબનું સંભાષણ ચાલતાં આગગાડીમાં પ્રવાસ કરવા સંબંધી વાતો નીકળી. આગગાડીનો પ્રવાસ અતિશય ત્રાસદાયક અને કંટાળો આપનારો હોય છે એવો **સ્પેન્સર** સાહેબે પોતાનો મત આપ્યો. તે ઉપર તે બાઇ બોલી "મને તો આગગાડીમાં પગ મૂકવાની સાથે એક પ્રકારના ત્રાસમાંથી છુટવા સરખું લાગીને વિલક્ષણ પ્રકારનો આનંદ થાય છે. ઘેર હોઇએ ત્યારે પોતાની મરજી વિરૂદ્ધ દિવસમાં દશવાર પોશાગ બદલવામાં, ભેટ આપવા લેવામાં, કુચેષ્ટા કરવામાં, નિરર્થક પત્ર વ્યવહાર કરવામાં અને મનમાં એક ને બહાર જૂદું એવો નકલી દેખાવ કરવામાં સઘળો વખત જઇને જીવ છેક ત્રાસી જાય છે, અને આવા પ્રકારનું જીવતર છેક કંટાળાભરેલું લાગે છે." બીજું ઉદાહરણ ઇંગ્લાંડ મૂકીને ન્યુઝીલાંડમા જઈ રહેલા **સ્પેન્સર** સાહેબના ઓળખીતા બે ગૃહસ્થોનું છે. ઇંગ્લાંડમાંના લોકોના જાદુગરના પુતળી પ્રમાણે વર્તનક્રમ અને તેમનાજ વસાહતમાંના લોકોનાં વર્તનસ્વાતંત્ર્ય, આ બેનો પણ અનુભવ આ ગૃહસ્થોને મળેલો હતો. શ્રીમંત લોકો ઘણું કરીને દેશાંતરમાં જવાનો વિચાર કરતા નથી. મધ્યમ સ્થિતિમાંના અને ગરીબ લોકો આ કામમાં ઘણા પડે છે. આ લોકોની રીતભાતમાં બેબથુ પ્રકાર થોડો હોય છે, અને પરદેશમાં ગયેલા ઉદ્યોગી લોકોની રીતભાતમાં તો તે તેના કરતાં પણ કમી હોય છે. એ બે ગૃ-

ઠર્યો ઘણા વર્ષ સુધી ન્યુઝીલાંડમાં રહીને ત્યાંના સાદા અને સત્ય પણાના વ્યવહારની ટેવ પડયા પછી ફરીને ઇંગ્લાંડમાં પાછા આવ્યા પ્રથમ તો તેમનો વિચાર રહેવાસના દિવસ ઇંગ્લાંડમાં ગાળવા એવો હતો પરંતુ ત્યાંના વર્તનક્રમમાંના કૃત્રિમપણાથી તે જલદીથીજ કંટાળ્યા અને પાછા ન્યુઝીલાંડ ગયા

ઉપરના પ્રતિપાદન ઉપરથી લક્ષમાં આવશે કે, વિચારની દૃષ્ટિએ યુક્તાયુક્ત જોઇને સામાજિક રૂઢિ આચારમાં ફેરફાર કરવાનો યત્ન કરવો એ કામ બીજા સુધારા કરતાં કમી મહત્વનું છે એવો જે કે ટનાકનો મત છે તે ખરો ધારવામાં આવતો નથી ઉલટું સુખ દુ:ખના ઓછા વધતાપણા ઉપરથી જો પરીક્ષા કરવાની કહીએ તો બીજા સુધારા કરતાં સામાજિક સુધારો વધારે મહત્વનો છે એવો અભિપ્રાય લાવવાને જગા છે મનુષ્ય જાતિનું કલ્યાણ કરવાનું પ્રધાનભાગ પ્રત્યેક મનુષ્યે સામાજિક આચાર અને તેના સાધનો, એમાં જેટલું સાદાપણું લવાય તેટલું લાવવાનો યત્ન કરીને મનુષ્યની શક્તિનો નિરર્થક વ્યય ન થાય એ માટે વધારે કાળજી રાખવી જોઇએ આ સામાજિક પરોપકારનો પ્રકાર પ્રત્યેક પરોપકારી મનુષ્યને હમેશાં લક્ષમાં રાખવા સરખો છે



## પ્રકરણ ૧૫ મું.

### રાજ્યકીય પરોપકાર.

“રાજ્યકીય કામમાં તમે ખટપટ કરશો નહિ” એવું પહેલા આલ્બર્ટ રાજાનું પોતાની પ્રજાને કહેવું હતું રાજાએ આવા પ્રકારનો ઉપદેશ પોતાની પ્રજાને કરવો, અથવા તેમના હાથથી ઉપરની ઇચ્છા પ્રમાણે વર્તન બને એ રીતે યત્ન કરવો એ સ્વાભાવિક છે અનિ

મન્ત્રિન સત્તા પોતાના હાથમાં હોવી એમ કયા રાજાને લાગતું નથી? પ્રજાએ ફક્ત રાજાની ઇચ્છાને માન આપીને તે પ્રમાણે વર્તન રાખવું એ તેટલું સ્વાભાવિક નથી. તથાપિ આજપર્યંતના ઇતિહાસ ઉપરથી જોતાં રાજા અને પ્રજા એમાંનો સંબંધ ઘણું કરીને રાજાની ઇચ્છા પ્રમાણે ચાલેલો છે, અને હજીપણ કેટલાક અપવાદ બાદ કરતાં જ્યાં ત્યાં તેજ પ્રકાર છે, એમ કહેવાને હરકત નથી. રાજ્યકીય સ્વાતંત્ર્યનો અને હકનો ડોળ દેખાડનારા દેશોમાં પણ લક્ષાવધી લોકો પહેલા આદર્શ રાજાએ પોતાની પ્રજા માટે ઘાલી દીધેલા નિયમે ચાલે છે. એવી રીતે ચાલવામાં મોટી શોભા છે એમ માનનારા પણ ઘણા લોકો જડી આવે છે. "રાજ્યકીય પ્રશ્નોની ભાંજગડમાં હું કદી મન ઘાલતો નથી" એવા અર્થનાં વાક્યો અનેક ધંધા કરનાર લોકોના મોમાંથી નીકળે છે, અને તે એવા રૂપમાં બોલાય છે કે, પોતે કઇ અભિમાન કરવા સરખી વાત કહીએ છીએ એમ બોલનારાના મનમાનો ભાવ સાંભળનારાના મનમાં આવે છે.

* એ મનની સ્થિતિ પૂર્વના એક કાળને યોગ્ય હતી અને તે વખતે તે પૂર્ણતાએ પહોંચીને તેનો અમલ અદ્યાપિ લોકોના મન ઉપર બાકી રહેલો છે. પ્રાણીઓના શારીરિક અને માનસિક ઉત્ક્રમણમાં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ કે, એક પ્રકારની પરિસ્થિતિને લીધે જે શારીરિક અને માનસિક ભેદ ઉત્પન્ન થાય છે, તે પરિસ્થિતિ બદલાઇ તોપણ તે એકદમ નષ્ટ થતા નથી. તેમાં નવીન પરિસ્થિતિને યોગ્ય એવા ફેરફાર થવાને ઘણો કાળ લાગે છે. એજ સ્થિતિ રાજા અને પ્રજા એમના વચ્ચેના સબંધની થઇ છે. પ્રાચીનકાળમાં "રાજા એટલે ઇશ્વરનો અંશ," "રાજાની આજ્ઞા માથે નમાવી માન્ય કરવી જોઇએ," ઇત્યાદિ સમજુતી લોકોમા હતી જે વેળાએ ટોળા ટોળાના વચ્ચે ચાલેલા યુદ્ધમાં સરસાઇ મળવાને ટોળીમાંના મુખ્ય-

નો તે ટોળીમાંના તેઓ ઉપર પૂર્ણ અમલ હોવો જરૂરી હતો તે વખતે
આ કલ્પનાનો ઉદય થયો ન હોતો જોઈએ આવી સ્થિતિમાં વ્યક્તિના
વિચારસ્વાતંત્ર્ય અને આચારસ્વાતંત્ર્યની કલ્પના આવવી અસંભવિત
હતી પરન્તુ તે સ્થિતિમાંથી હાલના પરિવર્તન મધ્યે ઉત્ક્રાંત થયે
લા છે અને તેમાં હાલની સ્થિતિમાં રાજ્યકીય હકોમાં લક્ષ્ય
ઘાલવું એ દરેક મનુષ્યનું કર્તવ્ય થઈ બેઠેલું છે ઈંગ્લેન્ડ
લોકના સહવાસને લીધે અને તે તરફની રાજ્યકીય સંસ્થાના વ
લણ અને તેની રાજ્ય પદ્ધતિ આપવાનો જે ક્રમ તે લોકોએ હમણાં
હમણાં શરૂ કર્યો છે તેને લીધે આપણા લોકોએ પણ પોતાના દેશના
રાજ્યકારભારની બાબતમાં મન ઘાલવું જોઈએ એ કર્તવ્ય ન બજાવવું
એટલે મનુષ્યે પોતે અદૂરદૃષ્ટિ, કૃતઘ્નતા તથા નીચપણા
આ ત્રણ દોષોને પાત્ર થવું એમ થાય છે સરકાર જો રાજ્યકીય
બાબતો સંબંધે ઉદાસીન રહેવા લાગ્યા તો લોકોના ઉદ્યોગે અથવા
રાજ્યકર્તાની મહેરબાનીએ જે હક દેશને પ્રાપ્ત થવાના હોય તે નષ્ટ થશે
અને જે ઉપયુક્ત રાજકીય સંસ્થા અસ્તિત્વમાં આવી હશે તે
લય પામવા લાગશે એને લીધે આપણા દેશ સંબંધીના કર્તવ્યોમાં
આનાકાની કરનાર લોકોને માથે અદૂરદૃષ્ટિનો દોષ આવે છે આ
પણા દેશ નિમાની પૂર્વજો અથવા સમકાલીન લોકોએ મેળવેલા હક
વિષે અને ઉત્પન્ન કરેલી સંસ્થા વિષે બેદરકાર થવું, એટલે તેમણે
આપણા ઉપર કરેલા ઉપકાર ભૂલી જવા જેવું થાય, આવી રીતે
કૃતઘ્નતાનો દોષ આવે છે વળી નીચપણાનો દોષ આવવાનું કારણ તે
હકનો અને સંસ્થાનો દરેક મનુષ્યને ઉપયોગ થયા છતાં તેમનું
સંરક્ષણ કરવાનું કામ માત્ર પ્રત્યેક તરફથી થતું નથી કોઈપણ વા
તનો ફાયદો લઈને તેનો લગાર પણ મોબદલો ન આપવો એ નીચ
પણાનું લક્ષણ છે

કોઇ પણ સ્વાતંત્ર્યમૂલક રાજકિય સંસ્થાનું અસ્તિત્વ કાયમ રહેવાને અને તે સારી રીતે ચાલવાને તેના ઘટકાવયવોએ પોતાના ભાગનું કામ સંભાળવું જોઇએ. જેમના હાથથી તે થતું નથી તેમના પુરતી તે,પણ તે સંસ્થા મરી ગયેલીજ હોય છે એમ કહેવાને હરકત નથી. શરીરના કેટલાક ભાગનો વ્યાપાર બંધ પડ્યો તોપણ શરીર જેમ જીવતું રહી શકે છે તેજ પ્રમાણે એવી સસ્થાનું પણ છે. જેવી રીતે શરીરના અધિકાધિક ભાગ લુલા પડતા જાય છે તેવી રીતે જલદીથી સર્વ શરીર જેમ નષ્ટ થાય છે તેજ પ્રમાણે અધિક અધિક લોકો આવી સંસ્થા તરફ દુર્લક્ષ કરવા લાગે તો તે જલદીથી લય પામે છે, આ પ્રકાર ન થવા માટે યત્ન કરવો એ દેશના પરોપકારની દ્રષ્ટિએ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. આ કર્તવ્ય તરફ દુર્લક્ષ્ય કરવાને લીધે પોતાનો અને બીજાનો કયા પ્રકારનો તોટો થાય છે અને વિશેષ લક્ષ્ય દેવાથી કયો ફાયદો થાય છે તે જોઇએ.

મનુષ્યની પાયરી પ્રમાણે તેમના તરફ કામની વહેંચણી કરી આપી તે તેમની પાસેથી જુલમથી કરી લેવાની સમાજવ્યવસ્થા બાધ થઇને પોતાની ખુશીની કરારની વ્યવસ્થા શરૂ થવાને લીધે કરાર પૂર્ણ રીતે પાળવાનું અવશ્યનું થયું છે. મનુષ્યના જીવનનું અને સ્વાતંત્ર્યનું તો રક્ષણ થવુંજ જોઇએ, પણ તે શિવાય મજુરીએ કબુલ કરેલું કામ કર્યા પછી તે વિષે જેમ જુરી ઠરેલી હશે તે તેમને વગર હરકતે મળવી જોઇએ; એકાદા દુકાનદાર તરફથી કોઇએ કંઈ જણસ વેચાતી લીધી તો તેની કિંમત, અથવા બંનેના વિચારે ઠરેલો તેનો મોબદલો બીજી જણસ, તે દુકાનદારને પાછી મળવી જોઇએ; અને કંઇ નિયમિત કરાર ઉપર એકાદું કામ કરવાનું ઠર્યું હોય તો તે કરાર અક્ષરે અક્ષર પાળીને તે કામ થવું જોઇએ. કોઇ કોઇને પ્રત્યક્ષ રીતે ત્રાસ દે તો તેનું નિવારણ ફોજદારી કાયદાના અ-

ક્ષ યત્નને મનુષ્યનું લક્ષ ઉપર ઉપરની વાતો તરફ દોડે છે. જે પ્રજાને માર્ગ બતાવવા માટે કાયદા કરવામાં આવે છે તે પ્રજાને તે સમજાવવા માટે જે રાજ્યપદ્ધતિમાં પેઢીઓની પેઢીઓ થયાં કંઇ પણ યત્ન કરવામાં આવતો નથી તેનું મૂર્ખપણું લોકના લક્ષમાં બિલકુલ આવતું નથી. હાલમાંજ કાયદાનો કેટલો ઢગલો થયો છે અને તેમાંજ કાયદો કરનાર મંડળીઓ દરવર્ષ ઉમેરો કરતી જાય છે. કાયદો કરનારી મંડળી એટલે કાયદો ઉત્પન્ન કરનારાં યંત્રોજ થાય. એ યંત્રો એટલી ઝડપથી કામ કરે છે અને એટલા નવા નવા કાયદા તૈયાર કરે છે કે, જૂના કાયદા અને નવા કાયદા એમનો એક જ ઘોટાળો થઇ ગયેલો છે. આ સર્વ વાત તરફ લોકો શૂન્ય દૃષ્ટિએ જુએ છે. વીજળી પડીને ઘરનું બળવું, તોફાનથી વહાણ બુડવું, ઇત્યાદિ આકસ્મિક વાતોનું પરિણામ જે પ્રમાણે કપાળને હાથ લગાડીને મનુષ્યો સું કે ચ્યાં કર્યા વગર સહન કરે છે, તેજ પ્રમાણે કાયદાની અપૂર્ણતાને લીધે કોઇવાર મુદતસર ફરિયાદ થઇ નહિ તેથી, કેટલીવાર કમી કિંમતની ટીકીટ ચોડી તેથી, કોઈ કોઇ વાર બારવાં ઉપરનો વહિવટ થયો વગેરે હલકી ભુલો માટે ન્યાયની કોર્ટમાં થનારો અન્યાય પણ સહન કરવાની તેમને ટેવ પડી છે. શિવાય સરકાર મારફત કોઇ પણ વાતની દાદ પહોંચવી એ મોટા ખરચની બાબત છે. જે રકમો માટે ફરીયાદ કરવાની તે રકમનો ઘણો ભાગ ફરીયાદના ખરચમાંજ ગેબ થઇ જાય છે. શ્રીમંત લોકો અપીલો ઉપર અપીલો કરીને ગરીબોનો છેક ઘાણ કહાડી નાખે છે. વળી આ સર્વ વાતો મનમાં આણીને ઘણા લોકો સરકારમાં દાદ માગવા વારને જવાના વધારે ખરચમાં ન પડતાં પોતા ઉપર થયેલો અન્યાય ચું કે ચ્યાં કર્યા વગર સહન કરે છે.

શાસન પદ્ધતિમાં ઇષ્ટ ફેરફાર કરવા અને રાજ્ય વ્યવસ્થા સુ-

ઉપર થતા વિષે ખટપટ કરવાથી જેટલો દેશ સબંધી પરોપકાર થવાનો સંભવ છે તેટલો બીજી કોઇપણ વાતે થવાનો નથી એમ વિચારશીલ માણસના લક્ષમાં આવ્યા શિવાય રહેતું નથી.

લોકોના રાજકીય વ્યવહાર પ્રમાણિકપણાએ ચાલે તોજ દેશના અંગે નેમ રહેશે એ તત્વ સર્વ લોકો કબુલ કરશે, પરંતુ રાજકીય પ્રશ્ન ઉપર ચર્ચા કરતાં નિરનિરાળા મતોના લોકોના પક્ષ પડીને રણસંગ્રામના જે પ્રકાર સર્વત્ર ચાલેલા છે તેને લીધે અપ્રમાણિક પણાનું વર્તન કરવું ઘણાજ લોકોને ભાગે આવે છે અને દેશને અપાય થાય છે, આ વાત માત્ર ઘણા લોકો કબુલ કરનાર નથી. તથાપિ નિરઅભિમાને વિચાર કરનારા મનુષ્યને તે વાત કબુલ કરવી પડશે. રાજકીય પ્રકરણમાંના પરસ્પરમાંનો ટંટો મટાડવા માટે યત્ન કરવો અથવા તેનું નઠારૂં પરિણામ બને તેટલું કમી કરવા માટે યત્ન કરવો એ દેશ સંબધી પરોપકારનું કામ છે. રાજકીય પ્રશ્નની વ્યવસ્થા કરવાનું કામ જે મંડળીના હાથમાં હોય છે તેના સભાસદમાં અનેક પક્ષ પડવાને લીધે એક દેશમાના લોકોનું કેવુ નુકસાન થાય છે તે બીજા દેશમાંના લોકોના લક્ષમાં જલદી આવે છે ઇંગ્લાંડમાંના લોકોને અમેરિકાના સ્વતંત્ર સંસ્થાનમાંના લોકોના દોષ એકદમ દેખાય છે. એક પક્ષમાંના લોકોના હાથમાથી રાજસૂત્રો બીજા પક્ષના હાથમાં ગયાં એટલે પૂર્વના મોટા મોટા કામદાર જઇને તેમની જગાએ એકદમ નવા આવ્યાને લીધે રાજવ્યવસ્થાનાં પૂર્વનાં ધોરણ બદલાઇને કેવો ઘોટાળો થઇ જાય છે બહારથી અંદર આવનારા અને અંદરથી બહાર જનારા એવા બન્ને પ્રકારના માલ ઉપર જબરો કર બેસાડીને ઉત્પન્ન કરેલા સરકારી પૈસાનો પ્રતિનિધિની ચૂંટણી વખતે ખાનગી હેતુ સાધવા વાસ્તે કેવો દુરુપયોગ કરવામાં આવે છે, અને આ વાતને લીધે સ્વતંત્ર સંસ્થાનમાની રાજ્યપદ્ધતિમાં પણ કેટલું કમીપણુ

છે તે કરવા વિષે વચન આપે છે. સારાંશ, જેથી કરીને અધિક મત મેળવીને પોતાની ફતેહ થાય એવા પ્રકારનાં વર્તન તેમના તરફથી થનાં જાય છે; અને તે સર્વ કરવાને હેતુ પોતાના પક્ષના આગેવાન તરફથી પોતાને કંઇ ફાયદો થવો અને પોતાની મદદનું બળ તેમને મળે. પ્રતિનિધિ થવાને ઇચ્છનારને હેતુ અસલે પોતાના હાથમાં સત્તા મેળવવાનો હોય છે એમ કહ્યું હોય તો થોડા શબ્દમાં ઉપરના પ્રકારનું વર્ણન થઇ શકશે. એ પ્રતિનિધિ પોતાના પ્રતિનિધિપણાનું કામ બજાવવામાં તો તેમના તરફથી જે અપ્રમાણિકપણાના પ્રકાર બનતા જાય છે તે જોયા એટલે તેમને શું કહેવું એ સમજાતું નથી. પોતાની સમજુત હોય છે એક અને મત આપવો ગરજ પ્રમાણે. વાસ્તવિક રીતે જોતાંપણ પ્રતિનિધિએ જે લોકોનો તે પ્રતિનિધિ હોય તેમનું હિત પુર્ણ રીતે મનમાં ગણીને એકાદ પ્રશ્ન વિષે જે તેમનો મત થયો હશે તે તેણે પ્રમાણિક પણે કહેવો જોઇએ. લક્ષાવધિ લોકોના સુખ દુઃખ સાથે જેમનો સંબંધ હોય છે એવા પ્રશ્નનો નિકાલ આ પ્રતિનિધિના મત ઉપર અવલબીને રહે છે. પરંતુ એ પ્રતિનિધિ તે પ્રશ્નનો વિચાર કરવો એક બાજુએ મૂકીને, કયા પક્ષ ( પાર્ટી ) ની સરસી થવી જોઇએ અને મોટા મોટા પગારની જગા કયા લોકોના હાથમાં રહેવી જાઇએ એ વાત તરફ લક્ષ આપીને મત આપે છે.

સ્વપક્ષનિષ્ઠાને લીધે પોતાની સમજુતી વિરૂદ્ધ મત આપવો ભાગે આવે છે એવો સબળ ( બાતુ ) ઘણા જણના મોંમાંથી સાંભળવામાં આવે છે. અનિયંત્રિત સત્તાનો ઉપયોગ કરનારા રાજાનું જે વખતે સર્વત્ર ઉપરી પણું હતું તે વખતે સ્વરાજ્ય નિષ્ઠાનું મોટુ મહાત્મ્ય હતું અને તે હજી સુધી પણ ઘણું કરીને તેવુંજ રહેલું છે. હાલ જે ઠેકાણે રાજકારભારનું કામ કઇએ અથવા બહુ પ્રજાના હા-

જરે છે. પક્ષાભિમાનને લીધે અમેરિકામાંના સ્વતંત્ર સંસ્થાનમાં પણ મત સ્વાતંત્ર્યનો ઉપયોગ કરવો એટલે એક પ્રકારનો ગુન્હો કરવો એમ થયું છે. ઉપર ઉપરથી જોનારને પ્રતિનિધિથી ચાલેલી રાજ્યવ્યવસ્થાનો ભાસ થશે, પરંતુ અંતસ્થિતિ જૂદી છે. ઉપરથી જોનારને જો કે પ્રજાએ પોતાની ખુશીએ ચુંટી કહાડેલા પ્રતિનિધિના હાથમાં રાજસૂત્ર છે એમ દેખાય છે તોપણ ખરૂં સૂત્રધારપણું મોટા મોટા હોદ્દાની જગા ઉપર રહેલા કામદાર અને તે જગા મેળવવા વિષે યત્ન કરનારા લોકો અને તેમના સોબતી એમના તરફ હોય છે.

દેશમાંના લોકોમાં અનેક તડ પડેલાં છતાં જે તડમાંના લોકોની સરસાઇ થાય છે તેમના હાથમાં રાજ્યસૂત્રો ગયાને લીધે, દેશની ઇચ્છા પ્રમાણે રાજવ્યવસ્થા ચલાવવાને મદદ થાય છે એમ કેટલાકને લાગે છે, પરંતુ તે ભૂલ ભરેલું છે. ઘણીવાર એવી વ્યવસ્થાને લીધે દેશની ઇચ્છા વિરૂદ્ધ વાત બની જાય છે. પસંદગી વખતે એક પક્ષની સરસાઇ થઇ તો તે ઉપરથી જે પક્ષ તરફ સઘળા દેશનું લક્ષ્ય લાગેલું હોય તે સંબંધે દેશનો મત તે પક્ષના મત સરખો છે એટલુંજ અનુમાન કરી શકાશે, પરંતુ એકવાર રાજસૂત્રો આ પક્ષના આગેવાનના હાથમાં ગયાં એટલે ઘણુંખરૂં પ્રશ્નોનો નિકાલ તે પક્ષના આગેવાનોની ઇચ્છા પ્રમાણે બને છે. ઘણા મત આપનાર લોકો ઉમેદવારોની ભૂલથાપથી ભૂલીને તેમને મત આપે છે અને પછી પસ્તાવામા પડે છે. પસંદગી માટે યત્ન કરનારા ઉમેદવારનું બધું લક્ષ્ય મુખ્યપ્રશ્ન ઉપર લાગુ રહેલું હોય છે અને બીજા પ્રશ્નોના સબંધે તે લોકોને જોઇએ તેવા વચનો આપે છે. એકવાર ચુંટણી થઈ એટલે ઘણુંખરા પ્રતિનિધિ પૂર્ણ પણે પોતપોતાના પક્ષના આગેવાનના તાબામાં હોય છે અને તેમના ધોરણેજ તે મતો આપે છે. એને લીધે અધિકારવાળા પક્ષના આગેવાનોને પોતાની ઇચ્છા પ્રમાણે ઘણી વાતો કરવાનેલાગ મળે છે. એ

વળી એક પ્રશ્ન પુછવામાં આવે છે. "કોઇપણ પક્ષમાંના લોકોએ પોતાના આગેવાનના ધોરણે જે મત આપ્યા નહિ તો એકજ પ્રધાન-મંડળના હાથમાં ઘણા દિવસ રાજ્યકારભાર રહેવો કે શી રીતે? વળી પ્રત્યેક પ્રશ્ન ઉપર મતભેદ થઇને જે નિરનિરાળા મતભેદ થઇ ગયા અને આજ એ પ્રધાનમંડળ અને કાલે બીજું, એવી સ્થિતિ થવા માંડી તો રાજ્ય વ્યવસ્થાનું સુકાન કેઇ તરફ ફરી જશે એની કલ્પના થશે શું?" એક વાતમાં ફેરફાર થશે એમ ધારી લેઇને બાકીની વાતો જેવીની તેવીજ રહેશે એવી કલ્પના કરવાને લીધે જે ભૂલના અનુ-માનો નીકળે છે તેમનાજ ઉદાહરણો ઉપરના પ્રશ્નમાં મળવા જેવા છે. રાજ્યકારભારમાં પડનારા લોકો પ્રમાણિકપણે ચાલવા લાગે તો તેનુ ચાલવાનો પરિણામ જે પ્રત્યેક પોતાની સમજુતી પ્રમાણે મત આ-પે એવો થયો; અને તેથી જો હાલ પ્રમાણે પ્રતિનિધિનાં મુખ્ય પક્ષ ન થતાં નાના નાના પૃથક્ પક્ષ થયા, અને પૃથક્ પ્રતિનિધિઓ કોઇપણ પક્ષને ન મળતાં સ્વતંત્ર રીતે ચાલવા લાગ્યા તો, પોતાના મત અધિક થશે એવી પ્રધાન મંડળને કદીપણ ખાત્રી થનાર નથી અને અભિમાનમાં પડીને ફાવે તેમ વર્તન કરવાને પ્રધાનમંડળ પૈકી કોઇ હિંમત રાખનાર નથી. આવી રીતે પોતાની બાજુના વધારે મત થયાં નહિ તો કોઇને રાજીનામુ આપવાનુ કારણ રહેનાર નહિ. પ્રધાન-મંડળની વિરૂદ્ધ પ્રતિનિધિની સભામાં મત પડ્યા તો પ્રતિનિધિના, એ-ટલે દેશના મત પ્રમાણે કોઈ પણ પ્રશ્નનો નિકાલ થયો એટલે થયું હાલ પ્રધાન મંડળ તરફ ધણીપણું આવ્યું છે અને પ્રતિનિધિની સ-ભા તરફ સેવા ધર્મ ગયો છે; તે સ્થિતિ બદલાઇને પ્રતિનિધિની સભા તરફ તેનું સ્વાભાવિક ધણીપણું જશે અને પ્રધાનમંડળ એ સભાના અંકિત થઇને રહેશે. પ્રધાનમંડળે ઠરાવ કરવા અને પ્રતિનિધિએ તેમને અનુમતિ આપવી એ પ્રકાર નષ્ટ થઇને પ્રતિનિધિની સભાએ

ઠરાવ કરતા અને પ્રધાનમંડળે તે અમલમાં આણવા એવો પ્રકાર શરૂ થશે પછી કોઈ પણ પ્રશ્નનો નિકાલ પ્રતિનિધિમાં જે પુષ્કળ નાના નાના પક્ષ થએલા હશે તે પૈકી ઘણા પક્ષના મતના ધોરણે થતો જશે અને તેમાં દેશનો મત પ્રતિબિંબિત થયેલો દેખાશે એવી વ્યવસ્થાએ પ્રત્યેક પ્રશ્નનો નિકાલ લાવવાને વખત વધારે લાગશે એવી શંકા કેટલાક તરફથી લેવામાં આવશે, પરંતુ વખત લાગવાથીજ દેશનો ફાયદો છે એ સિદ્ધ કરવું ઘણું કઠણ નથી રાજ્યવ્યવસ્થામાં જે ફેરફાર થવાનો તે પ્રશ્નો ઉપર વાદવિવાદ થઈને અને અનેક અડચણમાંથી પાર પડીને તે બની આવવા ઇષ્ટ છે

પરંતુ એ વિચાર એક બાજુએ મૂકીને નીતિ તત્વની દૃષ્ટિએ જોયું હોય તો હાલમાં ચાલેલો પ્રકાર અનીતિ કારક છે એમ સ્પષ્ટ દેખાય છે મનમા એક અને બહાર બતાવવાનુ જૂદુ, બોલવાનુ કંઈને કરવાનું કંઇ, આવા વર્તનને હાલની વ્યવસ્થાએ ચારે તરફ ઉત્તેજન મળે છે આ વાતને શાસ્ત્રની મદદ કદી પણ મળવાની નથી પરોપકારનો ઉદય સદાચાર મૂળમાંથી નીકળનારા નીતિતત્વોમા છે, અને આને લીધે મલ અને પરોપકાર એની ગાંઠ કદી પણ તૂટવાની નથી તેથી રાજ્યકીય કર્ત્તવ્યો બજાવવામા લોકો તરફથી જે અસત્ય આચરણ થતા જાય છે તે નષ્ટ કરવા માટે યત્ન કરવો એ દેશ સબંધી પરોપકાર થાય

ન્યાય તત્વોને અનુસરીને કરેલા કાયદા દેશમાના સર્વ લોકોને જણાવવા અને તેના અનુરોધેજ તેમની તરફથી વર્તન કરાવવા,તથા રાજ્યીય પ્રશ્નોની ચર્ચા કરવા અને મત આપતા લોકો તરફથી પ્રમાણિકપણાનું અવલંબન કરાવવું, આ વાતોની આવશ્યકતા વિષે આ હદ્દી વખત સુધી વિચાર થયો હવે દેશના પરોપકારમા અંતર્ભૂત થનારી વળી એક બીજી વાતનો વિચાર કરીએ.

રાજ્યાધિકારનો અમલ બજાવવાનું કામ પ્રમાણિકપણે અને હો-
શિઆરીએ થવાને પ્રથમ તો નિરનિરાળા સ્થળોના અને વર્ગના પ્ર-
તિનિધિની ચુંટણીનું કામ કાળજી પૂર્વક ને ચોખ્ખું થવું જોઇએ. આ
વાતમાં સુધારો કરવાની જરૂરીઆત ઘણાજ લોકોને લાગે છે, પરંતુ
તે સંબંધી થવા જેટલો યત્ન થતો નથી. મત આપનારનો પ્ર-
તિનિધિ પસંદ કરી આપવા સબંધી પોતાનું કર્તવ્ય શુ છે એની
બરોબર કલ્પના હોતી નથી. જે ઉમેદવારો અગાડી આવ્યા હોય તે
પૈકી પોતાનું પ્રતિનિધિત્વ કરવાની અધિક યોગ્યતા કોને અંગે છે તે
જોઇને મત આપવાની આવશ્યકતા તો હોજ, પરંતુ તે પહેલાં સારા
લોકો ઉમેદવાર થવા માટે અગાડી આવીને તેમની સારી ચુટણી
થાય એ વિષે યત્ન કરવો જોઇએ. અગાડી આવેલા ઉમેદવારોમાંથી
પસંદગી કરવાનું કામ જો કે ઘણીજ સારીરીતે થાય છે, તોપણ
ઉમેદવાર અગાડી આવવા માટે જે લોકોની પસંદગી થાય છે તે
આકસ્મથી થયેલી હોય છે; ઉમેદવારની જગાએ યોગ્ય યોજના કરવા
માટે સારા લોકોની ચુટણી કરવી એ કામજ અધિક મહત્વનું છે.
કારણ, અંતરનાં સૂત્રો (દોરી) જેમના હાથમાં હોય છે તેમણે ક
અને ખ આ બે મનુષ્યોને ઉમેદવાર કરીને અગાડી કર્યા, અને તે બેઉ
મનુષ્ય પણ તે કામને યોગ્ય ન હોય, તો તે બન્ને પૈકી મરજીમા
આવે તેને ચુંટવાનું, મતદારને ગમે એટલી સ્વતંત્રતા હોય તો-
પણ, નિરૂપયોગી થાય છે. ઇંગ્લાંડમા ઉમેદવાર ઠરાવવાની વ્યવ-
સ્થા અગાડી લખ્યા પ્રમાણે થાય છેઃ—લંડન શહેરમાં પ્રત્યેક પ-
ક્ષના જે આગેવાનો હોય છે તેમના હુકમમાં રહેનાર તે તે પક્ષના
અનુયાયી પ્રત્યેક પસંદગીને સ્થળે હોય છે. એ નિરનિરાળા પક્ષના
'ઠેકાણે ઠેકાણે એજંટ કહીએ તો ચાલશે. એ એજંટોએ મતદારોને
બે ત્રણ નામ સૂચવવાં, અને તે પૈકી જે ગમે તે નામ પસંદ કર-

વો કહેલું ઉપર કઅને ખરું જે ઉદાહરણ આપ્યું છે તે પ્રમાણે થઈ
મુચવેના મનુષ્યો પૈકી જે ઓછો નિરૂપયોગી હોય તેનું નામ તે પ
ક્ષના ઉમે વાર તરીક આગાડી કરવામા આવે છે આવો જ્યા પ્રકાર
ચાલે છે ત્યા ઉમેદવારો અગે ખરી યોગ્યતા છે કે નહિ એનો વિચાર
ગીરીને થાય ? અમુક મનુષ્ય મોટો પરોપકારી કામોયો હોવાથી લીધે
લોકપ્રિય થયો છે શુ ? પોતના પક્ષા અગ્રણીને તેનાથી મદદ થ
ઇને તે હમેશા તેના ધોરણે વર્તન કરવાનુ કબુલ કરશે શુ ? અમુક
પ્રશ્ન સબધી તેનો મત આપણને જોઇએ તેનો છે શુ ? તે મોટા
કુટુબમાનો છે શુ ? તેના વજનને લીધે તને પુષ્કળ મત મળી શ
કશે શુ ? આ અને આ સરખાજ બીજા અનેક પ્રશ્નોના વિચાર
કરીને કોઇપણ પક્ષના સ્થાનિક આગેવાન ઉમેદવારની યોજના કરે છે
ઉમેદવારો અગે વાસ્તવિક જે ગુણનુ અસ્તિત્વ જોઇએ તેની બી
લકુલ કોઇ ચોકસી કરતા નથી દેશનીતિ તત્વોનું મૂળ સહિત જ્ઞાન
તેને છે શુ ? કવિહાસના જ્ઞાન તેમા ઉમેરો થયો છે કે નહિ ? જ
વાહારોના રાજ્ય કારભારના કામનો તેને અનુભવ છે શુ ? તેની
હમેશના વર્તનમાં દુરંદેશીપણુ જણાઇ આવે છે શુ ? પ્રમાણિક
પણુ અને સ્વાતત્ર્ય એ સદ્ગુણો તેના અગમા છે શુ ? જે વાત
તેને પસદ નથી અથવા જે વાત તેના હાથથી થાય એવી નથી તે
કરવા માટે ખાલી વચનો આપીને પાછળથી ફસાવવાની તેની નઠારી
ટેવ નથી શુ ? આ પ્રશ્નો કોઇના મનમા આવતાજ નથી એનો
પરિણામ જેવો થવો જોઇએ તેવો થાય છે રાજકીય પ્રશ્નોના સ-
બધે છેક અપરિચિત, લોકપ્રિયતા સપાદન કરવા માટે આતુર થ
યેના અને વખત જોઇને કામ કરનારા એવા લોકોથી પાર્લામેન્ટ ભ
રાઇ જાય છે તેમના વિચાર તેમની ચુટણી કરનારા અજ્ઞાન લોકોના
વિચારથી વધારે યોગ્યતાવાળા હોતા નથી મનુષ્ય સમાજ એટલે

એક સજીવ સંસ્થા હોઇને તેની વનસ્પતિ અને પ્રાણી એના જેવી વૃદ્ધિ થતી જાય છે એ કલ્પના તેમના મગજમાં પેસતી નથી. લાકડાનો એકાદો કકડો હોય તો તેને કાપીને જેવો જોઇએ તેવો આકાર કરવામાં આવે છે. તેજ પ્રમાણે કાયદામાં ફેરફાર કરીને સમાજને જોઇએ તે સ્વરૂપ આપવામાં આવે એવો તેમનો મત હોય છે. આ સમજુતીને અનુસરીને કાયદાની મદદથી સમાજની સ્થિતિ એકદમ બદલાવવા માટે તે યત્ન કરે છે, તથા સ્વહિત અથવા સ્વપક્ષહિત એની પછાડી પછાડી લાગીને પોતાના યોજેલા ઉપાયથી સમાજ ઉપર શા પરિણામ થશે એ વિષે વિચાર કરતા નથી. દેશના પરોપકારની દૃષ્ટિએ, પ્રતિનિધિ ચુંટવાનો આ મૂર્ખાઇનો પ્રકાર બંધ કરવા માટે ખરેખરો યત્ન કરવો ઘણો અવશ્યનો છે તેજ પ્રમાણે મત આપનારને હાલમાં કેવળ નામનો માત્ર હક છે, તે સ્થિતિ નષ્ટ થઇને તેમને ખરેખર પોતાના હકનો ઉપયોગ કરવાને મળે, અને તેમના તરફથી ચુંટાએલા પ્રતિનિધિ હાલ પ્રમાણે પક્ષના અગ્રણીના હાથ નીચે પુતળા રૂપ ન હોઇને કાયદા કરનારી મંડળીને શોભે એવા સભાસદ હોય એવા પસંદગીના નવા માર્ગ પ્રચારમાં આણવાનો યત્ન કરવો ઘણો અગત્યનો છે.

સ્થાનિક કૌન્સિલો, મ્યુનિસિપાલિટી, લોકલ બોર્ડ વગેરે મંડળીના સભાસદ પસંદ કરવાનો જ્યારે વખત આવે છે ત્યારે સભાસદ પસંદ કરવાનું કામ જેમના તરફ હોય છે તેમનામાં તેમના આગેવાન ખટપટ કરવા માંડે છે. એક વાર તે આગેવાનને મત મળીને પસંદગીનું કામ પુરૂં થયું એટલે પ્રતિનિધિ પસંદ કરનારા લોકો પૂર્વવત્ ખુશીથી ઉંઘી જાય છે. પછી એ મંડળીનું કામ કેવું ચાલે છે અને પોતે પસંદ કરેલા પ્રતિનિધિ પોતાનાં કામ યોગ્ય રીતે બજાવે છે કે નહિ એ જોવાની કોઇને બુદ્ધિ થતી નથી. એકાદો આનાકાનીનો અથવા લાંચરૂશવતનો પ્રકાર તેમના આગળ કોઇએ આણ્યો

તોપણુ તેનો પૂરો તપાસ કરીને અપરાધીને યોગ્ય શાસન થશે એવી તજવીજમા પડવાનું મન કોઇને થતુ નથી કોઇ દુકાનદાર આ ભાજગડમા પડે તો જે અસત્યનો પ્રકાર થયો હોય તેની સાથે તેના કોઇ ઘરાકનો પણ પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ સબધ હોય છેજ, તથા તેની વિરુદ્ધ ખટપટ કરવાથી તેથી ઘરાકી કમી થનાર નેથી તે પણ વાત પોતાના અગની બહાર નાખે છે ડાક્ટરોની તેજ સ્થિતિ થાય છે જે લોકોનું નિષ્કાળજીપણુ અથવા ખેટાઉ અજવાળામાં આણવાનુ હોય છે તેમના તરફ્જ પ્રત્યક્ષ જોકે તેવુ વૈદુ ચાલતુ ન હોય તોપણુ તેમના અનેક મિત્રો સાથે તેનો સ્નેહ હોય છે, અને તે મના પાસેથી તેને ઘણી પ્રાપ્તિ હોય છે એ મિત્ર જેથી કરીને દૂર થાય અને પ્રાપ્તિને થોડો ઘસો પણ ધક્કો બેસે એવા પ્રકારનુ વર્તન કરવાને તેમનુ શુ અટકી પડ્યુ છે ? પૈસા સબધી જેમનુ કોઇ પણ પ્રકારનુ નુકસાન થવાનો સભવ નથી એવા પૈસાદારો લોકોપણ આ ભાજગડમા પડવાને ઇચ્છતા નથી કારણ, લોકોની અપ્રીતિ કરી લેવાનુ કામ કોણે કરવુ ? તેમને પક્કુ માલુમ હોય છે કે આવા પ્ર કારની ભાજગડમા પડવાથી નવીન શત્રુ માત્ર ઘણા ઉત્પન્ન થાય પરતુ નવીન મિત્ર જોડાવાની આશા નથી આ શિવાય બીજા ઘણા લોકો એવા હોય છે કે, ઉપરના કારણોનો જો કે તેમના ઉપરપરિણામ થયો નહિ તોપણુ જે વાતે સ્વહિત સધાતો નથી તેને માટે વિના કારણ ત્રાસમા શુ કરવાને પડવુ એ તેમને સમજાતું નથી આવી સ્થિતિ હોવાને લીધે સાર્વજનિક કામમા જુલાણાનો પ્રસાર ખુશી રીતે ચાલેછે

રાજ્યવ્યવસ્થાના ઘણાક ખાતાની એજ સ્થિતિ હોય છે અને લોકોને પોતાના ઉપરની જવાબદારી બીલકુલ સમજવામા આવતી નથી રા-જકીય સબધના સ્થાનિક અને બીજા ઠેકાણાનાં કામો વ્યવસ્થિત રીતે અને પ્રમાણિકપણે ચાલેલા છે કે નહિ તે જોવુ, અને જ્યા કપટ

ફેલાય તે અજવાળામાં આણીને અધિકારી લોકોને બરોબર ફરજ બજાવતા રહે એવી રીતે તેમના કામ ઉપર નજર રાખવી એ દેશના પરોપકારની દષ્ટિએ પ્રત્યેકનું કર્તવ્ય છે. [1]

---

[1] અતિ મોટા શહેરમાં રહેનારા લક્ષાવધિ લોકોની નજરે પડનારૂં મ્યુનિસિપાલિટીના નિષ્કાળજીપણાનું એક ઉદાહરણ અહીં આપવા જેવું છે. આવા શહેરમાંના રસ્તા ઉપર ગાડી ઘોડાની એટલી ગરદી હોય છે કે, અતિશય કઠણ પથ્થરના નાના કટકા વરાળયંત્રથી દબાવેલા હોય છે તોપણ તે વધારે વાર ટકતા નથી. આ રસ્તા તરફ ધ્યાન રાખીને જોયું હોય તો વચમા વચમાં થોડું થોડું ઉપસેલુ દેખાય છે. વરસાદના પાણીથી માટી ધોવાઈ ગઈ એટલે પ્રત્યેક ઉપસેલાના મધ્ય ભાગે પાસેના પથ્થરના કટકા કરતાં ઘણો મોટો એવો એક અણીદાર પથ્થર દેખાઇ આવે છે. એ ઉપસવાનું થવાનુ કારણ જે વખતે પથ્થરો ફોડીને નાના કટકા તૈયાર કરે છે તે વખતે સર્વ કટકા સરખા કરવા તરફ લક્ષ આપવામાં આવતુ નથી. કેટલાક કટકા બમણા ત્રમણા મોટા રહી જાય છે. બાજુના નાના કટકાને અને ચક્રનો ધક્કો ખમવાનું જેટલું સામર્થ્ય હોય છે તે કરતાં વચલા મોટા કટકાને અંગે વધારે હોય છે. તેને લીધે બાજુના નાના કટકા દબાઇ જાય છે અને વચલો મોટો કટકો તેટલો દબાતો નથી. પ્રત્યેક ગાડી વેગથી જવા લાગી એટલે તના ચક્ર ઉચાળુ સાથે ઉપર ચડે છે અને આગળના ભાગ ઉપર એકદમ જોરથી ટપકાઇ પડે છે. વારે વારે આવી તરેહના ધક્કા થવાને લીધે પ્રત્યેક ઉપરને ભાગે બન્ને બાજુએ એક એક ખાડો તૈયાર થાય છે ચોમાસાના દિવસમાં આ ખાડામા પાણી ભરાઇ રહે છે તેને લીધે તે જગા ઉપસેલાંની જગા કરતાં પોચી હોય છે અને તે ખાડા વધારેજ ઉંડા થતા જાય છે આવી રીતે સર્વ રસ્તો નાના નાના ઉપસેલાથી અને ખાડાથી ભરાઇ જાય છે. આનાથી ઘણા પ્રકારના ત્રાસ થાય છે. ગાડીમાં બેશીને જનારા હુજરો લોકોને, પેડા ઉપર નીચે થઇ ને ગાડીને ધક્કો લાગવાને લીધે ત્રાસ થાય છે, ગાડીઓની જલદીથી ખરાબી થાય છે, અને ઘોડાને ઘણો ત્રાસ પડે છે અને તે જલદીથી કામમાથી બાતલ થાય છે; પગે ચાલનારા મનુષ્યોને ઠેસો વાગે છે, અને રસ્તો જલદીથી નઠારો થઇને તેને વારંવાર દુરસ્ત કરવો પડે છે આટલી સર્વ અવ્યવસ્થા પથ્થ-

" સર્વ કામમાં દક્ષતા રાખવી એ સ્વાતંત્ર્યની કિમ્મત છે " એવું એક અમેરિકન ગ્રંથકારનું કહેવું છે સ્વાતંત્ર્યનો ફાયદો થવાને જે પ્રમાણે દક્ષતાની જરૂર છે તેજ પ્રમાણે સાર્વજનિક સંસ્થાના કામો સુવ્યવસ્થિત ચાલવાને સર્વકાળ દક્ષતા રાખવી જોઇએ મનુષ્યસ્વભાવમાં જે ખામી રહેલી હશે તે મનુષ્યોથી ચલાવેલી સંસ્થામાં પણ દેખાઇ આવવાનીજ, પરંતુ તે સંસ્થામાંથી દોષ જો બહાર કહાડ્યા નહિ અને તે કમી કરવા માટે એક સરખો યત્ન ચાલુ રાખ્યો નહિ તો તેમની સ્થિતિ ઘણી શોચનીય થશે

એ માટે દેશની પરોપકાર દૃષ્ટિએ પ્રત્યેક મનુષ્યનું જે કર્તવ્ય છે તે તરફ લક્ષ આપીને જ્યારે એમાંદો નિષ્કાળજીપણાનો[1] અથવા અમલનો પ્રકાર નજરે પડે ત્યારે તે ભયંકર રૂપ ધારણ કરે ત્યાં સુધી

---

રના કદમ બરાબર ન કર્યાને લીધે ઉત્પન્ન થાય છે વરાળ યંત્રથી પથ્થરના ભુક્કા દબાવવાના હોવાને લીધે નાના મોટા પથ્થર હોય તોપણ રસ્તો સપાટ થઇ જાય છે અને રસ્તાની તપાસણી કરનારો કામદાર તે કામ પસંદ કરી આપે છે કંટ્રાક્ટરની નજર ગમે તે રીતે એ વાર કામ પસંદ પડીને પૈસા હાથમાં આવે એ ઉપર હોય છે ઘણી વાર કંટ્રાક્ટર લોકો શ્રીમંત હોય છે અને તેમના કામની તપાસણી કરનારા લોકોનો પગાર હલકોજ હોય છે, તેને લીધે કામની પસંદગીનો દાખલો મેળવવાને ઘણી પંચાત પડતી નથી

[1]આ નિષ્કાળજીપણાને લીધે હજારો લોકોને ત્રાસ થઇ જાય છે તે દૂર કરવાનું કોઇને હાથે બનતું નથી મ્યુનીસિપાલિટીના સભાસદોની પાસે એ વાત લાવી હોય તો પોતાના અધિકારની બહારની તે વાત છે એવો તેમના તરફથી જવાબ મળશે અને વ્યવસ્થાપક મંડળીના સભાસદને પૂછવામાં આવ્યું હોય તોપણ તેના તરફથી પણ ઉડાવવાનોજ ઉત્તર મળશે જે લોકોના હાથમાં અધિકાર હોય છે તે લોકો પોતાનો અધિકાર બરાબર રીતે બજાવતા નથી વળી આ અધિકાર તેમના ઉપર સોંપનારા લોકો પસંદગીની વખતે માત્ર મત આપવા જેટલુંજ જાગૃતપણું રાખીને ત્યાર પછી ઉંઘી જનારા હોય છે

વાટ ન જોતાં એકદમ તેનું નિર્મૂળ કરવા માટે યત્ન કરવો જોઇએ. જે અવ્યવસ્થાના અને અપ્રમાણિકપણાના કામથી અનેક સંસ્થા કેવળ નિરૂપયોગી અથવા અપાયકારક થઇ જાય છે તેનું મૂળ જોયું હોય તો એક ક્ષુલ્લક વાત હોય છે. પ્રથમ તો નાની વાતોમાં અપ-રાધ થવા લાગે છે, અને તે તરફ કોઇએ ધ્યાન આપ્યું નહિ એ-ટલે તે કરવાની હિમ્મત આવે છે અને મોટા મોટા અપરાધ કરવા તરફ તેમની પ્રવૃત્તિ થાય છે. આ પ્રકાર વધતાં વધતાં તેનો એટલો વિસ્તાર થાય છે અને એટલા મનુષ્યોનો તે પ્રકાર સાથે પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ સંબંધ પહોંચે છે કે તે નષ્ટ કરવો અશક્ય થઈ પડે છે. અત્યંત ક્ષુલ્લક વાત તરફ દુર્લક્ષ કરવાથી તેને કાળાંતરે કેવું ભયંકર સ્વરૂપ આવે છે એનાં ઉદાહરણો જડસૃષ્ટિમાં પણ દેખાય છે. પાણી જવા માટે પથ્થરની ભીંત અથવા બંધ બાંધેલો હોય છે તે તરફ હમેશાં લક્ષ રાખવું પડે છે. જરૂર ન હોવાને લીધે અથવા દુ-ર્લક્ષથી જો એવી એકાદી ભીત તરફ કોઇએ લક્ષ આપ્યુ નહિ તો તેના કોઇ ભાગમાંથી પાણી ટપકીને બહાર જવા લાગે છે. આ ક્રમ તેવોજ ચાલુ રહ્યો એટલે ભીતમાનાં છિદ્રો લગાર મોટાં થઇને તે-માંથી ઝીણી ધાર પડવા માંડે છે અને પથ્થરાને જોડનારા ચુનાનો થર હળવે હળવે ધોવાઈ જાય છે આવીજ સ્થિતિ વળી કેટલાક વખત સુધી કાયમ રહી તો તે ભીતનો એકાદો ભાગ પડી જાય છે અને એકદમ પાણી અંદર પેશીને બાકી રહેલી ભીત પણ પડી જાય છે. આ પ્રમાણેજ એકાદી સંસ્થામાં ક્ષુલ્લક વાતો સંબંધી અસ્તા-વ્યસ્ત થવાની શરૂઆત થાય છે અને લોકોની ઉદાસીનતાને લીધે તે તરફ કોઇએ લક્ષ આપ્યું નહિ તો તે પ્રકાર દિવસે દિવસે વૃદ્ધિ પા-મીને અતિ સધળી સંસ્થાનો ઘાત થાય છે.

સ્વાતંત્ર્યનું રક્ષણ કરવા સારૂ જેવી હમેશની દક્ષતા રાખવી પડે

સંસ્થાના કામમાં કોઇપણ પ્રકારનું અસત્ય ન થતાં ચાલેલાં છે એવી લોકોની સમજ હોય છે. અસત્ય ન થવા માટે પ્રત્યેક મનુષ્ય અમે તેને પણ પૈસા આપવાના હોય તો તેની પહોંચ લીધા શિવાય તે રહેતો નથી; કાયદાસર લેખપત્ર કરવાના હોય તો, કોઇ પણ પ્રકારની ગેરસમજ થાય નહિ માટે કેટલી બધી કાળજી રાખવામાં આવે છે ! નાસી જવાને નાનો રસ્તો ગયો કે તેનો ઉપયોગ કરી લેનારા લોકો થોડા નથી એ લક્ષમાં રાખીને કાયદો કરતી વખતે ભાષાનો ઉપયોગ ઘણો સંભાળીને કરવામાં આવે છે; અને ગમે તેટલી સંભાળ રાખી હોય તોપણ તેમાંથી ચોરરસ્તો કાહાડીને ફાયદો લીધા શિવાય લોકો રહેતા નથી. આ સર્વે વાતો પ્રત્યક્ષ બનતાં છતાં પણ વિશ્વાસનીય પુરાવો આગાડી આવ્યા શિવાય સાર્વજનિક સંસ્થાના અથવા સરકારના કારભારમાં શંકા લેવાનું કંઇ કારણ નથી એમ ઘણા જણને લાગે છે. અનુભવ શિવાય ગમે તે મનુષ્ય ઉપર વિશ્વાસ રાખવાને લીધે, અને ફસાગણીનો પ્રકાર ન થવા દેવા માટે અવશ્ય હોય તેટલી કાળજી ન રાખવાને લીધે વ્યાપારી પેઢીઓ અને કપનીઓનાં હમેશાં દેવાળાં નીકળે છે અને હજારો લોકોનું નુકસાન થતું જાય છે તોપણ લોકો જાગૃત થતા નથી. મોટા મોટા શાહુકારો, કાયદો કરનારી મંડળીના સભાસદો, રાજ્યકારભારનાં મહત્વનાં કામ કરનારા લોકો, એમના ઉપર જુદા જુદા પ્રકારના આરોપ આવતાં અને પરાઇત વકીલનું ચાતુર્ય કંઇ પણ ન ચાલતાં તે પૈકી કેટલાકના ઉપર તે આરોપ શાબીત થયા છતાં હમેશાં નવી બાબત નીકળે છે અને તેના ઉપર વિશ્વાસ રાખીને હજારો લોકો ફસી પડે છે.

દેશના પરોપકાર માટે જોખમ ખમનારા મનુષ્યે સાર્વજનિક કામમાં જે જે ઠેકાણે અસત્ય થવાનો સભવ હોય તે તે ઠેકાણે આંખોમાં તેલ આંજીને પહેરો ભરવો જોઇએ. ક્ષુલ્લક વાતમાં પણ

આ ઉન્નતી રીતે પોતાના અધિકારનો ઉપયોગ કરવા માટે તો તેને પ્રતિ પેં કરવો જોઇએ ઊલટણ વ્યવહારમાં સરળ પણાનો માર્ગ છોડવાનો વહેમ આવ્યાની સાથેજ એઇની શરમ ન રાખતા તાબડતોબ તેની તપાસને માટે લાગવુ જોઇએ અને આ સર્વ કરવાથી લોકો ટીકા કરશે અથવા છળ કરશે તોપણ સર્વ ચુપકીથી સહન કરીને પોતાના કર્ત્તવ્ય તરફ દૃષ્ટિ રાખવી જોઇએ

---

## પ્રકરણ ૧૬ મું
### પરોપકાર વિષે સામાન્ય વિચાર.

નિવૃત્યાત્મક અને પ્રવૃત્યાત્મક પરોપકાર વિશે ઉપર અનેક પ્રકરણોમાં જે કેટલીએક વાતોનો ઉલ્લેખ કરેલો છે અને વિશેષે કરીને છેવટના કેટલાક પ્રકરણમાં જે વર્ણન કરેલી છે તેમનો પરોપકારમાં સમાવેશ કરેલો જોઇને ઘણા વાચનારાને મોટું આશ્ચર્ય લાગશે સામાજિક અને દેશના વર્તનના કઇ વિશેષ ભાગનો માત્ર નીતિ સાથે અને નીતિના અંગભૂત જે પરોપકાર તેની સાથે સબંધ છે એવી ઘણાની સમજ છે વળી તેમની સમજુતી વિરૂદ્ધ આ પુસ્તકમાં તે વર્તનના ઘણાક ભાગનો વિચાર પરોપકારની દૃષ્ટિએ કરેલો તેમની નજરે પડશે પરંતુ જે મતને અનુસરીને વિષયનું વિવેચન કરેલું છે અને જેનો ઉલ્લેખ આ પુસ્તકમાં કેટલેક પ્રસંગે કરેલો છે તે તરફ વાચનારે લક્ષ આપ્યુ હોય તો પરોપકારનું વિવેચન કરતી વખતે આ સર્વ વાતનો તેની સાથે સંબંધ બતાવવો જરૂરનો થાય છે જેમ તેમને દેખાશે જે વર્તનનો પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે મનુષ્યના સુખ સાથે અથવા દુખ સાથે સબંધ પહોચે છે તે નીતિશાસ્ત્ર વિષયક વિચારોનો વિષય થઇ શકે જે વર્તનનો તાત્કાલિક અથ

વા કાળાંતરે સુખમાં અંત થાય છે તે સદ્વર્તન, અને જેનો દુઃખમાં અંત થાય છે તે દુર્વર્તન. મનુષ્યના વર્તનના ત્રણ વિભાગ કરવામાં આવે છે અને તેને અનુસરીને નીતિશાસ્ત્રના પણ ત્રણ વિભાગ થાય છે. મનુષ્યના આચરણમાં કેટલીક વાતો એવી છે કે તેમનો પરિણામ તે મનુષ્ય ઉપરજ થાય છે અને બીજા સાથે તેમનો સંબંધ પહોચવાનો હોય તો ઘણોજ દૂરનો હોય છે. આવી વાતનો વિચાર કરવો એ આત્મનીતિશાસ્ત્રનું કામ છે. બીજી કેટલીક વાતો એવી હોય છે કે તેમનો સંબંધ સમાજમાના બીજા મનુષ્યો સાથે પહોંચે છે અને સમાજનું અસ્તિત્વ શક્ય કરવા માટે આ વાતમાં મનુષ્યના સ્વાતંત્ર્યને કાયદાએ બંધન ઘાલવુ પડે છે. આ વાતનો વિચાર કરવો એ ન્યાયનીતિનું કામ છે. આત્મનીતિ અને ન્યાયનીતિ આ બેમાં જે કામનો સમાવેશ થાય છે તે વાતો બાદ કરતા બાકી રહેલી મનુષ્યના આચરણમાંની ઘણી ખરી વાતનો વિચાર કરવો એ પરોપકાર નીતિનું કામ છે. કારણ, આ બાકી રહેલા મનુષ્યના આચરણે બીજાને ઘડીએ ઘડીએ સુખ અથવા દુઃખ થતું હોવું જોઇએ.

ઉપર આપેલા વિષય વિભાગની બરોબર કલ્પના કરતા આવડી એટલે પરોપકારનુ ક્ષેત્ર કેટલુ ફેલાએલુ છે એ ધ્યાનમાં આવશે, અને આટલીવાર સુધી જે વાતનો પરોપકારમાં સમાવેશ કરેલો છે તેના કરતાં પણ વધારે વાતોનો સમાવેશ કરવો પડશે એમ દેખાશે. આપણી આસપાસના મનુષ્ય સાથે વર્તન કરતાં ક્ષણે ક્ષણે કઇ વાત કરવા માટે મનને ઉત્તેજન આપવું જોઇએ, અને કઇ વાતમાં મનને રોકી રાખવું જરૂરનું છે તેનો બારીકીથી વિચાર કરીએ તો પુષ્કળ વિસ્તાર થશે. ક્ષણે ક્ષણે મનુષ્યને બીજા સાથે ભાષણ કરવાનો પ્રસંગ આવે છે અને તે વખતે બોલનારના શબ્દોની યોજના કરવાની ખુબી, બોલવાની ઢબ, અને અંદરના વિચારનું પ્રતિબિંબ

દર્શાવનારી મુખચર્યા, એ ઉપરથી સાંભળનારના મનમાં પ્રસંગાનુ-
સાર સુખોત્પાદક અથવા દુઃખોત્પાદક વિકાર થતા જાય છે, અને
આ ક્ષુલ્લક વાતથી થનારૂં સુખ અથવા દુઃખ પુષ્કળ પ્રસંગે બીજા
ઉપર પ્રત્યક્ષ ઉપકાર અથવા અપકાર કરવા વાસ્તે કરેલી મુખ્ય કૃતિ
થી થનારાં સુખો કરતાં અથવા દુઃખો કરતાં વધારે હોય છે આસ-
પાસના મનુષ્યોના મનમાં અનુકૂળ અથવા પ્રતિકૂળ વેદના ઉત્પન્ન
કરનારો જે દોષ મનુષ્યના સ્વભાવમાં અથવા વર્તનમાં જણાઇ આવે
છે, તે કેવળ પરોપકાર પ્રેરિત મનોવિકારના અસ્તિત્વ ઉપર અથ-
વા અભાવ ઉપર અવલંબીને રહે છે એમ નથી લોકોથી આપણે
સારા કહેવાઇએ એ ઇચ્છા પ્રત્યેક મનુષ્યના મનમાં હોયજ,
અને તેને લીધે અનેક પ્રસંગે લોકોને ખુશી કરવા સારૂં વર્તન
તેના હાથથી બને છે પરંતુ બીજાના સુખ દુઃખને લીધે સુખોત્પાદક
અથવા દુઃખોત્પાદક મનોવિકાર ઉત્પન્ન થઇને કેવળ પરોપકારની ઇ-
ચ્છાએ મનુષ્ય સ્વભાવમાં જે સૌજન્ય ઉત્પન્ન થાય છે તે સહજ
ઓળખાઇ આવવા સરખું છે. અંતઃકરણની લાગણીને લીધે ઉત્પન્ન
થએલા સ્વાભાવિક સૌજન્યે બીજાને જે સુખ થાય છે તે સ્વાર્થના
હેતુએ બતાવેલા કૃત્રિમ સૌજન્યોથી કદી પણ થનાર નથી

સદાચરણની અતિ ઉચ્ચ કલ્પના આંખ આગળ મૂકીને અને
હમેશાં કર્તવ્યબુદ્ધિ મનમાં રાખીને બીજા પ્રકારના પરોપકાર મનુષ્ય
કરી શકશે, પરંતુ ઉપર કહેલા પરોપકાર તેના હાથથી બનવાને તેના
મનમાં પોતાના બંધુઓ વિષે પ્રેમબુદ્ધિ હોવી જોઇએ કેટલાક
થોડા મનુષ્યોના સ્વભાવની રચના એવી જણાઇ આવે છે કે, તેમાં
સ્વજાતિ વિષે પ્રેમ ઘણોજ ઉત્કટ હોય છે, અને તે તેના વર્તનમાં
સ્વાભાવિક રીતે નજરે દેખાય છે આવા મનુષ્યના અંતઃકરણમાં
પરોપકારનો આ ભાગ ભીંજાઇ ગયેલો હોય છે એમ કહેવાને હરકત

નથી. એ પાસે હોય એટલે સર્વને આનંદ થાય છે. તેજોમય પદાર્થમાંથી પ્રકાશની લહેરો નીકળીને તે જે પ્રમાણે બીજા પદાર્થોને પ્રકાશિત કરે છે તે પ્રમાણે આ મનુષ્યો પાસેથી આનંદની લહેરો નીકળીને તે આસપાસના મનુષ્યોને આનંદિત કરે છે. જેમના સ્વભાવમાં આ ગુણનો ઘણોજ થોડો અંશ હોય છે, અથવા તેનો બીલકુલજ અભાવ હોય છે એવા લોકોનો વધારો ઘણોજ જરૂર છે. તેમણે આસપાસના મનુષ્યો સાથે કયા પ્રકારની વર્તણુક રાખવી જોઇએ તેનું ચિત્ર હમેશાં આંખ આગળ રાખ્યું હોય તો તેમની ચાલચલગતમાં થોડો ઘણો ઇષ્ટ ફેરફાર થઇ શકે; તથાપિ સ્વભાવમાં ફેરફ પડવો ઘણો કઠિન છે. કોઈ કોઇ વાર અનિષ્ટ મનોવિકાર પોતાના હૃદયમાં ઉત્પન્ન થાય છે અને તેનો પરિણામ પોતાની ચાલ ચલગત ઉપર ન થવા દેવા માટે તેને રોકી રાખવો જરૂરનો છે. એવો વિચાર યોગ્ય વખતે મનુષ્યના મનમા આવી શકે અને તે ક્ષણેજ તેનાથી પોતાની ચાલચલગતનું વલણ બદલી શકાશે. તેજ પ્રમાણે લાગણી બતાવવાનો પ્રસગ નજરે પડતાંજ તે પ્રકારના મનોવિકારને ઉત્તેજન આપીને મનુષ્યને પોતાની ચર્ચામાં અને બોલવા ચાલવામાં જરાક ફરક કરતાં આવડશે. આ પરોપકારની દૃષ્ટિએ મનુષ્યની નિત્યની ચાલચલણ કેવી હોવી જોઇએ તે ધ્યાનમાં રાખીને પ્રત્યેકે પોતાના સ્વભાવને તે પ્રકારનું વલણ લાવવાનો યત્ન કરવો.

કુટુંબગાના મનુષ્યો સાથે અથવા ઇષ્ટ મિત્ર સાથે વર્તન કરતાં જે પ્રમાણે પરોપકારના વિચારનો પરિણામ મનુષ્યના મન ઉપર થવો ઇષ્ટ છે, તે પ્રમાણેજ હાથ નીચેના લોકો સાથે અથવા સામાજિક સ્થિતિના પ્રમાણથી નીચેના વર્ગોના લોકો સાથે વર્તન કરતાં પણ તે પરિણામ થવો જોઇએ. એ લોકો વિષે લાગણી બતાવીને તેમના ઉપર કરવામાં આવનારા પરોપકારનું ક્ષેત્ર પણ ઘણું ફેલાએલું

છે; પૂર્વેની સમાજપદ્ધતિમાં ઉપરની પાયરી ઉપરના લોકના નીચી પાયરીના લોકો ઉપર જુલમી હક એમનો ઘણા સૈકા સુધી મનુષ્યોનો સહવાસ રહેલો હોવાને લીધે તેમનો એકબીજા સાથે વર્તન કરવાની પદ્ધતિમાં ઉચ્ચનીચપણાનો ભાવ વારંવાર બતાવનારો જે તેમનો સ્વભાવ થઇ ગયો છે તેનો ઘણો અંશ હજી પણ દૃષ્ટિગોચર થાય છે. સમાજમાં ઉપરથી નીચે સુધી આ પ્રકાર મનુષ્ય સ્વભાવમાં એટલો બીંજાઇ ગયેલો છે કે, તેનો પ્રતિબંધ કરવો ઘણો કઠણ છે જો કે એક પક્ષે ઉપરના વર્ગમાંના સુસ્વભાવના અને સમજણવાળા લોકોને નીચેના વર્ગમાંના લોકો સાથે વર્તન કરતા તેમનું કમીપણું વારવાર તેમની નજરે લાવવાનો જે ચાલ લોકોમાં રૂઢ છે તેના વિષે તિરસ્કાર લાગવા માડયો છે, અને અન્યપક્ષે નીચેના વર્ગમાંના સ્વાતન્ત્ર્યપ્રિય લોકોને પણ તે પ્રકારની ચીઢ આવવા લાગેલી છે, તો પણ મનુષ્યને રગેરગે રમી રહેલા પ્રઘાતને એકદમ રજા આપીને ઉભય પક્ષમાં ઉત્પન્ન થનારા અનિષ્ટ મનોવિકારનું નિર્મૂળ કરવું સંભવિત નથી. પૂર્વેની સમાજઘટના બદલાઇને કરારના તત્વ ઉપર મનુષ્યના વ્યવહાર થવાથી નીચી પાયરી ઉપરના લોકોનું અપમાન કરવાની ઘણીજ રીતભાતનું જોર દિવસે દિવસે ઓછું થતું ગયું છે એ નિ:સંશય છે હાલમા કેટલેક ઠેકાણે આ ઉચ્ચ નીચપણાનો ભાવ નષ્ટ કરવા તરફ લોકોનું એટલું લક્ષ લાગેલુ છે કે, સભ્યપણાની કલ્પનામાંજ આ અનિષ્ટ પ્રકાર નષ્ટ કરવાના વર્તનનો સમાવેશ થવા માડ્યો છે. સભ્ય મનુષ્યનુ તેની નીચેની પાયરીના લોકો સાથેનું વર્તન એવું હોવું જોઇએ કે, તેની સાથે બોલવા ચાલવાને તેમને સંકોચ લાગે નહિ. મનુષ્યમા ઉચ્ચનીચપણાનો ભાવ જેથી ભૂલી જવાય તે પ્રકારનું પરસ્પર સાથેનું વર્તન કરવાનો યત્ન કરવો એ ખરી સભ્યતાનું લક્ષણ માનવાની પ્રવૃત્તિ દિવસે દિવસે વધવા લાગી છે.

જેથી કરીને કર્મ નગીઆવાન મનુષ્યના સુખની વૃદ્ધિ થાય એવું મનુષ્યના વ્યવહારને સ્વરૂપ આપવા માટે પરોપકારના તત્વોનો ઉપયોગ થવો જોઇએ. જ્યાંસુધી પરસ્પરનો સમાગમ હશે ત્યાં સુધી અધિકાર, સંપત્તિ, જાતિ, ધંધો, ઇત્યાદિ ભેદ મનમાં ન લાવતાં સર્વેએ બરોબરીના નાતાએ એક ઠેકાણે બેસવું અને સુખદુઃખની વાતો કરવી આવો રીવાજ પડવાથી મનુષ્યમાંથી ભેદ ઘણોજ ઓછો થઇને નીચેના વર્ગમાંના લોકોનું એક દુઃખનું કારણ નષ્ટ થશે.

જેમને હાલની સમાજસ્થિતિ પસંદ નથી તેમને હાલ છે તેવી સ્થિતિમાં હળવે હળવે સુધારો કરવાના જે ઉપાય આ ગ્રંથમાં સૂચવેલા છે તે ગમશે નહિ. અનેક પ્રસંગે તે લોકોના વિચારની દિશા બતાવેલી છે, અને તેમના મતનું ખંડન પણ કરેલું છે. હાલમાં ઘણાખરા મનુષ્યોને જે અસંખ્ય દુઃખો ભોગવવાં પડે છે તે એકદમ નષ્ટ કરવા વિષે ઉતાવળ થવાને લીધે, અને એ દુઃખો હાલની સમાજ સ્થિતિને લીધે ઉત્પન્ન થયેલાં છે એવો તેમનો પૂર્ણ નિશ્ચય થવાને લીધે, જે ઉપાયોથી હાલની સ્થિતિમાં એકદમ ફેરફાર થવો શક્ય નથી તે ઉપાયો વિષે તેમના મનમાં એકદમ વિકાર ઉત્પન્ન થાય છે પ્રથમ તેમનું કહેવું શું છે તે જોઇએ.

"તમારી પરોપકારની ઇમારત અપકારના પાયા ઉપર ઉભી કરેલી છે. નિષ્ઠાત્મક પરોપકારના પહેલાં બે પ્રકરણમાં ચડસાચડસી વિષે અને કરાર વિષે જે વિચાર પ્રદર્શિત કરેલા છે તે ઉપરથી તમારી એવી ઇચ્છા દેખાય છે કે, હાલ પ્રમાણેજ અમારી પણ મનુષ્યોએ સ્વાર્થ માટે લડતા રહેવું. બીજે એક ઠેકાણે પોતાની સ્થિતિ કરતાં જેની સ્થિતિ સારી છે તેના ઉપર પણ ઉપકાર કરવાની આવશ્યકતા દર્શાવેલી છે. પરોપકારના જે અનેક પ્રકાર વિષે તમે પોતાની પસંદગી અથવા નાપસંદગી બતાવેલી છે તેમનો વિચાર

કરતા હાલ પ્રમાણે આગાડી પણ શ્રીમત અને ગરીબ એ ભેદ કાયમ રહેશે એવુ માનીલીધેલુ છે વળી હાલમાજ આ પ્રકરણમા મનુષ્યોએ પરસ્પર સાથે હળીમળીને રહેવાને કયા પ્રકારનુ વર્તન કરવુ એ વિષે જે ઉપદેશ કરેલો છે તે ઉચ્ચનીચ વર્ગના મનુષ્યોમા તે વોજ ભેદ ચાલતો રહેવાનો એવુ માની લેઇને કરેલો છે પરતુ પૂર્વેથી ચાલતી આવેલી સમાજવ્યવસ્થાને લીધે ઉત્પન્ન થયેલી સમજુતીથી જેમણે આપણુને મુકત કર્યા છે તેમને ઉપર બતાવેલા મનુષ્યોમાનો સબધ ખોટો હોઇને તે બદલવો જોઇએ એમ લાગે છે નીતિના અને તેમા અતર્ભૂત થનારી ખરી પરોપકારની કલ્પનામા તમે માની લીધેલા વૈષમ્યને જગા મળવી શક્ય નથી ખરા નીતિશાસ્ત્રના સિદ્ધાત ઉપરથી ઠરાવેલા વર્તનના નિયમ જો અમલમા આણવા હોય તો પહેલાતો હાલની સમાજવ્યવસ્થામાના ઉપર કહેલા પ્રકારના સબધ એકે એક નષ્ટ કરી નાખીને તેમની જગાએ આવા નવીન સબધની યોજના કરવી જોઇએ કે, તેમા સપત્તિ ભેદ અથવા જાતિભેદ ઉત્પન્ન થવાને લગાર પણ સ્થળ મળે નહિ આવા પ્રકારની વ્યવસ્થા થયા પછી તમે જે વાતોનો પરોપકારમા સમાવેશ કરેો છો, તે પૈકી કેટલીક નિરર્થક અને કેટલીક અશક્ય થઇ જશે ''

કેવળ તાત્વિક દૃષ્ટિએ વિચાર કરતા ઉપરના આક્ષેપને જગા છે એમ કબુલ કરવુ જોઇએ જે સામાજિક સ્થિતિમા વર્ગ વર્ગમાના ભેદ મનુષ્યના મનમા પક્કા ઠસી ગએલા છે તે સ્થિતિમા મનુષ્યના સુખની પરમાવધિ થઈ શકય નથી કુદરતના ગુણની સર્વમા સરખી વહેચણી થઇને મનુષ્યમા સરખાપણુ ઉત્પન્ન થવાનો તો સભવજ દેખાતો નથી વળી કદાપિ તેવી સ્થિતિ થઈ શકી હોય તો તે કેટલી બાકર થશે એની કલ્પના કરાતી નથી પરતુ એવી એક સ્થિતિ પ્રાપ્ત થવી શકય દેખાય છે કે તેમા શારીરિક અથવા

માનસિક સામર્થ્ય, અધિકાર, સંપત્તિ, ઇત્યાદિ અનેક શક્તિનો મનુષ્યો-મધ્યે વિભાગ કરતી વખતે પ્રત્યેક શક્તિની વહેંચણીમાં જો કે સરખાપણું હોય નહિ તોપણ સરાસરીના પ્રમાણથી સર્વને લગભગ સરખા સુખનો લાભ થાય. એક વાતમાં એક મનુષ્ય બીજા ઉપર સરસાઇ કરે તો વળી બીજી એકાદ વાતમાં બીજો પહેલા ઉપર કરે. આવી રીતે મનુષ્યમાં એક પ્રકારનું સરખાપણું ઉત્પન્ન થયું તોપણ બીજા પ્રકારનું વૈચિત્ર્ય કાયમ રહેશે તથા સમાજમાંથી ઉચ્ચનીચ વર્ગ નષ્ટ થશે કેવળ નીતિશાસ્ત્રનો વિચાર કરતાં મનુષ્યની અને મનુષ્ય જાતિની આવીજ કઇ કાલ્પનિક સ્થિતિ મનમાં રાખવી પડે છે.

પરંતુ દેશકાળ વર્તમાન તરફ લક્ષ આપીને, હાલમાં જે સ્થિતિમાંથી મનુષ્ય સમાજ હળવે હળવે આગે કૂમણુ કરે છે તે સ્થિતિને લાગુ પડશે એવા પ્રાસંગિક નીતિના વિચાર આપણને કર્તવ્ય છે એ વાત આ મનુષ્યોના લક્ષમાં રહેતી નથી. કેવળ નીતિશાસ્ત્રના સિદ્ધાંત નમુના પ્રમાણે હમેશાં આપણી આંખ આગળ રાખવા જોઇએ અને જેમ જેમ વસ્તુસ્થિતિ બદલાતી જાય તેમ તેમ પ્રાસંગિક નીતિનો વિચાર કરીને ઠરાવેલા વર્તનના નિયમમાં હળવે હળવે ફેરફાર કરતાં જવું જોઇએ. એકદમ વસ્તુસ્થિતિ બદલવી શક્ય ન હોવાને લીધે જે સ્થિતિમાં મનુષ્યના સુખની પરમાવધિ થવી શક્ય છે તે સ્થિતિને લાગુ પડનારા કેવળ નીતિશાસ્ત્રના નિયમ પણ એકદમ અમલમાં આવવા અશક્ય છે.

વસ્તુ સ્થિતિમાં થોડો થોડો ફેરફાર કરીને જે સુધારો કરવામાં આવે છે તે ટકાઉ થાય છે; પરંતુ કેટલાક લોકોની આ મંદગતિએ તૃપ્તિ થતી નથી. પૂર્વની સ્થિતિ તમામ નષ્ટ કરીને તેની જગાએ નવીન કાલ્પનિક સ્થિતિની એકદમ સ્થાપના કરવી એમ તેમને લાગે છે. આવા વિચારના લોકો એક વાત માની લે છે તે એકે, મનુષ્યનું

મન પણ એકદમ બદલાઇ શકે અને તેના દુર્ગુણ અને દુર્વિચાર નષ્ટ થઇને એક ક્ષણમા તેની જગાએ સદ્ગુણ અને સદ્વિચાર એનો ઉદય થશે સમાજની વ્યવસ્થામા એકદમ ફેરબદલો કરીને ઇષ્ટ પરિણામ બનાવવાની હાવના કેટલાક લોકોની ઇચ્છા, પૂર્વના લોકોની કલ્પવૃક્ષ અથવા કામધેનુ એમની પ્રાપ્તિ કરી લઇને ઇષ્ટ મનોરથ પૂર્ણ કરી લેવાની ઇચ્છા પ્રમાણે, અથવા પારસમણીની પ્રાપ્તિ કરી લેઇને તેની દ્વારે લોખડનુ જોઇએ તેટલુ સોનુ બનાવવાની ઇચ્છા પ્રમ ણેજ છે

એશિઆખડની પૂર્વ તરફની અણીથી તે અમેરિકા ખડની પશ્ચિમ તરફની અણી સુધી, અને ઉત્તર ધ્રુવથી દક્ષિણ ધ્રુવ સુધી મનુષ્યોએ રોકી રાખેલો જે વિસ્તિર્ણ ભુપ્રદેશ છે તેમા જ્યા ત્યા હમેશા અન્યાયના અને જુલમના પ્રકાર બને જાય છે એક દેશે બીજા દેશને ફ ાવવો, અને એક મનુષ્યે બીજા મનુષ્યનો મનમા આવે તેમ ફાયદો લેવો આ પ્રકાર સર્વત્ર ઓછા વધતા પ્રમાણમા જણાય છે આ જગતમા મનુષ્યોએ એક બીજા સાથે બધુ પ્રેમે ચાલવુ જોઇએ એ જેનુ પ્રધાનતત્વ છે તે સમાજવ્યવસ્થાને કોઇ પણ ઠેકાણે અપયશ મળે એમ લાગતુ નથી જે સ્વભાવને લીધે દેશ દેશમા લડાઇઓ ચાલતી રહે છે અને એક બીજાનુ વેર લેના માટે મનુષ્યના મનમા અતિ ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે જે સ્વભાવને લીધે થોડુ અપમાન થયાની સાથે અપમાન કરનારની સાથે દ્વદ્વ યુદ્ધ કરવાને મનુષ્ય તૈયાર થાય છે અને પોતાનો જીવ આપવાને અને બીજાનો જીવ લેવાને આગળ પાછળ જોતો નથી, તે સ્વભાવના મનુષ્યોથી પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનારો કાલ્પનિક સમાજ બનાવી શકાય એમ નથી અનેક પ્રકારના ખેલની ભયકર લડાઇઓ જોવાને જે લોકોના ટોળાને ટોળા ભેગા થાય છે, અને કોઇ પડયો અથવા કોઇ ઠાર થઇ એટલે તેના

દુઃખે ગમત માની લે છે, અને ખેલનારાના એ પક્ષમાં કંઈ ટંટો થયો તો ન્યાય કરનારા ત્રાહીત મનુષ્યે તેમની ઇચ્છા પ્રમાણે ન્યાય આપ્યો નહિ તો તેના ઉપર પથરાની વૃષ્ટિ કરવાને પણ જે બાકી રાખતા નથી, અને જેમનો બંદોબસ્ત કરવાને પોલીસના સિપાઇઓને વચ્ચે પડવું પડે છે, તે લોકોને હાથે સમાજના હિત માટે સંપથી યત્ન થવો અને પરસ્પરના હકનો પૂર્ણ વિચાર થઇને આચરણ બનવું એ અશક્ય છે. રાજકીય, સામાજિક અને ધાર્મિક વાતોમાં મતભેદ થયો કે તરત જે લોકો એક બીજાનો પ્રાણ લેવાને પણ આઘુંપાછું જોતા નથી અને ભિન્ન મતના લોકોનું ઘર અને બાયડી છોકરા તથા વિત્તનો અપહાર કરવાનું તેમના મનમાં કંઈ લાગતું નથી; લોકોને બીક બતાવવા માટે જે આગ લગાડીને અથવા દારૂએ એકદમ ઘરબાર ઉરાડી દઇને નિરપરાધીનો બલી (ભક્ષ) લે છે; અને એવા ગુન્હામાં પકડાઈ જઇને શિક્ષા ભોગવવાનો વખત આવ્યો એટલે પાછું બીજાને દૂષણ આપે છે: તે મનુષ્યોને માટે કેટલું પણ કૌશલ્ય ખરચ કરીને નવીન વ્યવસ્થા બતાવી તોંપણ થોડા દિવસમા તે તેની દુર્દશા કરી મૂકશે. વસ્તુસ્થિતિ તરફ દુર્લક્ષ કરીને મનોરાજ્યમાં ગરક થઇ જનારા લોકો શિવાય કોઇને પણ હાલનાં મનુષ્યો પ્રસ્તુતની સ્થિતિ કરતાં સારી સમાજ સ્થિતિને યોગ્ય છે એમ લાગનાર નથી. જે મનુષ્યો સાધનની યોગ્યાયોગ્યતાનો વિચાર ન કરતાં પોતાના શ્રમ માટે જેટલો વધારે મોબદલો મળે તેટલો મેળવવા માટે યત્ન કરે છે. તેમની સ્વાર્થબુદ્ધિ એકદમ નષ્ટ થઇને પરાર્થબુદ્ધિનો તેમના ઉપર એકદમ અમલ બેસશે, અને પોતાંના આચરણથી બીજાના સુખમાં વ્યત્યય થશે કે શું તેનો વિચાર કરીને તે પોતાનું વર્તન કરવા માંડશે, એવી કલ્પના કરવી એટલે મનુષ્ય સ્વભાવ વિષે પોતાનું પૂર્ણ અજ્ઞાન પ્રકટ કરવું થાય.

ઉપર જે મનુષ્ય સ્વભાવનું વર્ણન આપેલું છે તે વિશેષે ક-
રીને અજ્ઞાની અને તોફાની લોકોને લાગુ પડનાર છે સુશિક્ષિત અને
વિચારી કહેવડાવનારા લોકોની સ્થિતિ જોતા પણ તેમની સ્વાર્થની બુદ્ધિ
એકદમ નષ્ટ થઈ તો ઠેકાણે પરાર્થ બુદ્ધિ ઉત્પન્ન થવી કેટલી અ
સંભવિત છે તે દેખાઇ આવશે જુગાર રમવો, સટો કરવો, સોરટીમા
પૈસો રોકવો ઇત્યાદિ પ્રકાર સમાજમાના ઉપરની પાયરીના લોકો ત
રફથી પણ બને જાય છે વળી આ સર્વ પ્રકારના બીજા કહીએ તો
બીજાના નુકસાનથી પોતાનો ફાયદો કરી લેવો એજ મનુષ્યો કાલે
નવીન સમાજ વ્યવસ્થા શરૂ થઇ કે તરત બીજાઓ ફાયદો થવા
માટે પોતે નુકસાન વેઠવા તૈયાર થનાર। મનુષ્ય સ્વભાવમા ફેરફાર
થયા શિવાય વ્યવસ્થામા ફેરફાર કરીને, જે સારાપણું આગનીથમા
તેના રગ મેગી શમરો એવી આ લોકોને આશા છે

મનુષ્ય સ્વભાવના સબંધે બે પ્રકારની સમજુતી લોકોમા જડી
આવે છે કેટલાકો લાગે છે કે મનુષ્ય સ્વભાવમા બીલકુલજ ફેર
ફાર થવા સરખો નથી અને બીજા કેટલાકો લાગે છે કે થોડા અ
વધામા તેમા જોઇએ તેટલો ફેરફાર કરી શકાશે આ બન્ને સમજુતી
ભુલભરેલી છે મનુષ્ય સ્વભાવમા જોઇએ તેટલો ફેરફાર થઇ શકશે
પરંતુ તે યુગનાયુગ લાગવા જોઇએ ભિન્નભિન્ન દેશમાંના સ્વભા
વમા જે થોડો થોડો ફરક દેખાઇ આવે છે તે થવાને પણ કેટલાક
શતકની જરૂર પડે છે આ ઉપરથી મનુષ્યની સ્વાર્થબુદ્ધિ નષ્ટ થ
ઇ તેની જગાએ પરાર્થબુદ્ધિ ઉત્પન્ન થવાને કેટલો કાળ લાગવો
જોઇએ એની કલ્પના કરી શકાશે સમાજની સમજુતી પ્રમાણે ચા-
લવા સુખ થાય છે અને તેની વિરૂદ્ધ ચાલવા હોય તો દુ:ખ થાય છે,
આવી સમજુતી હોવાને લીધે સાધારણ મનુષ્યની પ્રવૃત્તિ હમેશાં સ-
માજની સમજુતી પ્રમાણે આચરણ કરવા તરફ હોય છે એ માટે

સમાજની સમજુતીમાં થોડો થોડો ફેરફાર કરવાનો યત્ન કરીને મનુષ્યની આ સ્વાભાવિક પ્રવૃત્તિને લીધે તેના મન ઉપર જે હળવે હળવે સંસ્કાર થતો જશે તે શિવાય ઇષ્ટ ફેરફાર બની આવવાનો બીજો માર્ગ નથી.

એ કહેવાની કંઇ જરૂર નહતી, પરંતુ ઉત્તમ અને મધ્યમ સ્થિતિમાંના લોકોને જે શિક્ષણ મળે છે અને જે કનિષ્ટ સ્થિતિમાંના લોકોને પણ સખ્તાઇથી આપવા વિષે ચારે તરફ પ્રયત્ન ચાલેલો છે, તેને લીધે ખુલેખુલ્લી રીતે દેખાતી સૃષ્ટિમાંનાં સામાન્ય તત્વોની પણ મનુષ્યને ભૂલ પડવા માંડી છે, એ માટે ઉપરનો ઉલ્લેખ કરવાની જરૂર પડી છે. આ તત્વો પૈકી એક એવું છે કે, અમુક એક સામાજિક અથવા દેશની વાત કરવાની એવું મનુષ્યના મનમાં આવ્યા શિવાય તે તેની પાસેથી બનવાની નથી; મનુષ્યનો માનસિક વ્યાપાર તેના જીવતરનો એક ભાગ થાય અને તે જીવતરના સામાન્ય નિયમને અનુસરીને થાય છે, વળી સૃષ્ટિમાંના સર્વ જીવોના જીવનના જે નિયમો છે તેમાંજ માનવી જીવતરના નિયમનો અંતરભાવ થાય છે. રાજકીય, સામાજિક અને બીજી વાતના સંબંધે સમાજમાં એકદમ ફેરફાર કરવા ઇચ્છનારા લોકો જો એ તત્વ ધ્યાનમાં રાખશે તો તેમને સમાજની મંદ ગતિ વિષે સતાપ થવાનું કાંઇ કારણ રહેનાર નથી. તેમના લક્ષમાં આવશે કે, મનુષ્યની ઉત્પત્તિથી તે આજ સુધી મનુષ્યના જીવતર સંબંધી જે જે વાતો થએલી છે તે સર્વે આસપાસની સ્થિતિમાં ફેરફાર થવાને લીધે. પ્રાણીને પોતાના આચરણમાં અને સ્વભાવમાં જે ફેરફાર કરવો પડે છે તેને લીધે બનેલી છે; અને આગળ પણ એજ ક્રમ શરૂ રહેશે. જેમ જેમ પરિસ્થિતિ બદલાતી જશે તેમ તેમ પ્રાણી માત્રોએ તે સ્થિતિની યોગ્યતા પોતાના અંગે આણવાને તત્પર રહેવું, આ પ્રવૃત્તિને લીધે જીવ સૃષ્ટિ-

મોના સર્વ બનાવો બનતા જાય છે અજ્ઞાનમા ભટકતા રહીને લુંટ-લુટ કરીને નિર્વાહ કરનારા મનુષ્ય સુધરતા જઇને એક ઠેકાણે રહેવા લાગ્યા અને ઉદ્યોગ ધધો કરીને પોતાનો ઉદરનિર્વાહ ચલાવવા લાગ્યા આ સર્વ ફેરફાર ઉપરના કારણોને લીધેજ બની આવેલો છે એ ક્રિયા ચાલતા મનુષ્યના વિચાર, મનોવિકાર અને ટેવ એમા પણ ફેરફાર થતો જાય છે વળી એ કામ લાબા વખત સુધી મનુષ્ય જાતિએ પુષ્કળ દુ ખ વેઠયા ( સહન કર્યા ) શિવાય બની આવતું નથી પૂર્વેની ટેવ પડી ગયેલી વાત કરવાની ન મળવાને લીધે અને છેક અપરિચિત એવી વાત કરવાની હોવાને લીધે થનારૂ દુ ખ ભોગવ્યા શિવાય છૂટકો નથી આ સ્વાભાવિક ક્રમને હરકત કરીને વ્યક્તિનુ અથવા વર્ગનુ સરક્ષણ કરવા માટે કૃત્રિમ પ્રયત્ન કરતા એ દુ ખ ઓછુ થવાનો સભવ તો નથીજ, પણ ઉલટુ વધારે દુ ખ થશે કારણ આગે યોગ્યતા આવ્યા શિવાય એકદમ અગાડીની સ્થિતિને ટેકો આપી શકાતો નથી, એવુ દેખાઇ આવ્યા પછી ફરીને આરભથી શરૂઆત કરવી પડશે અને બધે દુ ખો સહન કરવા પડશે •

આ સર્વ વિચાર મનમા આવતા એટલે પરોપકારને લીધે ઉત્પન્ન થનારા કર્તવ્યમા તે તે સ્થિતિના પ્રમાણથી ફેરફાર કરવાની આવશ્યકતા દેખાઇ આવશે મનુષ્યની અતિ ઉન્નત સ્થિતિમાના કર્તવ્યોની આવશ્યકતા મનુષ્ય જેમ જેમ તે સ્થિતિની પાસે જશે તેમ તેમ વધારે લાગશે તે કર્તવ્યો બને એટલા કરીને શિવાય આસપાસની સ્થિતિ તરફ લક્ષ આપીને પરોપકારની દૃષ્ટિએ ઉત્પન્ન થનારા કર્તવ્યો મનુષ્યને વળી હજારો વર્ષ સુધી કરવા પડશે વસ્તુ સ્થિતિનો વિચાર ન કરતા કેવળ કલ્પનાસૃષ્ટિમા ગરક થઇ જનારા લોકોના સમાજમાના ઘટકાવયવનો સુધારો ન કરતા એકદમ સમાજનો સુધારો કરવા માટે નો પ્રયત્ન નિષ્ફળ થયા પછી તેમની આખો ઉઘડે છે, અને આજ

સુધી જે સૃષ્ટિક્રમે સુધારો થતો આવ્યો છે તેજ સૃષ્ટિક્રમનું અવલંબન અગાડીનો સુધારો કરવા માટે કરવું જરૂરનું છે એ વાત તેમના લક્ષમાં આવે છે. પૃથ્વી ઉપરના ઘણા ખરા દેશોમાંનું મનુષ્યભક્ષકપણું નષ્ટ થયું છે અને તે નષ્ટ કરવું એ ભૂષણાસ્પદ સમજાવમાં આવે છે. પરંતુ જૂદા જૂદા સમાજમાંનું સમાજભક્ષકપણું હજી ગયું નથી. એક સમાજે બીજા સમાજનો કોળીઓ કરવો અને તેને માટે અભિમાન બતાવવું એવી હાલ પણ સ્થિતિ છે. એ સ્થિતિ જે વખતે નષ્ટ થશે તે વખતે મનુષ્યની પશુવૃત્તિ નષ્ટ થઇને તેને અંગે મનુષ્યવૃત્તિ ઉત્પન્ન થતી જશે. જ્યાં સુધી જૂદા જૂદા સમાજ પરસ્પરસાથે શત્રુત્વથી અને અન્યાયથી ચાલે છે ત્યાં સુધી સમાજમાંના મનુષ્યો મધ્યે કહેવા જેવો સુધારો થવો શક્ય નથી. સમાજમાંના મનુષ્યનો પરસ્પરસાથે સંબંધ ઠરાવનારી અંતર્નીતિ. અને તે સમાજનો બીજા સમાજ સાથેનો સંબંધ ઠરાવનારી બહિર્નીતિ, આ બન્નેનો પરસ્પર સાથે ઘણો સંબંધ છે. આ બન્નેમાં વિરોધ જે વખતે નષ્ટ થશે, તે વખતે જે સ્થિતિની અસ્પષ્ટ કલ્પના મનોરાજ્યમાં ગઢાઈ ગયેલા લોકોના મનમાં આવે છે તે સ્થિતિ તરફ મનુષ્યનાં પગલાં વિશેષ પ્રતિબંધ ન થતાં ઘણાજ વેગે જવા લાગશે.

મધ્યંતરી પરોપકારનું એક મુખ્ય કામ કહીએ તો એ કે સંક્રમણ સ્થિતિમાંનાં દુ:ખો કમી કરવાં એ થાય. બદલાતી જનારી સ્થિતિની યોગ્યતા અંગે આગુના વાસ્તે જે દુ:ખો સહન કરવાં પડે છે તે તો છૂટવાનાં નથીજ, પરંતુ તે શિવાય સંક્રમણ સ્થિતિને લીધેજ ઉત્પન્ન થયેલા બીજાં દુ:ખો કાઢી નાંખવા સરખાં હોય છે, તે કમી કરવા માટે પરોપકારનો ઉપયોગ કર્યાથી સમાજને પુષ્કળ ફાયદો થવા સરખો છે. જે પરોપકારે એકાદ વ્યક્તિનું દુ:ખ કમી કરવામાં આવે તે પરોપકારમાં તેનાં બીજાં પરિણામ ખોટાં હોય તોપણ તેટલાપુરતું સારા-

પણ છે એ કબુલ કરવુ જોઇએ, જે પરોપકારે વ્યક્તિના આગા ડીના હિતને કોઇ પણ પ્રકારનો વ્યત્યય ન આવતા જેટલી મદદ કરવી શક્ય હશે તેટલીજ કરવામા આવે તો તે પરોપકાર તેના કરતા પણ વધારે સારો પરતુ વ્યક્તિના તાત્કાલિક અને અગાડીના સુખ તરફ નજર રાખીને ન ચોભતા, અગાડીની પેઢીના અને એકદર સમાજના હિત તરફ લક્ષ આપીને કરેલો જે પરોપકાર તે સર્વંમા ઉત્તમ થાય જે મનુષ્યને પોતાના ઉપરની જવાબદારી પૂર્ણ રીતે ઓળખાઇ આવેલી હોય તેનાજ હાથથી એટલો દૂરનો વિચાર થશે દુ ખીઆના દુ ખે પોતાને દુ ખ થયુ તોપણ આવો મનુષ્ય સહન કરશે, પણ જે પ્રકારની મદદે આજ કમી થનારા દુ ખતું અનેક-ગણું દુ ખ અગાડીની પેઢીના લોકોને ભોગવવુ પડવાનો સભવ હોય તે પ્રમાણેની મદદ કરનાર નથી કેટલાક લોકોને તાત્કાલિક સુખ આ પવા માટે તેમને મદદ કરીને અગાડીના લોકો માટે દુ ખનો સગ્રહ કરીને રાખવો એવુ મનુષ્યને કદી પણ ગમનાર નથી પરોપકારની અતિ ઉન્નત કલ્પના પ્રમાણે જેને ચાલવાનુ હશે તેણે જરૂર પડે ત્યારે સ્વાર્થનો ત્યાગ કરવાને તૈયાર રહીને અનેક પ્રસગે આકુચિત દૃષ્ટિના પરોપકારથી થનારા સુખને પણ છોડવાને તૈયાર થવુ જોઇએ

સક્રમણ અવસ્થામા કરવામા આવનારા પરોપકારને માટે મનુષ્યને જે સ્વાર્થ ત્યાગ કરવો પડે છે તે મનુષ્ય જેવો જેવો ઉન્નત અવસ્થા તરફ જતો જશે તેવો તેવો કમી થશે અને છેવટે તેની બહુ જરૂર ર-હેનાર નથી હાલની સ્થિતિમા પરોપકારનુ મુખ્ય કામ કહીએ તો દુ ખીના દુ ખો કમી કરવા એ થાય હજુ હજારો વર્ષ પરોપકારને એ જ મુખ્ય કામ કરવા પડશે, પરતુ અગાડી એ કામ ઓછુ થતુ જઇને આસપાસના મનુષ્યના સુખની વૃદ્ધિ કરવી એ પરોપકારનું મુખ્ય કામ થઇ બેસશે બીજાના દુ ખે દુ ખી થવાથી જેમ તેનું

દુઃખ કમી થાય છે તેમ બીજાના સુખે સુખી થવાથી તેનું સુખ વધે છે. આ બન્ને મનોવિકાર પરોપકારને કારણભૂત છે. જેમ જેમ મનુષ્યોનાં દુઃખ કમી થતાં જશે તેમ તેમ સમ દુઃખીપણાને લીધે ઉત્પન્ન થનારા મનોવિકારનું ક્ષેત્ર મર્યાદિત થઇને પરસ્પરના સુખના વિભાગી થવાથી સર્વના સુખની વૃદ્ધિ થતી જશે.

જે સ્થિતિમાં સરાસરી પ્રમાણે મનુષ્યના આયુષ્યમાં સુખ કરતાં દુઃખનો અંશ ઘણો હોય છે તે સ્થિતિમાં દયાનો મનોવિકાર ઘણો પ્રબળ થયો તો જગતમાં દુઃખની વૃદ્ધિ થઇને મનુષ્ય જાતિનું અકલ્યાણ થશે. સારે નસીબે જે મનુષ્યો સારી સ્થિતિમાં હશે તે જો ઘણાં કોમળ મનનાં હોય અને તેમના હૃદયમાં તેમના બંધુઓની વિપત્તિનું આબેહુબ પ્રતિબિંબ ઉઠે તો તેમનું જીવતર કષ્ટમય થશે. આરબ લોકોએ નિગ્રો લોકોને પકડીને ગુલામ કરી તેમને આપેલાં દુઃખો, સવારથી સંધ્યાકાળ સુધી ચાબકાના મારની નીચે ગુલામો પાસેથી લીધેલું કામ, રાતા ઇંડિયન લોકોને નિર્મૂળ કરવા માટે અમેરિકામાં વસાહત કરનારા યૂરોપિયન લોકોએ કરેલાં માણસાઇ વગરનાં કામ, દુકાળમાં ભૂખે તરફડીને મરનારા અને લડાઇમાં જખમી થઇ તરફડનારા લોકોની વિપત્તિ, ઇત્યાદિ વાતો તે તે કાળના સુખી લોકોના હૃદયમાં જો રાત્રિદિવસ આબેહુબ ખડી રહેલી હોય તો તેમનું જીવતર અસહ્ય થયું હોત. આંખે ન દેખાય એવી વાત એક કોરે મૂકીએ તોપણ પ્રત્યેક મનુષ્યની નજર આગળ બનનારા વિપત્તિના વિચારો તેને એક સરખા કરડવા લાગ્યા તો જગતમાં રહેવું નહિ એવું તેને થઇ જશે. પેટ માટે બાર બાર કલાક કામ કરવું પડે, એટલું કરતાં પણ કેટલાકને અર્ધા ભૂખ્યા રહેવાનો વારો આવે, ઘરબાર ન હોવાથી ઝાડ નીચે રહેવાનો પ્રસંગ આવે, ટાઢના દિવસમાં પણ અંગે જોઇતાં કપડાં ન મળે, તેવી સ્થિતિમાં છોકરાનો

ત્રાસ પડતી હોય, ઇત્યાદિ પ્રકાર કોઇ પણ ઠેકાણે નજરે પડતા સરખા છે એ સર્વ વિપત્તિ ભોગવ્યા શિવાય દૂર્મે નથી એ વિચાર તો ઘણોજ દુઃખકારક છે મનુષ્ય સ્વભાવમા જેવતો ફેરફાર થતી વખતે મનુષ્યને જે આગતુક દુઃખો સહન કરવા પડે છે તે કમી કરવા તરફ જો કે હાલના મનુષ્યોના દયાળુપણાનો થોડોક ઉપયોગ થવા સ ગો છે, તોપણ દરેક ક્ષણેવા અપરિહાર્યવિપત્તિના વિચારને લીધે દયાળુ તત્વના મનોવિસરની થવી જોઇએ તેટલી વૃદ્ધિ થતી નથી એ વિપત્તિ જેમ જેમ કમી થતી જશે તેમ તેમ મનુષ્યોને પરસ્પર વિષે અધિકાધિક લાગણી લાગવા માડશે, અને જે વખતે તે ઘણીખરી નષ્ટ થશે તે વખતે મનુષ્યની બંધુપ્રીતિ પૂર્ણાવસ્થાએ જઇ પહોચશે

જ્યારે દૂરદૃષ્ટિના વિચારે અથવા પ્રજોત્પાદન શક્તિ ઓછી ઓછી થવાને લીધે લોક સખ્યા કમી થશે, અને સુદ્દને ઉપયોગી સામાન પદાર્થમઢાવયમા ફકત દૃષ્ટિએ પડશે, ત્યારે એક બીજા ના સુખ દુઃખના ભાગીદાર થવાને મનુષ્યની ઇચ્છા એટલી પ્રબળ થશે કે આજ તેના સબધી કલ્પના પણ થઇ શકવાની નથી કારણ મનુષ્ય સ્વભાવનુ ઉત્ક્રમણ ચાલતી વખતે જેમના યોગે મનુષ્યના સુખમા વધારો થવાનો સભવ હશે એવી મનોવૃત્તિને હમેશ ઉત્તેજન મળતું જશે મનુષ્યની ભાષા અને મુખચર્યામા વિચારનું પ્રતિબિબ ઉઠવાની કળા એ જેમ જેમ સુધરતા જશે તેમ તેમ મનુષ્યો પર સ્પરના મન સમજી શકશે તથા એક મનુષ્યના સુખોત્પાદક મનો ધર્મનો પરિણામ અન્ય ઉપર થઇને એકદર સુખની વૃદ્ધિ થશે

આ રીતે મનુષ્ય અધિકાધિક ઉપરની પાયરી ઉપર આવતો જશે તેમ તેમ પરસ્પરનું દુઃખ કમી કરવાના પરોપકારના કામ ઓછા થઇને એક બીજાના સુખ વૃદ્ધિ કરવાના કામ વધશે

ઘણાં જણને ઉપરનું અનુમાન નિરર્થક લાગે છે. આ લોકોના બે વર્ગ છે. એક વર્ગમાંના લોકોને ઉત્ક્રમણ વાદ ખરો લાગે છે, અને અશક્ય લાગવા સરખી વાતો ઉત્ક્રાંતિને લીધે બની આવેલી છે એ તે કબુલ કરે છે. પરંતુ ઉત્ક્રાંતિને લીધે મનુષ્ય સ્વભાવમાં ઉપર દર્શાવેલા ફેરફારો થશે એવું માત્ર તેમને લાગતું નથી. બીજા વર્ગમાં ઘણા લોકોનો સમુદાય છે. એ વર્ગમાંના લોકોને મનુષ્યનું આગાડી શું થશે એ વિષે વિચાર કરવાનું સુજતું નથી. જે વાતોથી આ લોકનું અને પરલોકનું તેમને પોતાને સુખ મળવાનો સંભવ ન હોય તે માટે તેઓ અત્યંત ઉદાસીન હોય છે.

પરંતુ આ બન્ને વર્ગમાંના લોકોના વિચાર સાથે જેમના વિચાર મળતા આવતા નથી એવા કેટલાક થોડા લોકો જડી આવે છે. ઉત્ક્રાંતિને લીધે મનુષ્યસ્વભાવને અધિકાધિક ઉન્નત સ્વરૂપ આવતું જશે એવી તેમની સમજુત છે એટલુંજ નહિ, પણ તે વિષે સપષ લેવો એ અવિચારનું ધોતક છે એમ તેમને લાગે છે ગયા વખતમાં જે કારણથી વિલક્ષણ પ્રકારનાં કાર્યો બની આવ્યા તેજ કારણથી ભવિષ્ય કાળમાં પણ તેવાંજ પરિણામ બની આવવાં જોઇએ એવો તેમનો મત છે. હાલની સમાજને અથવા હાલની મનુષ્ય જાતિને તે ઉન્નત સ્વરૂપ પ્રાપ્ત થશે એવું તેમનું કહેવું નથી; અને યુગના યુગ નાના પ્રકારના ખોટા ખરા ફેરફાર થઇને આખરે મનુષ્યસમાજ અતિ ઉન્નત સ્થિતિએ જઇ પહોંચશે એવી તેમની પૂર્ણ ખાત્રી છે. આવા વિચારના લોકોની સંખ્યા દિવસે દિવસે વધે છે અને તેમના મનમાં આ ઉત્ક્રાંતિને મદદ કરવી એવી ઇચ્છા ઉત્પન્ન થતી જાય છે કેટલાક લોકોને પોતાના દેશના કલ્યાણ વિષે અને તેમાંની ઉપયુક્ત સંસ્થા વિષે ઘણી કાળજી લાગે છે; બીજા દેશ વિષે અને લોકો વિષે કાળજી રાખનાર પણ કેટલાક લોકો જડી આવે છે. દિવસે દિવસે

મનુષ્યના વિચાર અધિકાધિક ઉન્નત થતા જોઇને મનુષ્યજાતિનું આગળ પગલું પડવા વિષે કાળજી રાખનારા લોકો ઉત્પન્ન થવા લાગશે.

આ પછી પરોપકારી ગૃહસ્થોનું સર્વ લક્ષ મનુષ્યને આગાડીની સ્થિતિને યોગ્ય કરવા તરફ લાગશે, અને મનુષ્યને તે સ્થિતિ પ્રાપ્ત કરી આપવાનાં કામે પોતાનો અતિ અલ્પ પણ ઉપયોગ થયો એવી ઉત્કટ ઇચ્છા તેમને થશે. કેવળ પરોપકારનાં કામ કરવામા મનુષ્યનું મન ઘડાઇ જવું શક્ય છે એમ અનુભવ ઉપરથી દેખાઇ આવે છે. દિવસે દિવસે આવા માણસોની સંખ્યા વધતી જવાનો સંભવ છે પરોપકારી ગૃહસ્થ વિચાર સૃષ્ટિના અતિ ઉંચા પ્રદેશમાં જઇને ત્યાંથી યુગાંતરે પ્રાપ્ત થનારી સ્થિતિ તરફ અવલોકન કરવા લાગ્યા, અને મનુષ્યને તે સ્થિતિ તરફ લેઇ જવાને પોતાના હાથથી થોડી ઘણી મદદ થઇ છે એવા વિચાર તેમના મનમાં આવ્યા એટલે તેમને પોતાના જન્મનું સાર્થક થયું એમ જાણીને અનંદપૂર્વક સમાધાન થશે.

સમાપ્ત.